## પ્રાપ્તિસ્થાન


૧. જશવંતલાલ ગીરધરલાલ શાહ
૧૪૭, તંબોળીનો ખાંચો
દોશીવાડાની પોળ – અમદાવાદ

૨. શ્રી શિવતિલક જ્ઞાન ચિત્ર મંદિર
મુ. પો. રામપુરા (સ્ટે. ભંકોડા)
તા. વીરમગામ

✲

વીર સંવત ૨૪૯૦
આગમોદ્ધારક સંવત – ૧૪

વિક્રમ સંવત ૨૦૨૦
ઈસ્વીસન ૧૯૬૪

# પ્રકાશકીય નિવેદન

સંસાર સમુદ્રથી 'તારે એ તીર્થ'—માનવી સંસારની જાળમાં ગળાબુડ ડૂબેલો હોય ત્યારે એને તીર્થદર્શનની ભાવના જાગે એ જ સદ્ભાગ્યની નિશાની છે અને તીર્થનાં દર્શન કરે ત્યારે તો જીવનનો એક અનેરો લહાવો બની રહે છે કેમકે, એને સંસારમાંથી તરવાની ભાવના જાગી છે પણ જો એને તાલાવેલી લાગી જાય તો એનો બેડો પાર થાય એમાં શંકા નથી.

તીર્થોનું વાતાવરણ જ એવું પવિત્ર હોય છે કે, માનવના મનને જાગૃત કરે છે, તેને આત્માભિમુખ બનાવે છે અને તીર્થનું સાચું માહાત્મ્ય સમજે તો 'તારે એ તીર્થ'ની ઉક્તિને સાચી ઠરાવે છે.

પણ સખેદ કહેવું જોઈએ કે આજે તો તીર્થદર્શન એક સફર–સહેલગાહ બની ગઈ છે. ત્યાં પણ ઘરના જેવી બધી સગવડો જોઈએ, પરિણામે તરવાને બદલે ડૂબવાનું થાય એવી આપણી રહેણી કરણી બની ગઈ છે.

**તીર્થંકરોની કલ્યાણકભૂમિઓ પણ તીર્થ છે. છરી ( એકલઆહારી ૧, ભૂમિસંથારી ૨, પાદવિહારી ૩, શુદ્ધ સમ્યત્કવધારી ૪, સચિત્તપરિહારી ૫, બ્રહ્મચારી ૬) પાળી તે તીર્થયાત્રા કરવી જોઈએ એવું વિધાન છે.** આ વિધાન માત્ર બાહ્ય ત્યાગ અને તપસ્યા કરવા **માત્ર નથી** પણ એ દ્વારા આંતર ત્યાગ તપસ્યાની ભાવના જાગવી જોઇએ. ત્યાં કંઈક છોડીને, (ભંડારમાં પૈસા નાખીને જ માત્ર નહીં.) ત્યાં વસતા દીન દુઃખિયાંને દાન કરીને આવ્યા છીએ એવી સતત જાગૃતિ કાયમ રહે તો તીર્થદર્શન એક અપૂર્વ લહાવો બની જાય

સમેતશિખર એ તો જૈનોનું ઉત્તમ તીર્થક્ષેત્ર છે આ **ચોવીશીના** ચોવીશ તીર્થંકરો પૈકી વીશ તીર્થંકરોની એ નિર્વાણભૂમિ છે. એના વાતાવરણમાં જ પરમ શાંતિનો સંદેશ મળી રહે છે. આપણે તીર્થ શબ્દને સાર્થક કરીએ તો તીર્થદર્શન સાર્થક નીવડે.

ઈતિહાસની જ્યાં નજર ન પહોંચે એટલા કાળના પડપોપડા એ તીર્થ ઉપર વળી ગયા. કેટલાયે મહાનુભાવોએ આ તીર્થના જીર્ણોદ્ધારો કર્યા. ગ્રંથમાં આપેલા તીર્થરાસમાંથીયે કેટલાક ઉદ્ધારકોનાં નામો મળે છે. એમ જીર્ણ થતા આ તીર્થના ઉદ્ધારનો ક્રમ બરાબર આજ સુધી ચાલતો રહ્યો.

અહીં એક દુઃખની બાબત નોંધવા જેવી છે કે, જીર્ણોદ્ધાર વખતે તત્કાલીન સંસ્કૃતિના દસ્તાવેજી પુરાવાઓનો પણ નાશ થતાં, પરિણામ એ આવ્યું કે, આપણી

પરંપરાગત ભાવનાને અનુરૂપ છબી રૂપ બનતા શિલાલેખો, અવશેષો અને બીજાં સ્મૃતિ-ચિહ્નોના ઐતિહાસિક પુરાવાઓ ન મળવાથી ધાર્મિક માન્યતાઓ અને સ્થળના હક્કો ઉપર કુઠારાઘાત થવા લાગ્યો. ધર્મસ્થાનો ઊલટાં ઝગડાનાં ધામ બનવા લાગ્યાં. સમેત-શિખર તીર્થ માટે પણ આપણે ઘણું વેઠવું પડ્યું.

જૂનાં તીર્થોનો ઉદ્ધાર કરવાની આપણી પરંપરા હજી અવિરત ચાલ્યા જ કરે છે. એ આપણી જાગૃત ભાવનાનું ભાન કરાવે છે. દાનની પ્રણાલિ પણ એ જ રીતે ચાલુ છે. એ પણ ત્યાગનો ખ્યાલ આપે છે. એ પરંપરામાં સમેતશિખર તીર્થનો ઉદ્ધાર થવો જોઈએ અને તે થયો, તેમાં જેમણે તન, મન અને ધનથી સહાય કરી એ સૌ ધન્યવાદને પાત્ર છે. આવાં તીર્થોના જ કારણે જૈન ધર્મ અને સંસ્કૃતિ આજ સુધી ઝળહળતી રહી છે એ આપણા ગૌરવની બીના છે.

આવા તીર્થોદ્ધારો માટે જે આગળ આવે એ જ સાચો તીર્થભાવુક ગણાય.

આવાં કામો એકલે હાથે કદી થતાં નથી. એમાં પ્રેરણા કરનાર, ઉદ્ધારક દાનવીર, એ માટે વ્યવસ્થા કરનારું મંડળ, શિલ્પીઓ, મજૂરો વગેરે અનેક માનવીઓ પુણ્ય-ભાગી બને છે અને જૈન ધર્મે સૌને સરખાં પુણ્યભાગી માન્યાં છે. આમ છતાં ભાવનાની તરતમતાનું મૂલ્ય અંકાય છે. પ્રેરકની લગન, ઉદ્ધારકનો નિઃસ્પૃહ ત્યાગ, વ્યવસ્થા કર-નારની નિષ્ઠા, શિલ્પીઓ અને મજૂરોની પ્રામાણિકતા—એ બધું આપોઆપ મળી આવે અને આવાં કાર્યોમાં આત્મા રેડાય ત્યારે તીર્થમાં દિવ્યતાનાં તેજ ઝગી ઊઠે. લોકો તીર્થ બંધાવનારનાં અહોગાન ગાય અને પોતે પણ એના દર્શનથી ધન્યતા અનુભવે ત્યારે 'તારે એ તીર્થ'નું સાચું દર્શન થયું ગણાય.

અમે અહીં આ તીર્થનાં સાચાં દર્શન કર્યાં એમ કહેવું એક ધૃષ્ટતા ગણાય છતાં અમને સૌને આ તીર્થ નવાવતાર રૂપે જોવાનો અંતરંગ આનંદ મળ્યો છે—એવો અનુભવ થયો છે એમ તો સાચે જ કહી શકીએ.

આજે આ તીર્થ નવો અવતાર ધારીને બેઠું થયું છે—એનું આયુષ્ય લંબાયું છે એ જ અમારો આંતરિક સંતોષ છે.

અહીં વિભાગવાર આલેખન થયું છે તેમાંથી જ બધી વિગતો મળી રહે એમ છે. તેથી એ વિષે કહેવું યોગ્ય નથી.

આ તીર્થનાં નવા અવતારનાં દર્શન કરાવનાર પૂજ્ય સાધ્વી શ્રી રંજનશ્રીજી મહા-રાજનો પરિચય શ્રી ધીરજલાલે પહેલા વિભાગમાં આપ્યો છે. પૂજ્ય સાધ્વીશ્રીનું નિર્મળ ચારિત્ર્ય અને તેને અનુરૂપ જ્ઞાન-ધ્યાનની ઉપાસના ખરેખર સાધ્વી સંઘમાં એક જીવંત





મૂળનાયક શ્રી શામલીયા પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા
શેઠ અંદરજીભાઇ સહકુટુંબ કરી રહ્યા છે



સહસ્રફણા પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા શેઠ રાજેન્દ્રકુમાર તથા તેમનાં માતુશ્રી સૌભાગ્યલક્ષ્મીબ્હેન વગેરે કરી રહ્યા છે.



ડાબી બાજુના ગભારાના મૂળનાયક પદ્મપ્રભુજીની પ્રતિષ્ઠા શેઠ રાયચંદભાઇ વિ. કરી રહેલ છે.



પરમ પૂજ્ય દેવસુર તપાગચ્છ સમાચારી સંરક્ષક, આગમ વાચના દાતા, શીલા તામ્રપત્રોત્કીર્ણ પીસ્તાલીસ આગમયુક્ત આગમમંદિર સંસ્થાપક, સર્વપ્રથમ સંશોધન પૂર્વક આગમ પ્રકાશયિતા, ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક

**આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરિશ્વરજી મહારાજ સાહેબ.**



પ. પૂ. આગમોદ્ધારક આનંદસાગરસૂરીશ્વરજી મહારાજને




શાસન રક્ષામા સમગ્ર જીવન વિતાવનાર, મુંબઇ વિગેરે સ્થળોએ શ્રી સમેતશિખર તીર્થના પ્રશ્નને ઉપાડનાર, તે તીર્થના ઉદ્ધાર અને પ્રભાવનાની સતત્ ઝંખના રાખનાર, અમારા ઉપકારી આપને

આપના આજ્ઞાવર્તી તેમજ આગમવાચનાદિથી ઉપકૃતા સાધ્વી શ્રી શીવશ્રીજી મ. તીલકશ્રીજી મ. હેમશ્રીજી મ. તીર્થશ્રીજી મ. તેમના શિષ્યા ( સંસારી પુત્રી ) આપની ભાવનાને મૂર્ત્ત સ્વરૂપ આપનાર પૂ સા. શ્રી રંજનશ્રીજી મહારાજના ઉપદેશથી શ્રી સમેતશિખર મહાતીર્થનો જીર્ણોદ્ધાર થયો તે જીર્ણોદ્ધાર અને તીર્થના હેવાલને દર્શાવતો આ ગ્રંથ આપને સમર્પણ કરી અમો કૃતાર્થતા અનુભવીએ છીએ.

શ્રી સમેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ.





સ્વ [illegible]



સ્વ.પૂ. શિવશ્રીજી મ.



સ્વ.પૂ. હેમશ્રીજી મ.





શ્રી સમેતશિખર તીર્થોદ્ધારક
પૂ. રંજનશ્રીજી મ



સ્વ.પૂ. તીર્થશ્રીજી મ.





સ્વ.પૂ. સુરપ્રભાશ્રીજી મ.

તીર્થોદ્ધાર પ્રેરક પૂ. રંજનશ્રીજી મહારાજ તેમના વડીલ ગુરુણીઓ તથા આ કાર્ય અંગે પોતાના પ્રાણાંત સુધી ત્રીકરણ યોગે સેવા બજાવનાર સા. શ્રી સુરપ્રભાશ્રીજી મહારાજ.

આદર્શ છે એમ મારા અનુભવથી નિશંકપણે કહી શકાય એમ છે. તેમણે તથા તેમના ગુરૂબ્હેન પૂ. શ્રી સુરપ્રભાશ્રીજી મહારાજે આ તીર્થોદ્ધાર માટે જે તાલાવેલીથી કાર્ય કર્યું એ ખરેખર પ્રશંસા માગી લ્યે છે. તેમના જીવનની હકીકતો વિશે જિજ્ઞાસા થાય તે આ વિભાગથી જાણી શકાશે.

બીજા વિભાગમાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાનો અહેવાલ પણ તેમણે જ આપ્યો છે.

ત્રીજા વિભાગમાં પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી મહારાજશ્રી ( ત્રિપુટી )એ સમેતશિખર સંબંધે દસ્તાવેજી સાહિત્યિક પુરાવાઓ આપી સમેતશિખર તીર્થનું ઐતિહાસિક દર્શન કરાવ્યું છે. ઇતિહાસના મર્મજ્ઞ એવા મુનિશ્રીએ આ વિભાગ લખી આપ્યો છે તે આ ગ્રંથને અનુરૂપ છે.

ચોથા વિભાગમાં શ્રી ધીરજલાલે સમેતશિખર દર્શન કરાવ્યું છે.

પાંચમા વિભાગમાં સમેતશિખર તીર્થમાં જવાના છ પ્રકારના રસ્તા, તીર્થનાં સ્તવનો અને સા. રત્નત્રયાશ્રીજી મહારાજે ગીતમાં ગૂંથેલું પૂ. રંજનશ્રીજી મહારાજનું ચરિત્ર આપ્યું છે.

પહેલા વિભાગ પછી સમેતશિખર તીર્થની બધી દેરીઓના, જળમંદિરના, પ્રતિમાજી, તથા પ્રાસંગિક મળીને લગભગ ૬૦ ફોટાઓ પરિચય સાથે આપ્યા છે. એટલે અહીં બેઠાં જ તીર્થ દર્શનનો એક લહાવો માણી શકાય. અને જીવનની કો'ક ધન્ય પળે એ તીર્થનાં દર્શન કરવાની પ્રેરણા મળે.

આમ તીર્થ, તેનો ઈતિહાસ, એની ભક્તિ, એનો ઉદ્ધાર, એની વ્યવસ્થા વગેરેની સંપૂર્ણ માહિતી આ ગ્રંથમાં છે. તે તીર્થયાત્રીઓને ઉપયોગી થશે એમ લાગે છે.

—પ્રકાશક



॥ जयन्तु वीतरागाः ॥

# આમુખ

શીતનાં ઝોલાં જે ખમે, લૂની લહેરો ખાય.
ઘર કરે અળખામણાં, તે નર જાત્રાએ જાય.

કવિશ્રી ઉદયરત્નગણિ

પ્રસ્તુત "શ્રી સમેતશિખરજી તીર્થદર્શન" પુસ્તકના પ્રથમ વિભાગમાં પ્રવર્તિની સાધ્વીજી શ્રી રંજનશ્રીજીનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે, એ એક રીતે ઠીક જ થયું છે. સામાન્ય રીતે આજે જૈન વાઙમય સામે કેટલાક મહાનુભાવોની ફરિયાદ છે કે—વિશ્વના વિવિધ વાઙમયનાં ક્ષેત્રોમાં અનાબાધપણે ગતિ કરનાર અને વિશિષ્ટ વિશિષ્ટતમ શાસ્ત્રોની રચના કરનાર જૈનાચાર્યોએ જૈન સાધ્વીઓની જીવનકથાઓનું આલેખન કરવા સામે આંખમીંચામણાં કેમ કર્યાં છે? તેમ જ ઉદાસીનતા કેમ ધારી છે? પ્રાચીન જ્ઞાનભંડારોમાં રહેલી બારમા–તેરમા ચૌદમા સૈકા આદિમાં લખાએલી હસ્તપ્રતિઓના અંતમાં લખાએલી લેખકોની પુષ્પિકામાં — ઉદયશ્રી **મહત્તરા, સુમેરૂ-સુંદરી મહત્તરા, પ્રભાવતી મહત્તરા, પરમશ્રી મહત્તરા, અજિતસુંદરી-ગણિની, જગસુંદરીગણિની નિર્મલમતિગણિની દેવસિરિગ૦ જિનસુંદરીગ૦ કીર્તિશ્રીગ૦ તિલકપ્રભાગ૦ ધર્મલક્ષ્મીગ૦ મરૂદેવીગ૦ વિનયશ્રીગ૦ બાલમતિગ૦ મહિમાગ૦ શ્રીમતીગ૦ માનસિદ્ધિગ૦ પુણ્યસિદ્ધિગ૦ શાંતિવલ્લરીગ૦ શાંતિ-મતીગ૦ જગમતગ૦, સાધ્વી નલિનપ્રભા સા૦ કેવલપ્રભા સા૦ ચારિત્રલક્ષ્મી સા૦ પદ્મલક્ષ્મી સા૦ ભાવસુંદરી સા૦ મયણાસુંદરી સા૦ ભુવનસુંદરી** આદિ સંખ્યાબંધ મહત્તરા, ગણિની, પ્રવર્તિની તેમજ સાધ્વીનાં નામોની હારમાળા જોવામાં આવે છે. આચાર્ય **શ્રી હરિભદ્રસૂરિ ભગવાને આવશ્યકસૂત્રવૃત્તિ, દશવૈકાલિકસુત્ર-વૃત્તિ** આદિ અનેક ગ્રંથોમાં પોતાની ધર્મમાતા શ્રીયાકિની મહત્તરાના નામને "**महत्त-राया याकिन्या धर्मपुत्रेण चिन्तिता ।**" "**कृतिरियं सिताम्बराचार्यजिनभट (भद्रपाठा०) निगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो जाइणिमहत्तरासूनो रल्पमतेराचार्य हरिभद्रस्येति**" ઈત્યાદિ ઉલ્લેખો દ્વારા ચિરંજીવ બનાવ્યું છે. આચાર્ય **શ્રી સિદ્ધર્ષિરચિત** ઉપમિતિ ભવપ્રપંચા ગ્રંથની પ્રથમ પ્રતિ સાક્ષાત્ શ્રુતદેવતા સ્વરુપ શ્રીમતી ગણા નામની સાધ્વીએ લખી હતી, જેણીના નામનો અમર ઉલ્લેખ આચાર્ય-સિદ્ધર્ષિએ પોતે પ્રશસ્તિમાં આ પ્રમાણે કર્યો છે:—

"प्रथमादर्श लिखिता साध्व्या श्रुतदेवतानुकारिण्या ।
दुर्गस्वामिगुरूणां शिष्यिकयेयं गणाभिधया ॥ २१ ॥"

મલધારી આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિજીએ વિશેષાવશ્યક ટીકાના અંતમાં પોતાના જીવનમાં સવિશેષ પ્રેરણારુપ આદરણીય વ્યક્તિઓનાં નામોનો ઉલ્લેખ આ રીતે કર્યો છે—

ततश्चाभयकुमारगणि-धनदेवगणि-जिनभद्रगणि-लक्ष्मणगणि-विबुधचन्द्रादिमुनिवृन्द-श्रीमहानन्द श्रीमहत्तरा-वीरमतीगणिन्यादिसाहाय्यात् 'रे रे! निश्चितमिदानीं हता वयम् यद्येतन्निष्पद्यते, ततो धावत धावत, गृह्णीत गृह्णीत, लगत लगत' इत्यादिपूत्कुर्वतां सर्वात्मशक्त्या युगपत् प्रहरतां हाहारवं कुर्वतां च मोहादिचरटानां चिरात् कथं कथमपि विरचय्य तद्द्वारे निवेशितमेतद्‌ इति । ततः शिरो हृदयं च हस्ताभ्यां कुट्टयन् विषण्णो मोहमहाचरटः, समस्तमपि विलक्षीभूतं तत्सैन्यम्, निलीनं च सनायकमेव ।"

આ ઉલ્લેખમાં આચાર્યે મહાનન્દશ્રી મહત્તરા અને વીરમતી ગણિનીનાં નામો આપ્યાં છે, તે અતિ મહત્ત્વસૂચક વસ્તુ છે.

જ્ઞાનશ્રી નામની આર્યાએ न्यायावतारसूत्र ની સિદ્ધર્ષિ આચાર્યકૃત ટીકા ઉપર ટિપ્પણી રચી છે, જે આજે જેસલમેરના જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે. તેમાં અંતિમ પદ્ય આ પ્રમાણે છે—

इति सन्निधाय चित्ते ज्ञानश्रीराधिका गुणैर्वया ।
आचार्यसर्वदेवैर्निजगुरुभिः प्रेरिता सपदि ॥

ગુણસમૃદ્ધિ મહત્તરાએ વિક્રમ સંવત્ ૧૪૦૦ માં અંજનાસુંદરી કથા પ્રાકૃતની રચના કરી છે. આજે એ ખંડિત હાલતમાં જેસલમેરના જ્ઞાનભંડારમાં વર્તમાન છે. એની પ્રશસ્તિ આ મુજબ છે—

सिरिजेसलमेरपुरे विक्कमचउदहसतुत्तरे वरिसे ।
वीरजिणजम्मदिवसे कियमंजणसुंदरीचरियं ॥५०२॥
कृतिरियं श्री जिनचन्द्रसूरि शिष्यिणी श्रीगुणसमृद्धि महत्तरायाः ॥

ઉપર અનેક દૃષ્ટિએ સાધ્વીઓનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે જોતાં એમ આપણને લાગે છે કે જૈન સાધ્વીઓએ જૈનશાસનની ઉન્નતિમાં પોતાના જીવનનો વિશિષ્ટ ફાળો આપ્યો છે અને શ્રમણ–વીર–વર્ધમાન પ્રભુના શાસનને પ્રભાવિત કર્યું છે. પાટણ, માતર આદિમાં સાધ્વી મહત્તરાની પ્રાચીન મૂર્તિઓનાં દર્શન થાય છે, છતાં આશ્ચર્ય તો છે જ કે કોઈપણ એવી શાસનપ્રભાવિકા મહત્તરા ગણિની કે સાધ્વીની જીવનકથા આજે આપણા સામે નથી. એક રીતે જૈન વાઙ્મયમાં આ ખામી જ છે. અસ્તુ. વર્તમાન યુગમાં અનેક સાધ્વીઓનાં નાનાં મોટાં જીવનચરિત્રો લખાઈ રહ્યાં છે એ હર્ષની વાત છે.

પ્રવર્તિની સાધ્વીજી શ્રી રંજનશ્રીજીનું જીવનચરિત્ર ભાઈશ્રી ધીરૂભાઈ શાહની કલમથી લખાયું છે એટલે મારે કોઈ ખામી લખવાનું રહેતું નથી. છતાં સાધ્વીજી શ્રી રંજનશ્રીજીએ અતિ બાળવયમાં પોતાનાં માતુશ્રી સાથે ચારિત્ર લઈ, જ્ઞાનાભ્યાસ કરી જીવનને ત્યાગ–તપો–વૈરાગ્યમય બનાવવા યથાશક્તિ સવિશેષ પ્રયત્ન કર્યો છે. જેના પ્રભાવે તેમને એક સારો એવો ગુણગણસુશોભિત સાધ્વી સમુદાય પણ છે. શ્રી સમેતશિખરજી તીર્થનો જીર્ણોદ્ધાર એ એમના જીવનનું મહાન્ કાર્ય છે, એ એક સત્ય હકીકત છે. મંદિરની પ્રતિષ્ઠા સમયે શ્રી રંજનશ્રીજી પોતાના સાધ્વી સમુદાય સાથે ઉગ્ર વિહાર કરી યથાસમય ત્યાં પહોંચી શક્યાં અને તે કાર્ય પૂર્ણ થતાં તરત જ પાછાં વળી અમદાવાદ માતૃ–ગુરૂણીની સેવામાં પહોંચી ગયાં એ એમની જીવન સાધનાનું વિશિષ્ટ ફળ છે. આજે પરાકાષ્ટાએ પહોંચેલ ગ્લાન દશામાં પણ તેઓ સમાધિમગ્ન છે, એ એમની જીવનસાધનાનું જ બળ છે અને આખા જીવનનાં કાર્યોનો ખરો સરવાળો એજ છે

સમેતશિખરજી તીર્થનો ઉલ્લેખ જ્ઞાતાધર્મકથાંગસૂત્રના આઠમા મલ્લી અધ્યયનમાં તેમજ વ્યવહાર ભાષ્યમાં આવે છે. આ પછીના ચાર વિભાગોમાં સમેતશિખરજી તીર્થનો જીર્ણોદ્ધાર, પ્રતિષ્ઠા, ઉત્સવ, ઐતિહાસિક રાસ, ટૂંકોનો પરિચય, તીર્થદર્શન સમેતશિખરતીર્થના ઉદ્ધાર આદિમાં ભાગ લેનાર અને સેવા આપનારનો પરિચય અને અમદાવાદથી સમેતશિખર જવાનો માર્ગ ઈત્યાદિ વસ્તુ આપવામાં આવી છે. તીર્થને લગતાં કેટલાંક ફોટોગ્રાફી ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. આ રીતે આ પુસ્તક એ મહત્ત્વનું પુસ્તક બની ગયું છે.

અંતમાં પ્રસ્તુત સમેતશિખર તીર્થની રક્ષા યાત્રાદિ કરનાર સૌને ધન્યવાદ આપી મારૂં સંક્ષિપ્ત વક્તવ્ય પૂર્ણ કરૂં છું.

મુનિ પુણ્યવિજય
સં. ૨૦૨૦ પૌષ શુદિ ૩ ગુરૂવાર.

ॐ નમઃ શ્રી પાર્શ્વનાથાય

# પ્રાસ્તાવિક

જૈન શાસનમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની વિચારણા છે. આ વિચારણામાં ઉંડા ઉતરીએ તો 'एगं जाणइ सव्वं जाणइ' 'सव्वं जाणइ एगं जाणइ'નું તાત્પર્ય સમજાય છે.

દ્રવ્યથી સમગ્ર વિશ્વના પદાર્થો, ક્ષેત્રથી વિશ્વનું ક્ષેત્ર, કાળથી અનંતો કાળ અને ભાવથી દરેક પદાર્થોનાં પરિવર્તનો. શું બાકી રહ્યું ?

જગતના જીવગણોમાં માનવગણ વિશિષ્ટ છે. આ કાળા માથાના માનવીની આજે દેખાતી સિદ્ધિ ઓછી નથી. પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિ ઉપર વિજય મેળવવા તેણે અથાગ પ્રયત્ન કર્યો છે. પૃથ્વીના ખંડેખંડોના માપ કાઢયાં છે. પેટાળને ભેદવા પ્રયત્ન કર્યો છે. તેમાંથી કોલસા, તેલ અને ખનીજો કાઢયાં છે. સમુદ્રોને ડોળ્યાં છે. તેના પેટાળોને ભેદ્યાં છે. વાયુના ઓક્સીજન, ગેસ અને બીજાં અનેક રૂપાંતરોને કાબુમાં મેળવવા પ્રયત્નો કર્યાં છે. ઇલેક્ટ્રીક અને બીજી રીતે અગ્નિ ઉપર વર્ચસ્વ જમાવવા તેણે કમીના રાખી નથી. જંગલોના જંગલો વીંધ્યાં છે, તોડયાં છે, ફોડયાં છે. અને તેના રૂપાંતર કર્યાં છે. અનેક જંતુ જીવગણ રાક્ષસી કાયોના મત્સ્યો, હિંસક સિંહ, વાઘથી માંડી બધા ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવા પ્રયત્ન કર્યો છે. તેણે વિજ્ઞાનને ખૂબ વધાર્યું છે. આકાશમાં ઉડ્ડયન કર્યું છે. તેણે અનેક પ્રકારની સિદ્ધિ મેળવી છે. છતાં આજે પણ બધાય જીવજંતુ જેટલો નિઃસહાય, પામર અને ભીરૂ છે. તે મરણને રોકી શક્યો નથી. તે કીડી કે ક્ષુદ્ર જંતુમાં પ્રાણ પુરી શકયો નથી. તેણે બધું સંશોધન કર્યું છે પણ જીવ ઉત્પન્ન કરવાની કે ટકાવી રાખવાની શક્તિ તે મેળવી શકયો નથી. આમ લાખો કરોડો વર્ષ પહેલાં માનવી જેટલો નિઃસહાય, પામર અને ભીરૂ હતો તેટલો આજે પણ છે. જે સીકંદરને તેની લાખોની સેના, કરોડોનું ઝવેરાત બચાવી ન શકયું. તેજ રીતે આજનું ગમે તેટલું વિજ્ઞાન રશિયાના માંધાતા સ્ટેલીન કે અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટને બચાવી શકયું નથી. ફેર એટલો છે કે પહેલાં માનવી પોતાને નિઃસહાય, ક્ષણભંગુર માનતો હતો. આજનો માનવી પોતાને કુદરત ઉપરનો વિજેતા અને વિશિષ્ટ સમજે છે જેને લઈ કર્તવ્યશૂન્ય અને વિવેકભ્રષ્ટ બન્યો છે.

વેદોમાં અને બીજા પ્રાચીન હિન્દુ ગ્રન્થોમાં પૃથ્વી દેવતા, 'આપો દેવતા' વિગેરે કરી પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ વિગેરેને દેવ ગણી સ્તુતિ કરી છે. ત્યારે માનવીના હૃદયમાં ખ્યાલ હતો કે આપણે તો આજે છીએ અને કાલે ચાલ્યા જઈશું. પૃથ્વી તો

સ્થિર રહેવાની છે. નદીઓ અને સમુદ્રો એના એ રહેવાના છે. આપણે તેના ઉપરનાં વસનારા કયાં હઈશું તેની ખબર નથી. સૂર્ય અને ચંદ્ર ગમે તેવા ઝંઝાવાતો કે પરિવર્તનો થાય તોય તે ઉગવાના અને આથમવાના છે. માટે આપણે અનિત્ય, અસ્થિર અને પામર છીએ. સદ્ તત્ત્વ જગત્–પ્રકૃતિ ઉત્તમ જીવિતદાતા છે. તેથી તેણે તેને દેવ તરીકે માન્યા, આરાધ્યા.

ધર્મ, સંસ્કાર અને નીતિનું ઉદ્ભવસ્થાન અનિત્ય અશરણ અને ભયમાંથી ઉત્પન્ન થયું છે. માણસ ક્ષણભંગુર, અશરણ અને ભયવાળો ન હોત તો કેટલો મદાંધ બનત તેની કલ્પના કરવી મુશ્કેલ છે. ક્ષણે ક્ષણે મૃત્યુ પામતા અને મોટી મોટી સંપત્તિઓને ઘડીના છઠ્ઠા ભાગમાં વેરવિખેર થઈ અશરણ બનતા માનવીઓને નિહાળ્યા છતાં આજે માનવી વિજ્ઞાનની સાધેલ ભૌતિક સિદ્ધિઓમાં કેટલો બધો મશગુલ બન્યો છે. પોતાની આવતી કાલ શું છે તે વિસરી ગયો છે.

જીવ માત્ર અનિત્ય અને અશરણ છે. એ ભાવે માનવને કર્તવ્ય તરફ પ્રેર્યો છે, ત્યાગ તરફ પ્રેર્યો છે, વિવેક તરફ પ્રેર્યો છે અને સંસ્કાર તરફ પ્રેર્યો છે. આમાંથી આચાર અને વિચાર બન્ને પ્રગટ થયાં છે અને જીવનમાં દૃઢમૂલ બન્યાં છે.

સમગ્ર ભારતનો સંસ્કાર આ હતો. જેને લઈ તેનામાં ભક્તિ, વિવેક, નમ્રતા, ત્યાગ અને વૈરાગ્ય વિકસ્યાં હતાં.

જે વસ્તુ માણસોને સહેજે મળે, જે વસ્તુ તેના વાતાવરણમાં હોય તે સંસ્કાર–સંસ્કૃતિ છે. ભારતના વાતાવરણમાં ધર્મ, ભક્તિ અને વૈરાગ્ય છે. તેનું ગામડું, શહેર કે જંગલ ગમે તે હોય, બધે ધર્મ અને ભક્તિ ઓતપ્રોત છે. જંગલમાં રહેલ ભીલ છેવટે પત્થર ઉપર સિંદૂર ચઢાવીને કે દીવો પ્રગટાવીને ધર્મની જ્યોત જલતી રાખે છે. ગોચર વખતે ગામડાના મંદિરનો ઘંટનાદ ગામને ધર્મના નાદથી ગજવે છે. શહેરના મીલોના ભૂંગળા અને મોટી ઈમારતોમાં પણ ભવ્ય દેવમંદિરો તેમનું આગવું સ્થાન ભોગવે છે. આમ ધર્મ ભારતના પ્રજા જીવનમાં ઓતપ્રોત વણાયેલો છે.

અનિત્ય અને અશરણ ભાવે માનવીને વિચાર કરતો પ્રેર્યો, ખાનપાન અને વૈભવ સુખ ચાંદનીના ચાંદરણા જેવું અનિત્ય અને પ્રાણીમાત્ર મૃત્યુ આગળ અશરણ છે તે ભાન થતાં તે જીવન, મરણ, પરભવ, પુણ્ય, પાપ, ધર્મ, અધર્મ, ફરજ, નીતિ વિગેરે અનેક પ્રશ્નો અને અકળ અને અગમ્ય ગણાતી પ્રકૃતિના વિચાર ચિંતનમાં તે ઉંડો ઉતર્યો. વિચારસરણીને અનુરૂપ તેણે આચારો ગોઠવ્યા. આમ અનેક ભિન્ન વિચારસરણી અને તેને અનુરૂપ આચારસરણી પણ ચાલી, પરંતુ આ બધા પાછળ જીવન અનિત્ય અને આપણે અશરણ છીએ માટે જીવનમાં કાંઈ કરવું તે ભાવના હતી. આ ભાવના તે જ આસ્તિકતા છે.

જૈન શાસન આમાં ઉંડું ઉતર્યું છે. તેણે વિચાર સાથે આચારનો પૂર્ણ મેળ મેળવ્યો છે. આથી આપણે ધર્મની પરીક્ષામાં કષ, છેદ અને તાપની પરીક્ષા કરીએ છીએ. તે તેનામાં છે. ' न हिंस्यात् सर्वभूतानि ' ' सत्यं ब्रूयात् ' આ કષ શુદ્ર વચનો ' ब्राह्मणार्थे हिंसामपि कुर्यात् ' છેદ શુદ્ધિમાં અનુત્તીર્ણ બને છે. જ્યારે આપણે ત્યાં વિચારની શ્રેણીની સાથે આચારનો મેળ છે અને આપણી વિચારણા કષ, છેદ અને તાપ ત્રણેથી શુદ્ધ છે.

વિચાર એ ધર્મનું મૂળ છે, પરંતુ એ વિચારને જીવનમાં ઓતપ્રોત રાખવા, ટકાવવા આચાર પણ તેટલો જ ઉપયોગી છે. આચાર વગર વિચાર સ્થિર કે ફળવાન નથી. ટૂંકમાં વિચારને જ્ઞાન અને આચારને ક્રિયા કહીએ. એકલો વિચાર પંગુ છે, એટલો આચાર અંધ છે. વિચાર સહિત આચાર ફળવાન છે. પરંતુ સામાન્ય પ્રજા તો ધર્મ આચારથી આચરીને જ ધર્મ કાર્યોનો સંતોષ અનુભવે છે.

આપણા ક્રિયાકાંડ, તપ-જપ, અનુષ્ઠાન–ધ્યાન, યાત્રા–દાન આ બધું આચારમાં સમાય છે. પાત્ર વિના વસ્તુ ગ્રાહ્ય નથી તેમ આચાર વિના ધર્મ ગ્રાહ્ય નથી. આચારથી પવિત્ર થયેલ માનવીના હૃદયમાં જ શુદ્ધ વિચાર સ્ફુરે છે અને ટકી શકે છે. આ શુદ્ધ વિચારની સ્થિરતા અને જીવનની પવિત્રતા માટે તપ, ધ્યાન, અનુષ્ઠાન, દાન સાથે યાત્રા પણ એક મુખ્ય છે. શુદ્ધ વિચારની ઉત્પત્તિ અને ટકાવ માટે ક્ષેત્ર અને કાળનો પણ પ્રધાન ફાળો છે.

પર્વ દીવસોની આરાધના એ પવિત્ર કાળ છે તેમ તીર્થસ્થાનોની સ્પર્શના પવિત્ર ક્ષેત્ર છે. રોજ એનું એ સવાર–સાંજ અને રાત્રિ હોવા છતાં પર્વ દિન વિશિષ્ટ ગને છે તે વખતે કર્તવ્યનું ભાન રાખી માણસ તપ, જપ, ધ્યાન અને અનુષ્ઠાનમાં જોડાય છે. તેમ ક્ષેત્રનો પણ મહિમા છે. ઘરના જુદા જુદા રૂમોમા પણ સંડાસ–રસોડું, બાથરૂમ, ઓફીસ, અભ્યાસરૂમ બધામાં વિશિષ્ટતા છે. ઘર કરતાં ઉપાશ્રય અને દેવમંદિર વિશિષ્ટ છે. પોળના કે ગામના દેવમંદિર કરતાં ગામ બહારના દેવમંદિર અને તે કરતાં સામાન્ય તીર્થસ્થાનો અને મોટાં તીર્થસ્થાનો વિશિષ્ટ છે. આમ ક્ષેત્ર ક્ષેત્રમાં વિશિષ્ટતા છે.

કાળચક્રના આરામાં સુષમા અને દુષમા આ નામો કાળના પ્રભાવને સૂચવે છે તેમ કુરૂક્ષેત્રના રણાંગણો, પવિત્ર ડુંગર ઉપરના તીર્થસ્થાનો ક્ષેત્રના પ્રભાવને સૂચવે છે. સત્ય યુગમાં અને કળિયુગમાં માનવીની વિચારસરણિ પલટો લે છે તેમ પવિત્ર અને અપવિત્ર સ્થાનોમાં પણ માનવીની વિચારસરણિ પલટો લે છે.

જેનાથી સંસાર તરાય અગર જે સંસારથી તારે તે તીર્થ. પાપીમાં પાપી માનવીઓના હૃદય પણ તીર્થસ્થાને આવતાં તેની વિચારસરણિ પલટાય છે, શુદ્ધબુદ્ધિ બને છે અને જીવન કૃતકૃત્ય બને છે. **આ છે ક્ષેત્રનો મહિમા.**

ભારતની પવિત્ર સંસ્કૃતિના મૂર્તસ્મારકો તેના તીર્થસ્થાનો છે. કવિ નાનાલાલે એક જગ્યાએ લખ્યું છે કે 'આંખથી જોવા યોગ્ય ભારતમાં કોઈ હોય તો દેવમંદિરો છે' સાંભળવા યોગ્ય કોઈ હોય તો તેનો ઘંટારવ છે. ભારતના માનવીએ ક્રોડોની સંપત્તિ મેળવી પણ તેનું સાર્થક્ય તેણે દેવસ્થાનોના ઉપયોગમાં માન્યું છે. મોટા મોટા માંધાતાના રાજ્યો અને રાજમહેલો જમીનદોસ્ત બન્યા પણ દેવમંદિરો આજે એનાં એ ઉભેલાં લોકોને હૃદયની ધર્મજ્યોતનો પ્રાદુર્ભાવ કરી રહ્યાં છે. મુસ્લીમોને મન મક્કા. હિન્દુઓને કાશી અને હિમાલય. તેવું જ જૈનોના તીર્થસ્થાનોમાં સમેતશિખરનું, શ્રી સિદ્ધાચલ વગેરેનું સ્થાન છે. 'ખ્યાતોઽષ્ટા પદ પર્વતો ગજપદઃ સંમેત શૈલાભિધઃ' 'સમેતશિખર તીરથ વડું' 'સમેતશિખર વંદુ જિન વીશ' 'આબુ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર' આ બધી સ્તુતિઓ જૈન સમાજની તીર્થ પ્રત્યેની ઓતપ્રોતતા સૂચવે છે.

જે સ્થાન ઉપર પરમ પાવત્ર પુરૂષોએ સાધના કરી કલ્યાણ સાધ્યું હોય, અગર પવિત્ર પુરૂષનું સ્મરણ જે સ્થાનનાં દર્શન થતાં થાય તે બધાં તીર્થરૂપ બને છે. તો આ સમેતશિખર મહાતીર્થ તો એવું પવિત્ર સ્થાન છે કે જ્યાં ઋષભદેવ, વાસુપૂજ્ય સ્વામી, નેમિનાથ ભગવાન અને મહાવીર સ્વામિ સીવાય વીસ તીર્થંકર ભગવંતોના નિર્વાણ કલ્યાણક થયાં છે. ભગવંતોના, પવિત્ર પુરૂષોના ચરણસ્પર્શે સ્પર્શિત થયેલ ભૂમિ તીર્થરૂપ બને છે તો પછી જ્યાં વીસ-વીસ તીર્થંકર ભગવંતો નિર્વાણપદને પામ્યા તે ભૂમિની પવિત્રતા અને ઉત્તમતાનું પૂછવું શું ?

પરંતુ કાળપુરૂષની મહાયાત્રાનાં પગલાં શોધવાં પણ દુર્ઘટ છે. આજે પાંચ, પચીસ વર્ષનાં પરિવર્તનો આપણી આંખે જોયેલાં કેટલાં બધા આમૂલચૂલ પલટાય છે. ત્યારે હજારો-લાખો-ક્રોડો વર્ષના સ્થાનોનું તો પૂછવું જ શું ! છતાં જગતમાં કેટલાંક પવિત્ર ક્ષેત્રો-તીર્થો એવાં છે કે હજારો-લાખો વર્ષો છતાં સચવાઈ રહે છે, જ્યારે કેટલાંક સ્થાનો પાંચ-પચીસ વર્ષમાં પરિવર્તન થઈ જાય છે. તેમાં તે પવિત્ર પુરૂષોની સ્પર્શના કારણરૂપ છે.

સંમેતશિખર મહાતીર્થ પૂર્વ ભારતમાં છે. ભગવાન મહાવીર પરમાત્માના નિર્વાણ પછી ૬૦૫ વર્ષ સુધી સમગ્ર ભારત ઉપર જૈનધર્મનું વર્ચસ્વ હતું. રાજા-મહારાજાઓ, મંત્રિઓ જૈન ધર્માધિવાસિત હતા. તેમણે ઠેર ઠેર જિનમંદિરો અને ધર્મસ્થાનો બનાવ્યા, સાધુઓના વિહારો કરાવ્યા, ઉપદેશકો મોકલ્યા પરંતુ પછી કાળનો પલટો થતાં અનેક પરિવર્તનો થયાં. આમ છતાં વિક્રમની નવમી શતાબ્દિ સુધી તો પૂર્વભારતમાં જૈનોનું વર્ચસ્વ રહ્યું પરંતુ ત્યારપછી તેમાં ફેરફાર થતાં જૈનો પૂર્વભારત છોડી મધ્યભારત અને પશ્ચિમભારતમાં ફેલાયા. આ પછી પૂર્વ ભારતમાં રહેલાં કેટલાંક મંદિરો અને તીર્થો

પણ જૈનોના હાથમાંથી ગયા. તે સ્થાનો જૈનેતર તીર્થ બની ગયાં. જેમાં જગન્નાથ, બદ્રિકેદાર, કુમારગિરિ ભુવનેશ્વર, ઋષિકેશ વગેરેનો સમાવેશ થાય છે.

પૂર્વ ભારતમાં ઠેર ઠેર જૈનોની વસતી પથરાયેલી હતી. દેવમંદિરો, તીર્થો, તીર્થ-સ્થાનો અને સાધુઓના વિહાર હતા. પરંતુ કાળની ગણુત્રી થોડી જ નિશ્ચિત છે. આદ્ય શંકરાચાર્યે વિ. સં. ૮૪૪ થી ૮૭૬ ના ગાળાંમાં તેમની પ્રતિભાને વિસ્તારી, તેમણે રાજા અને પ્રજાનું મન આકર્ષ્યું. શ્રમણો પ્રત્યે સુગ ઉત્પન્ન કરી. પરિણામે જૈન શ્રમણ બૌદ્ધશ્રમણ ઉપર **શાંકર** મતના અનુયાયી રાજાઓએ જુલ્મ વરસાવ્યો. પૂર્વ ભારતમાં ફેલાયેલ જૈનધર્મની પ્રભા અને બૌદ્ધધર્મનો પ્રચાર રોકાયો. જૈન શ્રમણોના વિહાર પૂર્વ ભારતમાંથી બંધ થયા. જૈનો મધ્યભારત અને પશ્ચિમ ભારત તરફ ફેલાયા. કેટલાક ત્યાંને ત્યાં રહી પરિવર્તન પામ્યા. આજે પણ એ પ્રદેશમાં સરાક જાતિવાળી અને નાગજાતિવાળી પ્રજા છે. જેમનાં ગોત્ર પાર્શ્વનાથ છે અને પાર્શ્વનાથને પૂજે છે.

આ વિદ્વેષકાળમાં સંમેતશિખર મહાતીર્થની જાહોજલાલી અને પ્રભાવ ઓછો થયો. તેના ઉપર રહેલી દેવકુલિકાઓ નાશ પામી. કયા શિખર ઉપર કયું મંદિર છે અને તેના ચિહ્નો છે તે ભુંસાયા. પરંતુ જૈન સમાજનો તે તીર્થ પ્રત્યેનો પ્રેમ રાગ ઓછો થયો ન હતો. પછીના થોડા જ વર્ષો બાદ વિક્રમની નવમી સદીમાં થયેલા પદ્યુમ્નસૂરિ મહારાજે પૂર્વ દેશમાં ફરી સાતવાર સમેતશિખરગિરિની યાત્રા કરી નૂતન જિનાલયો બંધાવ્યા. અને તીર્થને જાગૃત કર્યું. ત્યારપછી વિમલચંદ્રસૂરિ, વાદિદેવસૂરિ અને બીજા ઘણા આચાર્યોએ સંમેતશિખરગિરિની યાત્રા કરી. પરંતુ વસતીનો પ્રવાહ તો મધ્યભારત અને પશ્ચિમભારત તરફ જ રહ્યો. અને પૂર્વભારતમાંથી મધ્યભારત તરફ આવેલા જૈનો સાથે લઈ આવેલ તીર્થ પ્રતિમાઓ દ્વારા ઠેર ઠેર સ્થાપના તીર્થો બ્રાહ્મણ-વાડા–નાણા વિગેરે કરી પ્રાચીન તીર્થો જુહાર્યાનો સંતોષ માન્યો.

આમ સમેતશિખેર તીર્થનો વર્તમાન ઇતિહાસ વિક્રમની નવમી શતાબ્દિથી એટલે પ્રદ્યુમ્નસૂરિજીએ ત્યાં દેવકુલિકાઓ વગેરે કરાવી ત્યાંથી મળે છે.

જૈનોની વસતિના અભાવે, ભિન્ન ભિન્ન રાજકીય પ્રદેશોને કારણે અને એકથી બીજે સ્થળે જલદી સુલભતાથી નિશ્ચિત રીતે જઈ શકવામાં મુશ્કેલી હોવાના કારણે સંમેતશિખરજી તીર્થની યાત્રા વિકટ બની–છતાં લોકોના હૃદયમાંથી તેની પ્રત્યેની ભાવના ઓછી થઈ ન હતી. 'આબુ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર'ની ઘોષણા ગાજ્યા જ કરતી હતી. અને પ્રબળ પુરૂષાર્થીઓ મહા પ્રયત્ન કરીને અને કષ્ટ વેઠીને પણ જે યાત્રા કરતા હતા. આ વસ્તુ આપણને સમેતશિખર તીર્થમાળા તથા રાસો, પૂર્વ પ્રદેશ તીર્થમાળા અને બીજી અનેક તીર્થમાળાઓ દ્વારા સાપડે છે.

આચાર અને વિચાર પ્રધાન જૈનસંસ્કૃતિના રક્ષણ અને ટકાવમાં આપણા મુનિઓનો મહાન ફાળો છે. તેઓ હંમેશાં તેને માટે સદા જાગરૂક રહ્યા છે. આજે આપણી પાસે જે કાંઈ તીર્થો, જ્ઞાનભંડારો કે બીજી અણમોલ વસ્તુ પરંપરાગત છે તે બધામાં તેમનો પુરૂષાર્થ અને હિસ્સો છે.

આપણે જાણીએ છીએ કે આપણી પાસેના વર્તમાન તીર્થો શત્રુંજય, ગિરનાર કે સંમેતશિખર વિગેરે છે તે બધાની રક્ષામાં રાજ્યોના જુલમો અને રાજ્ય પરિવર્તન કાળમાં પણ તેમણે તેમના ત્યાગ, તપ, જ્ઞાન અને કુનેહ દ્વારા સાચવ્યો છે. તેનો પુરાવો પૂ૦ હીરસૂરિજી મહારાજ વિગેરે દ્વારા મેળવેલાં ફરમાનો પુરા પાડે છે.

છેલ્લા પચીસ ત્રીસ વર્ષથી સાધુ-સાધ્વીજીઓના વિહારો અને રેલ્વે વિગેરેની વધુ સગવડતા થતાં આપણી સંમેતશિખરની તીર્થયાત્રા તરફ વધુ આકર્ષણ રહ્યું છે. જો કે પહેલાં પણ સંઘો વિગેરે જતા તો હતા. પણ તેને માટે પ્રબલ પુરૂષાર્થની જરૂર રહેતી હતી.

શત્રુંજય, ગિરનાર વિગેરે તીર્થોની દર્શન યાત્રા કરી આવેલા સંમેતશિખરની યાત્રા કરતાં તીર્થની ભવ્યતા, સુંદરતા દેખી આનંદ પામતા હતા છતાં તેના ઉપર રહેલી દેવકુલિકાઓની જીર્ણ–શીર્ણ દશા જોઈ તેમને ખુબ દુઃખ થતું હતું.

કેટલાય વર્ષોથી ઘણાય આચાર્યો અને મુનિપુંગવો આ તીર્થનો ઉદ્ધાર થાય તેમ ભાવના સેવતા હતા પરંતુ જેના હાથે શ્રેય નિર્માયું હોય તેના જ હાથે થાય.

વિ. સં. ૧૯૮૦–૧૯૮૧ ના ગાળામાં પ. પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ સાગરાનંદ-સૂરીશ્વરજી મહારાજ સમ્મેતશિખરજીની યાત્રાએ પધાર્યા હતા. તેમની ભાવના આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવી વિહારગામોમાં ઠેર ઠેર જૈનોની વસતિ વધારવી પરંતુ તે કાર્ય તેમના જીવંત કાળમાં ન બન્યું. પરંતુ આ ભાવનાના સંસ્કાર તેમના દ્વારા રોપાએલા હોવાથી તેમના જ સમુદાયના સાધ્વીશ્રી રંજનશ્રીજી દ્વારા સફળ થતું જોઈએ છીએ.

આપણે જાણીએ છીએ કે જૈનશાસનની પ્રભાવના અને રક્ષામાં સાધુઓ જેટલો જ સાધ્વીજી મહારાજાઓનો પણ ફાળો છે. આચાર્ય મલધારી હેમચંદ્રસૂરિજીની વિશેષા-વશ્યક ટીકાના સંશોધન કરનાર સાધ્વીજી છે.

**સમેતશિખરજી તીર્થદર્શન** આ ગ્રન્થ પૂજ્ય સાધ્વીશ્રી રંજનશ્રીજી મહારાજના ઉપદેશથી થયેલ સમેતશિખર ઉદ્ધારના ઉદ્યાપન–ઉજવણીરૂપ છે.

કોઈપણ મોટું કાર્ય નિર્વિઘ્ન પાર પામ્યા પછી તેના આનંદના પ્રાદુર્ભાવ સાથે તે ઉત્તમ કાર્યની અનુમોદના માટે યોજાય છે, તેમાં આ તીર્થોદ્ધારનું મહાન કાર્ય

ઘણા જ અલ્પ સમયમાં સુંદર રીતે પાર પડ્યું તે ઉત્તમ કાર્યની કાર્યવાહીના ખ્યાલ સાથે તીર્થ પ્રત્યેની ભક્તિને દ્રઢ કરી પરિણામે સમકિત નિર્મળ પામી જનતા કલ્યાણ સાધે એ આશયે આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

સમેતશિખર તીર્થદર્શનમાં પાંચ વિભાગ આપવામાં આવ્યા છે

પહેલા વિભાગમાં શ્રી ધીરજલાલ ટોકરશીએ લખેલ પૂજ્ય સાધ્વીશ્રી રંજનશ્રીજી મહારાજનો જીવન–પરિચય, બીજા વિભાગમાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા મહોત્સવનો અહેવાલ, ત્રીજા વિભાગમાં પં. દયારૂચિગણિએ રચેલા સમેતશિખરજીનો રાસ, તે રાસનો સંક્ષિપ્ત સાર, ટૂંકોનું વર્ણન અને ઇતિહાસ, પૂ. દર્શનવિજયજી ત્રિપુટીએ તૈયાર કરેલ આપવામાં આવ્યું છે. ચોથા વિભાગમાં સમેતશિખરજી અંગેનો ઐતિહાસિક નિબંધ અને પાંચમા વિભાગમાં સમેતશિખર વિહારદર્શન આપવામાં આવ્યુ છે.

પહેલા વિભાગમાં આ ગ્રન્થના પૃષ્ટ ૧ થી ૫૬, બીજા વિભાગમાં ૫૭ થી ૯૮, ત્રીજા વિભાગમાં ૯૯ થી ૧૯૦, ચોથા વિભાગમાં ૧૯૧ થી ૨૩૪ અને પાંચમાં વિભાગમાં ૨૩૫ થી ૨૮૦ પૃષ્ઠ છે.

વર્તમાન જૈન સમાજમાં બધેય ૧૫૦૦ સાધ્વીજીઓની સંખ્યા હોવાનું મનાય છે. પરંતુ ૧૭૫ સાધ્વીઓનો સમુદાય ધરાવતો મોટામાં મોટો સમુદાય હોય તો તે આ સમુદાય છે. આ સમુદાયની વિશિષ્ટતા અને વ્યવસ્થાનું મૂળ તેમનાં મોટાં ગુરૂ શિવશ્રીજી મહારાજથી છે. સમુદાયનું આ વ્યવસ્થિત સંચાલન તેમની ચોથી પેઢી સુધી ચાલ્યું છે. તેમાં પણ સમુદાયની સુંદરતા, તપ ત્યાગ અને વિવેકની ઓતપ્રોતતાને વિકસાવવામાં તિલકશ્રીજી મહારાજનો મુખ્ય હિસ્સો છે

છેલ્લા ૩૨ વર્ષથી પૂ તિલકશ્રીજી મહારાજના સમુદાયનો મારે પરિચય છે. આ સમુદાયમાં કેટલીય બાળાઓ મારી પાસે ભણતી અને પછી દીક્ષિત થયેલી છે. અને દીક્ષિત થયેલામાં પણ કેટલાંય મારી પાસે ભણેલાં છે. પરંતુ તિલકશ્રીજી મહારાજની નજર હંમેશાં બધાના વિકાસ અને જીવન ઉપર રહેતી. તે સાધ્વીજી હોવા છતાં એક સમુદાયના આચાર્યને છાજે તેવો કડપ તેજ–પ્રતિભા અને દીર્ઘદૃષ્ટિતા ધરાવતાં હતાં. આજે વર્તમાનમાં કોઈપણ સાધ્વીજીનો સમુદાય આવો સ્વતંત્ર વિચારદૃષ્ટિ ધરાવતો નહિ મળે કે જ્યારે એને યોગ્ય લાગે ત્યારે સુવિહિત કોઈપણ મુનિ પાસે યોગોદ્વહન કરાવે અગર બધાય સુવિહિત મુનિઓ પ્રત્યે એટલી જ પૂજ્યતા અને વિનય રાખી પોતાની સ્વતંત્ર દૃષ્ટિ રજુ કરી શકે, સાથે એ પણ જણાવું કે એવો કોઈ અતિ ઉદાર સાધુ સમુદાય પણ નહિ મળે કે જે પોતાના આજ્ઞાવર્તિ સાધ્વીગણ ગમે તેની પાસે યોગ કરાવે, દીક્ષા અપાવે, તેને અતિ ઉદારતાથી સંમતિ આપે.

પૂ. તિલકશ્રીજી મહારાજ પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ સાગરાનંદસૂરિજીના આજ્ઞાવર્તી હતાં છતાં પૂ. સિદ્ધિસૂરીશ્વરજી મ. પૂ. નેમિસૂરીશ્વરજી મ. પૂ. નીતિસૂરીશ્વરજી મ. અને બીજે બીજે ઠેકાણે યોગોદ્વહન કરાવતા, વંદન કરતાં, વ્યાખ્યાન શ્રવણમાં જતાં અને છતાં પોતાનો સ્વતંત્ર વિચાર રજુ કરી શકતાં અને તે પ્રમાણે વર્તી પણ શકતાં. આ તેમની વિશિષ્ટતા સાધ્વી રંજનશ્રીમાં આવી છે તેના જ પ્રતાપે તે આ તીર્થોદ્ધાર અને બીજાં કેટલાંક વિશિષ્ટ કામો કરી શકયાં છે. અને તેને સૌ કોઈ અભિનંદી શકે છે. નહિતર વર્તમાન પરિસ્થિતિમાં કોઈપણ સાધ્વીનું વિશિષ્ટ તીર્થોદ્ધાર કે બીજું તેને ફાળે જાય તે શકય બનવું ઘણું કઠિન છે. સાધ્વી રંજનશ્રીજીનું જીવન ઘડતર પૂ. તિલકશ્રીજી મહારાજને આભારી છે.

પૂ. રંજનશ્રીજી મહારાજનો હું છેલ્લા બત્રીસ વર્ષથી પરિચિત છું. તેમનો સંક્ષિપ્ત જીવન પરિચય પાના ૫૬ સુધીમાં આપ્યો છે. તે અતિશયોક્તિ વિનાનો છે એટલું જ નહિ પણ ઘણો અધુરો છે. સદાય પ્રસન્ન રહેનારાં, ચારિત્ર અને તપ ત્યાગમાં નિરત, બ્રહ્મચારી, સારા અભ્યાસી આબાળ બ્રહ્મચારી સાધ્વીજી જૈન સમાજના કેટલાંક રત્નો પૈકીનાં એક છે. તીર્થોદ્ધારનું આવું ભગીરથ કાર્ય તેમના હાથે નિષ્પન્ન થયું છે તેમાં ગુરૂઓની સેવા સુશ્રુષા–વિનય, તપત્યાગ અને ભદ્રિકતા કારણરૂપ છે. આનું સાચું દર્શન તો જ્યારે તીર્થની પ્રતિષ્ઠા વખતે તેમણે પોતાના ગુરૂ અને માતા પરમ તપસ્વિ તીર્થશ્રીજીને છોડી તેની અનુજ્ઞા લઈ કર્યું ત્યાં થાય છે. ગુરૂ અને શિષ્યા માતા અને પુત્રીની બેલડીનો પ્રયાણ વખતનો તીર્થપ્રેમ ભલભલાના હૃદયને પીંગળાવે તેવો છે. ઉગ્ર વિહાર કરી સંમેત-શિખરની પ્રતિષ્ઠામાં હાજરી આપી તેવો જ વળતાં વિહાર કરી માતા ગુરૂની સેવામાં લગભગ ૨૨૦૦ માઈલનો વિહાર કરી હાજરી આપે છે.

સાધ્વીશ્રી રંજનશ્રીજીના જીવનપ્રસંગોમાં ઘણા જીવનપ્રસંગો ખૂબ જ રોચક, લાગણીભર્યા અને જનતાને ખૂબ જ આકર્ષી શકાય તેવા ટી–બી વખતના અને તિલકશ્રીજી મહારાજની સમયસૂચકતાના મુકી શકાય તેવા છે. છતાં શ્રી વિદ્વાન લેખક ધીરજલાલે સંક્ષિપ્ત આપવાના ઉદ્દેશે મૂકયા નહિ હોય.

વિભાગ બીજામાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા મહોત્સવની વિગત આપવામાં આવી છે. હંમેશાં શુદ્ધબુદ્ધિથી ઉપાડેલ સારા કામમાં સફળતા જ મળે છે. સાધ્વીશ્રી રંજનશ્રીએ ઉપાડેલ તીર્થોદ્ધારના કાર્યમાં એક પછી એક સવલતતા સાંપડી છે. રાજેન્દ્રકુમારનો વિવાહ, તેમનું કલકત્તામાં આગમન, બહાદુરસિંહજી સાથે સાધ્વીજી મહારાજનો પરિચય અને તીર્થભક્તિવાળા શ્રી રાયચંદભાઈ, નરેન્દ્રસિંહજી સિંઘી તનતોડ મહેનત કરનાર શ્રી પાનાચંદ મદ્રાસી અને તેને અનુરૂપ બીજા બીજા ભાઈઓનો સંપર્ક અને જનતાની તીર્થ પ્રત્યેની ભક્તિ, આ બધાએ આ કાર્યને સુસંપન્ન કરી સફળ બનાવ્યું છે.

પ્રતિષ્ઠા વખતે વર્ષાનું અવિરત આગમન અને ખૂબ જ કુદરતી પ્રતિકુળતા હોવા છતાં અચાનક સ્વચ્છ આકાશ અને પ્રતિષ્ઠાની સુંદર કાર્યવાહી આપણને આ કાળે પણ તીર્થના શાસન રક્ષકદેવની જાગરુકતાનો ખ્યાલ આપે છે. સાધ્વીજી હાથે ૧૭ લાખ રૂપિયાના ખર્ચે આવો સુંદર તીર્થોદ્ધાર થાય, તેમા સૌ કોઈનો સાથ મળે, લાખોની ઉપજ થાય અને કોઈનું માથું પણ ન દુઃખે તેવાં સુસંપન્ન પ્રતિષ્ઠા મહોત્સવમાં, શાસન-દેવની સાનિધ્યતા નહિ તો બીજું શું મનાય ?

વિભાગ-૩ પૂ૦ મુનિરાજશ્રી દર્શનવિજયજી મ૦ ખુબજ શાંત, ઠરેલ અને વિચારશીલ લેખક છે. તેમણે વિભાગ ત્રીજામાં ૧૦૦ પાના સુધીનું લખાણ રાસ અને વર્ણનમાં રોકયો છે.

આ વિભાગમાં સંમેતશિખરજી અંગેનું ઐતિહાસિક દર્શન આપણને સારૂં મળી રહે છે. વિક્રમની નવમી શતાબ્દિથી અદ્યાવધિનું કડીબદ્ધ સાહિત્ય તેમણે આપ્યું છે. સાથે તેમણે પોતાનો અનુભવ પણ રજુ કર્યો છે.

વિ સં. ૧૮૩૫ માં રચેલ પં. દયારૂચિગણિએ પાંચમી ઢાળની ૪૧ મી ગાથામાં—

'ચઉદે સંવચ્છરે, શિખર મહાતમ તેહ,
રત્ન શેખર સૂરિ કર્યો, સોલ સહસ સંખ્યા જેહ,
શિખર મહાતમ મેં કહ્યો, બહુ વર્ણન અધિકાર.'

અર્થાત્ રત્નશેખર સૂરિ મહારાજે ૧૬૦૦૦ શ્લોક પ્રમાણ સંમેતશિખર મહાત્મ્ય ગ્રંથ રચ્યો હતો તેને અનુસરી આ ગ્રંથ બનાવ્યો. આ રાસમાં ખૂબ ઐતિહાસિક નોંધ આપી છે. અને તેના ઉપર વિશિષ્ટ ઐતિહાસિક વિવેચન કરી પૂ૦ દર્શનવિજયજી મહારાજે તીર્થનો સારો પરિચય આપ્યો છે.

વિભાગ ચોથામાં પણ તેના લેખકે નિબંધરૂપે સંમેતશિખરનો અર્વાચીન–પ્રાચીન બન્ને ખ્યાલો સારી રીતે રજુ કર્યા છે.

વિભાગ પાચમો વિહાર કરનાર પૂ૦ સાધુ સાધ્વીઓને ખૂબ ઉપયોગી થાય તે માટે રજુ કર્યો છે. તે પછી સમેતશિખરના સ્તવનો તથા સા. રત્નત્રયાશ્રીજી મ. શ્રીએ ગાયન રૂપે રચેલ પૂ. રંજનશ્રીજી મ.ની જીવનરેખા આપવામાં આવી છે.

આમ સમેતશિખર મહાતીર્થ સંબંધી વિશિષ્ટ સાહિત્યની ઉણપ હતી તે સાહિત્ય સમેતશિખર તીર્થના પ્રતિષ્ઠાના ઉદ્યાપન સાથે રજુ કરી જૈન સમાજને ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડયું છે

પ્રતિષ્ઠા વખતે સંમેતશિખરની યાત્રા માટે ખૂબ જ ભાવના હતી અને શ્રી રાય-ચંદભાઇ વિગેરેનો આગ્રહ હતો છતાં પ્રતિકુળ સંજોગોને લઈ હું ન જઈ શકયો પરંતુ

હમણાં જ હું તીર્થયાત્રાએ ગયો ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે આ ભગીરથ કાર્ય કેવું છે?

તીર્થની ભવ્યતા સુંદરતામાં આ જીર્ણોદ્ધારે ખૂબ જ વધારો કર્યો છે. સવારના ચાર વાગે શિખરજી ઉપર જવા નીકળેલો યાત્રી સાંજે પણ ઉતરવા મન કરતો નથી. દેરીએ દેરીએ હું ફર્યો છું. તેના જુના નવા શિલાલેખો વાંચ્યા છે અને રાતના નવ વાગે પાછો ફર્યો છું. જીવનમાં એક વખત પણ સમેતશિખરની યાત્રા થાય તે પણ મહાપુણ્યાઈ લેખાય. તે તીર્થની યાત્રા કરવાનું આજે વર્ષે વર્ષે મન થાય તેવું આ તીર્થ રળીયામણું બન્યું છે.

આ ગ્રંથમાં તીર્થ અંગેના બધા અંગોનો વ્યવસ્થિત વિચાર કરવામાં આવ્યો છે.

ખરી રીતે આ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર જ નથી. કેમકે પ્રસ્તાવના જેવું જ જુદા જુદા એ નિબંધોમાં આવી જાય છે. છતાં પ્રસ્તાવના દ્વારા આ તીર્થોદ્ધારના કાર્યને અનુમોદના આપવા રૂપ સહભાગી બનાવવા બદલ પૂ. સાધ્વીશ્રી રત્નત્રયાશ્રીજી મહારાજનો આભાર માની અંતે આ ગ્રંથ વાંચન દ્વારા તીર્થ પ્રત્યેની ભક્તિ વધારી પરિણામે સૌ કલ્યાણ સાધે એજ ભાવના.

વિ. સં. ૨૦૨૦<br>
કારતક સુદ ૧૩

**પંડિત મફતલાલ ઝવેરચંદ,**<br>
પાલડી, સિદ્ધાર્થ સોસાયટી.<br>
બં. નં. ૪. **અમદાવાદ.**



**શ્રી શામળીયા પાર્શ્વનાથાય નમઃ**

# યત્ કિંચિત્

હું લેખક નથી, વક્તા પણ નથી. છતાં કાંઇક આ પુસ્તકમાં લખવાનું મનને ગમે તેથી 'યત્ કિંચિત્' લખું છું તેમાં કાંઈ નવું નથી.

**શ્રી સમેતશિખર તીર્થ** એટલે આ કાળમાં આચોવીશિના વીશ તીર્થંકર પરમાત્માની મુક્તિનું સ્થાન, નિર્વાણની પવિત્ર ભૂમિ, સુરમ્ય મનોહર તીર્થ ધામ.

**સંવત ૧૯૬૪**—આગળ રાજ્યમાં આજથી ૫૫ વર્ષ પહેલાં આ તીર્થ ઉપર બંગલા બાંધવાનો નિર્ણય થયેલો ત્યારે મુંબઈમાં પરમ તારક ગુરુદેવ ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજીએ તે ન થવા દેવા માટે જુંબેસ ઉપાડેલી અને આ તીર્થના પહાડને શેઠ આણંદજી કલ્યાણજી દ્વારા વેચાણ લેવડાવી જૈનની માલિકીનો કરેલ તે આ....

**જીર્ણોદ્ધારની ભાવના**—આગમોદ્ધારકશ્રીને આ તીર્થની યાત્રા કરતાં સં. ૧૯૮૦–૮૧ માં એ ભાવના થઈ હતી કે તીર્થનો જીર્ણોદ્ધાર થવો જરૂરી છે પણ તે ઘડી પળ એમને એમ વહી ગઇ. અવસર પાકયો. ઘડી સુઘડી થઈ. આગમોદ્ધારકશ્રીની આજ્ઞાવર્તી સાધ્વીશ્રી શિવશ્રીજીના શિષ્યા સાધ્વીશ્રી તિલકશ્રી મ.ના શિષ્યા સાધ્વીશ્રી હેમશ્રી મ.ના શિષ્યા તપસ્વી સાધ્વીશ્રી તીર્થશ્રીજીના શિષ્યા બાલબ્રહ્મચારી સાધ્વીશ્રી રંજનશ્રીજી સં. ૨૦૧૦ માં આ તીર્થે જાત્રાએ પધાર્યા અને તીર્થની જીર્ણ અવસ્થા જોઈ, અંતર દુભાયું. દઢ સંકલ્પ કર્યો. અને કલકત્તામાં ચાતુર્માસ કર્યું. જીર્ણોદ્ધારનો ઉદ્યમ ચાલુ કરી કમિટી નીમી સુરત આવ્યાં. સા. સુરપ્રભાશ્રીજીના સહયોગે તે કાર્યને વેગ આપ્યો. સુમેળ મલી ગયો. કાર્યવાહકો મલી ગયા, કામ ચાલુ થયું. અતિ મહાનક્રમે જીર્ણોદ્ધારમાં રૂા. સત્તર લાખ ખર્ચાયા અને તે પૂર્ણ થયો.

**અંજન શલાકા પ્રતિષ્ઠા**—જીર્ણોદ્ધારિકા સાધ્વીશ્રીનો દઢ નિશ્ચય કે અમારા ગુરુદેવ પ્રતિષ્ઠા કરે. આથી આગમોદ્ધારકશ્રીના અદ્વિતીય પટ્ટધર શાંતમૂર્તિ આ.મ.શ્રી માણેકયસાગરસૂરીશ્વરજી મ. ને કમિટીએ વિનંતિ કરી અને તેઓશ્રી નાગપુર ચાતુર્માસ કરી સં. ૨૦૧૭માં શ્રી સમેતશિખર તીર્થે પધાર્યા. વૃદ્ધ અવસ્થાએ પણ પ્રતિષ્ઠા અંજનશલાકાના કાર્યમાં લાંબા અને વિકટ માર્ગે પણ પધાર્યા.

તીર્થજીર્ણોદ્ધારિકા સાધ્વીશ્રી રંજનશ્રીજી પણ પરીવાર સાથે ૧૧૦૦ માઈલનો

વિહાર કરી આ તીર્થે પધાર્યા. કાર્ય આરંભ થયો. મહોત્સવ શરુ થયો. મેઘરાજ ને ધુમસ પણ પરીક્ષા કરવા બેઠા. પણ અંતે હાર્યા. પ્રભુને દેરાસરમાં પ્રવેશ થતાં જ ધડાકાની સાથે વર્ષા ધુમસ ભાગ્યાં ને સૂર્ય દેખાયો. આનંદ થઈ ગયો. ઘડીપળે પ્રતિષ્ઠા થઈ ગઈ. તે આનંદ જે ભાગ્યશાળીઓએ જોયો છે તે જ તે વર્ણવી શકે, જાણી શકે. ગુરુદેવ પ્રતિષ્ઠા કરી રાજગૃહી પધાર્યા. જીર્ણોદ્ધારિકા સાધ્વીશ્રી પોતાના ગુરુની ઉપાસનામાં ૧૧૦૦ માઈલનો વિહાર કરી અમદાવાદ પધાર્યા. એક જ વર્ષમાં ૨૨૦૦ માઈલનો કલિકાલમાં અતિ ઉગ્ર વિહાર.

ધન્ય એ તીર્થને.....................શ્રી સમેત શિખરજીને

ધન્ય એ ઉપદેશકને................સાધ્વી શ્રી રંજનશ્રી મ. ને

ધન્ય એ પ્રતિષ્ઠાપકને..............આ. મ. શ્રી માણિકયસા. સૂ. મ. ને

ધન્ય એ કમિટીને...................શેઠ રાજેન્દ્રકુમાર આદિને

ધન્ય એ ભાગ્યશાલીઓને....... જીર્ણોદ્ધારમાં દ્રવ્ય વાપરનારને

મારા લખાણનો બધો જ ભાગ આ પુસ્તકમાં વિસ્તારથી આવેલો છે. આથી શું લખવું પણ જરાક મન થાય ને લખવાની ભાવના થાય આથી 'યત્ કિંચિત્' મેં લખ્યું છે.

પૂ. આ. સાગરાનંદસુરિજીના અંતેવાસી
મુનિ ગુણસાગર.



# અનુક્રમણિકા

## વિભાગ ૧ જીવન ચરિત્ર



## વિભાગ ૨ જીર્ણોદ્ધાર પ્રતિષ્ઠા



## વિભાગ ૩ શ્રી સમેતશિખર ઇતિહાસ



## વિભાગ ૪ તીર્થદર્શન



## વિભાગ ૫ વિહાર દર્શન

**સ્વ. પૂ. શીવશ્રીજી મહારાજ**—તેમને ૩ શિષ્યા
૧. સ્વ. સૌભાગ્યશ્રીજી (૨) સ્વ. વિનયશ્રીજી (૩) સ્વ. તિલકશ્રીજી. **સ્વ. પૂ. સૌભાગ્યશ્રીજી** તેમને એક શિષ્યા સુમતિશ્રીજી તેમના એક શિષ્યા સ્વ. લાવણ્યશ્રીજી.

**સ્વ. પૂ. તિલકશ્રીજી મહારાજ**—તેમને ૧૪ શિષ્યા
(૧) સ્વ. મણીશ્રીજી (૨) સ્વ. હરકોરશ્રીજી (૩) સ્વ. ભાનુશ્રીજી (૪) સ્વ. હેમશ્રીજી (૫) મનોહર-શ્રીજી (૬) ધર્મશ્રીજી (૭) મંગળશ્રીજી (૮) મૃગેન્દ્રશ્રીજી (૯) મહોદયશ્રીજી (૧૦) રાજેન્દ્રશ્રીજી (૧૧) લબ્ધિશ્રીજી (૧૨) વિદ્યુતશ્રીજી (૧૩) સુમંગલાશ્રીજી (૧૪) માર્દવશ્રીજી.

**સ્વ. શ્રી હેમશ્રીજી મહારાજ**—તેમને ૬ શિષ્યા.
(૧). તીર્થશ્રીજી (૨) સ્વ. પ્રધાનશ્રીજી (૩) દર્શનશ્રીજી (૪) હંસાશ્રીજી (૫) સ્વ. નિર્મળાશ્રીજી (૬) રાજુલાશ્રીજી

**સ્વ. તીર્થશ્રીજી મહારાજ**—તેમને ૩ શિષ્યા (તેમના પરિવારની યાદી પહેલા વિભાગમાં આવી જાય છે)
(૧) **રંજનશ્રીજી મહારાજ** (૨) પ્રમોદશ્રીજી (૩) સુરપ્રભાશ્રીજી

**રાજુલાશ્રીજી ને**—૪ શિષ્યા
(૧) કંચનશ્રીજી (૨) સુશીલાશ્રીજી (૩) અનુપમાશ્રીજી (૪) કલ્પગુણાશ્રીજી.

**મનોહરશ્રીજી મહારાજ ને**—૧૦ શિષ્યા.
(૧) સ્વ. ગુણશ્રીજી (૨) સંયમશ્રીજી (૩) ફલ્ગુશ્રીજી (૪) સુમનશ્રીજી (૫) સુબોધશ્રીજી (૬) સ્વ. ચતુરશ્રીજી (૭) ઈન્દુશ્રીજી (૮) વિવેકશ્રીજી (૯) સુદક્ષાશ્રીજી (૧૦) સુનંદાશ્રીજી.

ફલ્ગુશ્રીજીને—૮ શિષ્યા (૧) ધ્યાનશ્રીજી (૨) ઋજુતાશ્રીજી (૩) કલ્યાણશ્રીજી (૪) મહેન્દ્રશ્રીજી (૫) વિનયપ્રભાશ્રીજી (૬) અશોકશ્રીજી.

સુમનશ્રીજીને—૫ શિષ્યા (૧) તત્વજ્ઞાશ્રીજી (૨) ધૈર્યતાશ્રીજી (૩) સુર્યોદયશ્રીજી (૪) સુર્યકાન્તાશ્રીજી (૫) સુવિનયાશ્રીજી.

ઈન્દુશ્રીજી ને—૧૨ શિષ્યા—(૧) હિરણ્યશ્રીજી (૨) કમલપ્રભાશ્રીજી (૩) હેમપ્રભાશ્રી (૪) કુસુમશ્રીજી (૫) સ્વ. કૈલાસશ્રીજી (૬) ચંદ્રપ્રભાશ્રીજી (૭) કારૂણ્યોદયશ્રીજી (૮) ચંદ્રકાન્તાશ્રીજી (૯) શશી-પ્રભાશ્રીજી (૧૦) હેમેન્દ્રશ્રીજી (૧૧) ગુણજ્ઞાશ્રીજી (૧૨) ચંદ્રયશાશ્રીજી.

હેમપ્રભાશ્રીજીને—૪ શિષ્યા (૧) દમિતાશ્રીજી (૨) મણિપ્રભાશ્રીજી (૩) પ્રિયદર્શનાશ્રીજી (૪) પદ્મલતા-શ્રીજી ચંદ્રયશાશ્રીજી ને (૧) શિષ્યા પૂર્ણયશાશ્રીજી.

**મૃગેન્દ્રશ્રીજી** મ. ને ૮ શિષ્યા
(૧) સ્વ. સંવેગશ્રીજી (૨) સુયશાશ્રીજી (૩) સ્વ. સુસંવરશ્રીજી (૪) પ્રબોધશ્રીજી (૫) મૃગલક્ષ્માશ્રીજી (૬) વિનિતયશાશ્રીજી (૭) તત્વરસાશ્રીજી (૮) મનીષાશ્રીજી.

સંવેગશ્રીજી ને—૨ શિષ્યા (૧) સ્વ વિબુધશ્રીજી (૨) પ્રશમશ્રીજી તેમને એક શિષ્યા નિર્વેદશ્રીજી સુયશાશ્રીજીને ૨ શિષ્યા શુભંકરાશ્રીજી, વિપુલયશાશ્રીજી, વિનિતયશાશ્રીજીને એક શિષ્યા પદ્મયશાશ્રીજી તત્વરસાશ્રીજીને એક શિષ્યા મોહજિતાશ્રીજી.

**મહોદયશ્રીજીને** ૧ શિષ્યા—મનોજ્ઞાશ્રીજી

**રાજેન્દ્રશ્રીજી** ને ૩ શિષ્યા—(૧) કારૂણ્યશ્રીજી (૨) શુભોદયાશ્રીજી (૩) સુલક્ષણાશ્રીજી

**શુભોદયાશ્રીજીને** ૧ શિષ્યા—વિનયધર્માશ્રીજી **તેમને** ૧ શિષ્યા પ્રિયધર્માશ્રીજી

**સુમંગલાશ્રીજીને** ૧ શિષ્યા સુવ્રતાશ્રીજી. **માર્દવશ્રીજીને** ૧ શિષ્યા ચેલણાશ્રીજી

# શ્રી સમેતશિખરજી તીર્થદર્શન

વિભાગ—૧

શ્રમણી-કુલ-વિભૂષણા વિદુષી આર્યા

પૂજ્ય રંજનશ્રીજી મહારાજનો

## જીવન-પરિચય



: લેખક :

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત

શ્રી ધીરજલાલ ટોકરશી શાહ



# ૧–પ્રાક્ કથન

પુણ્યકથા સાંભળવી અને કહેવી એ જીવનનો એક અનેરો લહાવો છે. પુણ્યકથા સાંભળતાં કર્ણો પવિત્ર થાય છે, ચિત્તને શાંતિ મળે છે અને હૃદયમાં રહેલા વિષય તથા કષાયનું વિષ શમન પામે છે. પુણ્યકથા કહેતાં કંઠ, તાલુ, રસના, અરે ! સમસ્ત મુખ પવિત્ર બને છે, ચિત્તને પરમ આહ્લાદ થાય છે અને હૃદયમાં પ્રશસ્ત ભાવોનાં પૂર ચડે છે. આ વસ્તુ અમારાં જીવનમાં અમે અનેકવાર અનુભવી છે, એટલે એમાં અમે શ્રદ્ધાન્વિત છીએ; અને તેથી જ જ્યારે પણ કોઇ પુણ્યકથા સાંભળવાનો કે કહેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, ત્યારે તેને સહર્ષ વધાવી લઇએ છીએ.

**શ્રમણી–કુલ–વિભૂષણા વિદુષી આર્યા પૂજ્ય રંજનશ્રીજી મહારાજનું** જીવન એક પુણ્યકથા છે, કારણ કે તેમાં શમ, સંવેગ અને નિર્વેદનો અદ્ભુત રંગ છે; સંયમ, તપ તથા આધ્યાત્મિક અનુષ્ઠાનોનો અજબ ઉલ્લાસ છે અને ક્ષમા, ઉદારતા, તિતિક્ષા, મૈત્રી, કરુણા આદિ સાધુજનોચિત ગુણોનો પરિપાક છે; એટલું જ નહિ પણ તેમાં જગદ્વંદ્ય જિનેશ્વરોથી પ્રવર્તેલા ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવશાલી શાસનની શક્ય એટલી સુંદર સેવા કરવાની તીવ્ર તાલાવેલી પણ છે,

જિનશાસનની શોભા વધારવામાં તથા પ્રભાવના કરવામાં સાધ્વી–શ્રમણી–આર્યાઓનો હિસ્સો ઓછો નથી. પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવથી માંડીને આજ સુધીના ઇતિહાસનું સૂક્ષ્મતાથી અવલોકન કરવામાં આવે તો આ વાતની પ્રતીતિ થશે. પ્રથમ તો સાધુઓ કરતાં સાધ્વીઓની સંખ્યા અધિક હોય છે. બીજું તેમનો શ્વેત સાત્ત્વિક પોશાક, તેમની ચંદનસમ શીતલ વાણી તથા તેમનાં હૃદયની કોમલ ભાવોર્મિઓ જનહૃદયને જલ્દી સ્પર્શી જાય છે, એટલે તેમના સમાગમમાં આવનારનો અદ્ભુત હૃદયપલટો થાય છે અને તે પુદ્ગલપ્રેમી મટી ધર્માભિમુખ–આત્માભિમુખ બને છે.

બાહુબલિ ધ્યાનમાં મગ્ન થયા હતા. એ ધ્યાન ઉગ્ર હતું. તેઓ દેહનું ભાન પણ ભૂલી ગયા હતા. દેહપર વેલીઓ વીંટળાઈ ગઈ હતી અને કાનમાં પક્ષીઓએ માળા નાખ્યા હતા. આમ છતાં કેવળજ્ઞાન થતું ન હતું, આત્માનો પૂર્ણ પ્રકાશ લાધતો ન હતો. એ વખતે બ્રાહ્મી અને સુંદરી નામની બે સાધ્વીઓનું ત્યાં આગમન થયું. તેમણે મધુર વાણીમાં ફક્ત એટલુ જ કહ્યું કે ‘ ભાઈ! હવે તો હાથીથી હેઠા ઉતરો ! ’

આ શબ્દો કર્ણવિવર દ્વારા ધ્યાનસ્થ બાહુબલિના ચિત્તપ્રદેશમાં પહોંચ્યા અને ત્યાં ગડમથલ જામી પડી ‘ હાથી ? હાથી, ઘોડા, રથ, પાયદળ બધું યે મેં છોડી દીધું છે.

ભરત જોડે લડયો, તે પણ જાતે જ લડયો છું. તો આ સાધ્વીઓ હાથીની વાત કેમ કરે છે? શું તેમની દૃષ્ટિમાં ભ્રમ પેદા થયો છે? હું તો ભૂમિ પર ખડો છું. હાથી શું અને વાત શી? પણ....પણ આ મહો શીલવતી સાધ્વીઓ અસત્ય બોલે નહિ. અસત્ય બોલવાનું તો તેમને યાવજ્જીવ પ્રત્યાખ્યાન (પચ્ચક્ખાણ) હોય છે. ત્યારે શું સમજવું? હું તો ભૂલતો નથી?' એ જ વખતે તેમને ખ્યાલ આવ્યો કે 'અભિનાન એ હાથી છે અને તેના પર હું સવાર થયેલો છું. પ્રભુ આગળ જઉં તો પૂર્વ દીક્ષિત ૯૮ ભાઈઓને વંદન કરવું પડે, એ કારણે જ હુ અહીં સ્થિર થઇને ઊભો છું. સાધ્વીઓએ સાચું કહ્યું. તેમને ધન્ય છે. હવે હું આજક્ષણે અભિમાનરૂપી ગજથી નીચે ઉતરું અને પ્રભુ આગળ જઈ સહુને વંદન કરું.' એમ વિચારી શ્રીબાહુબલિએ પગ ઉપાડયો અને તે જ ક્ષણે તેમને કેવલજ્ઞાન થયું.

રાજિમતી, ચંદનબાળા, મૃગાવતી, મયણરેહા એ બધાની જીવનકથા સાંભળીએ છીએ ત્યારે હૃદયના તાર ઝણઝણવા લાગે છે અને જિનશાસનને ગૌરવવંતુ બનાવવામાં તેમનો આ કેવો અપૂર્વ ફાળો! એ વિચારે આપણું મસ્તક તેમના પ્રત્યે ઢળી પડે છે.

મધ્યયુગમાં પણ મહત્તરાઓ અને પ્રવર્તિનીઓએ જિનશાસનની જયપતાકા ફરકાવવામાં કમી રાખી નથી. તેમણે સાહિત્યની સુંદર રચનાઓ કરેલી છે, મુમુક્ષુઓના સંશયો છેદેલા છે. અને સમાગમમાં આવનારને ધર્મના અવિહડ રંગે રંગી નાખ્યા છે યાકિની મહત્તરાએ જિનશાસનને શ્રી હરિભદ્રસૂરિ આપ્યા અને તેમણે વિપુલ સાહિત્ય તથા શીલસમૃદ્ધિથી જિનશાસનની અપૂર્વ પ્રભાવના કરી. આવા તો અનેક દાખલાઓ આપી શકાય એમ છે, પણ વિસ્તારના ભયથી અહીં તેની નોંધ કરવાનું ઉચિત સમજતા નથી.

**શ્રમણી-કુલ-વિભૂષણા વિદુષી આર્યા પૂજ્ય રંજનશ્રીજી મહારાજનું** જીવન આપણને એ પૂર્વ પ્રતાપી મહત્તરાઓ અને પ્રવર્તિનીઓની યાદ આપે છે. તેમણે આ કઠિન કાલમાં શ્રી સમેતશિખરજી જેવા મહાતીર્થના ઉદ્ધાર માટે હામ ભીડી, તે અંગે અતુલ પરિશ્રમ કર્યો અને તેમાં સફલતા મેળવી. આ કંઇ જેવી તેવી સિદ્ધિ નથી! તેમના આ ભવ્ય ઉપકારનું સ્મરણ કરીને શ્રી સમેતશિખર મહાતીર્થ વિષયક આ ગ્રંથના પ્રારંભમાં તેમનો જીવન-પરિચય આપ્યો છે, જેને પાઠકો સમુચિત સમજશે અને તેનું પઠન-પાઠન કરવામાં અભિનવ આનંદ અનુભવશે એમ અમે માનીએ છીએ.

## ૨-સાંસારિક જીવન

ભારતની ભવ્યતામાં ગૂર્જરદેશ વધારો કરે છે. તે પ્રકૃતિથી સુંદર છે, સ્વભાવમાં ઉદાર છે અને કાર્યસિદ્ધિમાં કુશળ છે. તેની ભાષામાં મધુરતા છે અને વર્તનમાં વિવેક છે. વ્યાપાર નિમિત્તે તે ગમે તેવાં મોટાં સાહસો ખેડી શકે છે અને તેમાં સફળતા મેળવી

જ લે છે. સાહિત્ય તેને ગમે છે, કલા તેને પ્રિય છે. ધર્મ તેનાં હૃદયમાં વસેલો છે. તેણે જૈન ઇતિહાસની અનેક ગૌરવપૂર્ણ ગાથાઓનું સર્જન કરેલું છે; અને આજે પણ તેનાં માનસ પર જૈન સંસ્કારોનું વર્ચસ્વ છે.

ગૂર્જરદેશનું પાટનગર અમદાવાદ સાબરમતીનાં બંને તીરે વસેલું છે. આજથી ત્રીશ વર્ષ પહેલાં તેની વસ્તી ત્રણ–સાડા ત્રણ લાખ મનુષ્યોની હતી. તે વધીને આજે બાર લાખની થઈ છે, ભારતનાં ઔદ્યોગિક શહેરોમાં તે આગળ પડતું સ્થાન ધરાવે છે અને બુદ્ધિ તથા લક્ષ્મીના વિશાળ વૈભવથી યુક્ત છે. જૈન સમાજ તેને રાજનગરનાં રળિયામણાં નામથી ઓળખે છે, કારણ કે તે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની રાજધાની જેવું છે. તેની પોળે પોળે જિનમંદિરોનો ઘંટારવ સંભળાય છે અને તેની શેરીએ શેરીએ નાના મોટા ઉપાશ્રયોમાં જૈન શ્રમણ–શ્રમણીઓનાં પવિત્ર દર્શન થાય છે. ત્યાંનો શ્રાવક–શ્રાવિકાવર્ગ ઘણો ધર્મપ્રેમી છે, અર્થાત્ જૈન ધર્મના આચાર–વિચારોનું ચુસ્તતાથી પાલન કરનારો છે. આવા ધર્મપરાયણ સુંદર સ્થાનમાં અનેક રત્નો પેદા થાય, એમાં આશ્ચર્ય શું ?

આ નગરમાં કાળુપુર નામનો એક લત્તો છે, તેમાં કડિયાની પોળ છે. ત્યાં શેઠ અમૃતલાલ ચુનીલાલ કુસુમગર નામના દશા પોરવાડ જ્ઞાતિના એક વ્યવહાર કુશળ ગૃહસ્થ વસતા હતા. તેમને ગજરાબાઈ ઉર્ફે માણેકબાઈ નામનાં ધર્મપત્ની હતાં. તેઓ ઘણા ધર્મનિષ્ઠ અને દયાળુ સ્વભાવના હતા.

વિક્રમ સંવત્ ૧૯૬૩ ની સાલ ચાલી રહી હતી. ભાદરવો ભરપૂર ગાજીને હમણાં જ વિદાય થયો હતો અને આસો માસે આશાભર્યું પદાર્પણ કર્યું હતું. તેની ચાંદનીભરી સુંદર રાત્રિઓ સહુને આનંદ આપી રહી હતી. આવી સાત રાત્રિઓ વ્યતીત થયા પછી આઠમનો ઉદય થયો, ત્યારે માણેકબાઈએ એક પુત્રીરત્નને જન્મ આપ્યો. આ પુત્રીનું નામ વિમલા રાખવામાં આવ્યું. બધાં નામો સાર્થક હોતાં નથી, પણ આ નામ સાર્થક હતું એમ અમે માનીએ છીએ, કારણ કે તેની બુદ્ધિ અને ભાવનાઓ વિમલ હતી.

માણેકબાઈએ બીજાં પણ પુત્ર–પુત્રીઓને જન્મ આપ્યો હતો, પણ તેમાં આ ભાગ્યવંત પુત્રી જ જીવંત રહી હતી, મરુભૂમિમાં પણ મીઠાં જળની એકાદ વીરડી હોય છે, એ કોણ જાણતું નથી ?

ધર્મનિષ્ઠ સંસ્કારી માતા–પિતાના ખોળામાં ઉછરતી વિમલાએ પાંચ વર્ષ પૂરા કર્યાં કે તેને વિદ્યાભ્યાસ માટે શેઠ મનસુખભાઈની શાળામાં દાખલ કરવામાં આવી. એ વખતે એ શાળા દૂતાસાની પોળમાં બેસતી, પછી એ મનસુખભાઈ શેઠની પોળ સામે આવી અને અત્યારે એ પોળની અંદર પોતાનાં મકાનમા બેસે છે. આ શાળામાં વ્યાવહારિક શિક્ષણ સારૂં અપાતું અને સાથે ધાર્મિક અભ્યાસ પણ કાળજીથી કરાવવામાં આવતો. આથી ધાર્મિક વલણુવાળા માતાપિતા તેને જ પસંદગી આપતા.

વ્યાવહારિક શિક્ષણથી બુદ્ધિ ખીલે છે અને ધાર્મિક શિક્ષણથી હૃદય ખીલે છે. આ બંનેના સહયોગથી જ માનવીનો વિકાસ પૂર્ણ બને છે પરંતુ આજની શાળાઓ માત્ર વ્યાવહારિક શિક્ષણ આપે છે. તેમાં ધાર્મિક શિક્ષણને સ્થાન નથી. થોડી શાળાઓ ધાર્મિક શિક્ષણ આપતી, તેને પણ સરકારી ગ્રાન્ટના નિયમોને આધીન ધાર્મિક શિક્ષણ આપવાનું છોડી દેવું પડયું છે. આ ધર્મહીન શિક્ષણનું પરિણામ નીતિનાશમાં આવ્યું છે અને એ નીતિનાશ પ્રજાને અધોગતિના ઊંડા ખાડામાં ધકેલી રહ્યો છે. આજે સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિ માટે વિવિધ યોજનાઓ બહાર પડી રહી છે, પણ જ્યાં નીતિનો નાશ થઈ ચૂક્યો હોય, ત્યાં એ યોજનાઓ સફળ થાય શી રીતે ?

વિમલાને વિદ્યાભ્યાસમાં રસ પડતો, તેથી શિક્ષણમાં સારી પ્રગતિ થવા લાગી. ખાસ કરીને ધાર્મિક અભ્યાસમાં તો તેનો નંબર પહેલો જ રહેતો. તેની ધાર્મિક અભ્યાસની ચીવટ અને ખંત જોઈને ધાર્મિક શિક્ષિકાને થતું કે 'આ બાળા આગળ જતાં ધર્માત્મા બનશે અને મોટું નામ કાઢશે.' આ ઉદ્‌ગારો તેણે અનેકવાર કાઢેલા, જે ભવિતવ્યતાના યોગે સાચા પડેલા છે.

એ વખતે બાળલગ્નની પ્રથા અમલમાં હતી અને પુત્ર–પુત્રીઓનાં સગપણ નાનપણથી જ થઈ જાય તેને મોટી આબરૂ સમજવામાં આવતી. આ રીતે વિમલાનું સગપણ નાની ઉંમરમાં જ અમદાવાદ–જૂના મહાજનવાડામાં રહેતા શેઠ ગિરધરલાલ સાંકળચંદના સુપુત્ર મણિલાલ સાથે કરવામાં આવ્યું હતું, પણ ભાગ્યનું નિર્માણ કંઈક જુદું જ હતું. પૂર્વભવમાં અધૂરી રહેલી યોગસાધના જેને આ ભવમાં પૂરી કરવાની હોય, તેને સંસાર કે લગ્નની વાતમાં રસ ક્યાંથી આવે ? રસ એ પૂર્વ સંસ્કારોનું જ અમરનામ છે, એ આપણે ભૂલવું જોઈતું નથી.

વિમલાનું સગપણ કર્યા પછી થોડા જ દિવસોમાં આખા શહેરમાં પ્લેગનો ભયંકર ઉપદ્રવ શરૂ થયો. કર્મસંયોગે એમનાં ઘરમાં એક સાથે ચાર જણાને પ્લેગ લાગુ પડયો. તેમાં શેઠ અમૃતલાલભાઈ પણ હતા. પ્લેગ એ ચેપી રોગ હોવાથી તેના દર્દીની સારવાર કરતાં નજીકના સગાઓ પણ ડરતા હોય છે. પરંતુ માણેકબહેનને પોતાનાં કર્મ ઉપર અટલ વિશ્વાસ હોવાથી તથા મનુષ્ય તરીકેની પોતાની ફરજનું ભાન હોવાથી સેવાધર્મને મુખ્ય ગણી ચારે દર્દીઓની સમીપમાં રહીને તેમની સેવા–ચાકરી કરવાનો અપૂર્વ લાભ લીધો, આ પછી થોડે વખતે શેઠ અમૃતલાલભાઈનું અવસાન થયું અને માણેકબાઈનાં માથે વૈધવ્ય આવ્યું. તે પોતાનો દુઃખમય કાતિલ પંજો પ્રસારવા લાગ્યું. આ સ્થળે અન્ય કોઈ હિંદુ મહિલા હોત, તો એ કરુણ વિલાપો કરત, છાતી અને માથું કૂટત તથા 'હાય ! હાય ! મારું સર્વસ્વ હણાઈ ગયું, હવે હું શું કરીશ ?' એમ માનીને આર્તધ્યાનનું પ્રમાણ એકદમ વધારી મૂકત. પરંતુ માણેકબાઈ સમજૂ હતા અને જૈન

મહર્ષિઓનાં ઉપદેશામૃતનું પાન કરીને ધૈર્યવંત બન્યા હતા, એટલે તેમણે આ દુઃખ શાંતિથી સહન કરી લીધું અને શેષ જીવનમાં ધર્મનું બને તેટલું આરાધન કરી લેવાનો નિર્ણય કર્યો. ત્યારબાદ ક્રમશઃ ધાર્મિક પ્રવૃત્તિઓમાં વધારો કરવા લાગ્યા. અને પોતાની વહાલી પુત્રી વિમલાને પણ તેમાં જોડવા લાગ્યા. પિતાનાં મૃત્યુ પછી વિમલાને સઘળું સૂનું સૂનું લાગતું હતું તે હવે ઠીક લાગવા માંડ્યું અને ધાર્મિક આચરણમાં તેની પ્રગતિ થવા લાગી. અહીં અમને શાસ્ત્રકારોએ કહેલો પેલો પ્રસિદ્ધ શ્લોક યાદ આવે છેઃ

व्यसनशतगतानां क्लेशरोगातुराणां,
मरणभयहतानां दुःखशोकार्दितानाम् ।
जगतिबहुविधानां व्याकुलानां जनानां,
शरणमशरणानां नित्यमेको हि धर्मः ॥

'સેંકડો કષ્ટને પામેલા, ક્લેશ અને રોગથી પીડાતા, મરણના ભયથી હતાશ થયેલા, દુઃખ અને શોકથી રીબાતા, એમ બહુ બહુ રીતે વ્યાકુલ થયેલા. આ જગતના અસહાય મનુષ્યોને એક ધર્મ જ નિત્ય શરણભૂત છે.'

આ વખતે માણેકબાઈનાં ઘરમાં તેમના દિયર મણિભાઈ, દેરાણી ચંચળ બહેન તથા નણંદ ચંપાબાઈ હતાં. તે બધાય ધાર્મિક વૃત્તિનાં જ હતાં. તેમાં મણિભાઈ વિમલાનાં ધાર્મિક શિક્ષણમાં સારો રસ લેતા. તેઓ સૂત્રોના અર્થ સમજાવતા, પ્રશ્નો પૂછતા અને નવો અભ્યાસ પણ કરાવતા. જે માતા પિતા તથા કુટુંબીજનો આ રીતે બાળકનાં ધાર્મિક શિક્ષણમાં રસ લે છે અને તેને આગળ વધારે છે, તેને અમે વારંવાર અભિનંદન આપીએ છીએ, કારણ કે તેઓ બાળકના પરમ હિતસ્વી છે અને શાસનની સુંદર સેવા કરનારા ભવ્ય આત્માઓ છે. 'न धर्मो धार्मिकै विना' એ સૂત્ર પ્રસિદ્ધ છે. તેનો અર્થ એ છે કે 'ધાર્મિકો વિના ધર્મ હોતો નથી.' એટલે એક પણ વ્યક્તિને ધાર્મિક બનાવવી, ધર્મનો રંગ લગાડવો, એ શાસનની મહાન સેવા છે.

માણેકબાઈનાં ઘરનું વાતાવરણ ઘણું ધાર્મિક હતું અને તે દિનપ્રતિદિન વધતું જતું હતું. સર્વ કુટુંબીજનો એકબીજાની ધર્મભાવનાનું પોષણ કરતા હતા એમ કરતાં સહુને અસાર સંસારનો ત્યાગ કરીને સંયમમાર્ગે વિચરવાની તીવ્ર ઉત્કંઠા થઈ. અનુભવીઓએ સાચુ જ કહ્યું છે કે–

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं,
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम्,
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

'સત્સંગતિ બુદ્ધિની જડતા હરે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, માન–પ્રતિષ્ઠાની ઉન્નતિ કરે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન રાખે છે અને કીર્તિનો સર્વત્ર

વિસ્તાર કરે છે. હે મિત્ર ! તું સાચું કહે કે તે મનુષ્યને શું શું ફળ આપતી નથી ? અર્થાત્ બધાં સુંદર ફળો આપે છે.'

એક ઘરમાં રહેનારા પાંચે પાંચે જણ ભાગવતી દીક્ષાના ભાવવાળા બને, એવું ભાગ્યે જ જોવામાં આવે છે, તેથી તેની ગણના અમે આશ્ચર્યકારી ઘટનામાં કરીએ છીએ. વહાલા પાઠકો ! તમારાં જીવનમાં તમે આવા કિસ્સાઓ કેટલા નિહાળ્યા છે ?

પાંચ મુમુક્ષુઓ પૈકી સંસારનો પ્રથમ ત્યાગ ચંપા બહેને કર્યો. તેઓ ઘોઘાવાળા લાવણ્યશ્રીજી મહારાજના શિષ્યા બન્યા. તેમનું નામ **લલિતાશ્રીજી** સ્થાપન કરવામાં આવ્યું. ત્યાર પછી મણિભાઈએ સંસારને છોડયો. અને વયોવૃદ્ધ પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય પૂ. આ. શ્રી વિજયમનોહરસૂરિજી મહારાજ આગળ સંયમદીક્ષા ગ્રહણ કરી. તેમણે **મુનિશ્રી મહોદયવિજયજી** નામ ધારણ કર્યું.

તેજ વખતે શ્રીમતી ચંચળબહેન પતિના પાવન પગલે ચાલી છાણીવાળા હીરશ્રીજી મહારાજનાં શિષ્યા બન્યાં તેમને **સુનંદાશ્રીજી** એવું મંગલ અભિધાન પ્રાપ્ત થયું. 'શુભ કાર્યમાં જરા પણ વિલંબ ન કરવો ' એ મહર્ષિઓની શિક્ષાનો અમલ કરનાર આ ત્રણે આત્માઓને આપણે જેટલાં અભિનંદન આપીએ, તેટલાં ઓછાં જ છે.

## ૩. દીક્ષાના દિવ્ય પંથે

કુમારી વિમલા હજી નાની હતી, છતાં તેની વૈરાગ્ય ભાવના ઘણી દૃઢ હતી. અને તે દિનપ્રતિદિન વધારે દૃઢ બનતી જતી હતી. ત્રણ આત્માઓએ પોતાની નજર સમક્ષ દીક્ષાના દિવ્ય પંથે પ્રયાણ કર્યું, તેથી તેનો ઉત્સાહ અનેકગણો વધી ગયો હતો. કોઈ સ્નેહી–સંબંધી તેને પરણવાની વાત પૂછતું, તો તે તરત જ કહેતી કે 'હું તો દીક્ષા લેવાની છું.' અને એક દિવસ તેણે પોતાની પ્રેમાળ માતા તથા અન્ય કુટુંબીજનોનો મોહ છોડી સાધ્વી હીરશ્રીજી મહારાજનું શરણ લીધું. તેમની પાસે તેના સંસારી કાકી ચંચળબહેને દીક્ષા ગ્રહણ કરી હતી અને તેમની સાથે તેને પૂર્વાવસ્થામાં ખૂબ મેળ હતો. એટલે ભાગવતી દીક્ષાનો સ્વીકાર કરી તેમના શિષ્યા બન્યા. ચિરપિપાસિત ચાતકપોતકને વર્ષાનાં પ્રથમ જલબિંદુ પ્રાપ્ત થતાં જેવો આનંદ થાય છે, તેવો આનંદ કુમારી વિમલાને દિક્ષાની પ્રાપ્તિથી થયો. પણ ભવિતવ્યતાના યોગે તે આનંદ લાંબો સમય ટકયો નહિ.

તેમના સસરા તો સગપણ થયા પછી થોડા જ વખતે ગુજરી ગયેલા. પરંતુ તેમના કાકાજી સસરા શેઠ વાડીલાલ સાંકળચંદને એમ લાગ્યું કે મારા ભાઈ ગુજરી ગયા છે અને કુંવારી કન્યાએ દીક્ષા લીધી, તેથી લોકોમાં અમારું ખોટું દેખાશે, એટલે તેમણે એ દીક્ષા છોડાવી દીધી અને તેમને પોતાનાં ઘરે લઈ આવ્યા. ત્યાં ચારથી છ મહિના રાખ્યા અને તેમને દીક્ષા ન લેવા માટે જુદી જુદી અનેક રીતે સમજાવ્યા, પણ તેમના

વિચારમાં કંઈ ફેર પડ્યો નહિ. એક કવિએ કહ્યું છે કે 'ચંદનને ઘણું ઘસવામાં આવે તો તેમાંથી વધારે સુગંધ પ્રકટે છે, શેરડીને ઘણી પીલવામાં આવે તો તેમાંથી વધારે મીઠો રસ મળે છે અને સોનાને ઘણું જ તપાવવામાં આવે તો તે વધારે ઉજળું બને છે. આ રીતે મહાન આત્માઓની ગમે તેવી આકરી કસોટી કરવામાં આવે તો તેઓ તેમાંથી બરાબર પાર ઉતરે છે અને પોતાનો મૂળ સ્વભાવ છોડતા નથી.' તો પછી કુમારી વિમલા પોતાનો શુભ સંકલ્પ કેમ છોડે ?

કુ. વિમલાનાં વાણી અને વર્તન પરથી શ્વસુરપક્ષે એટલું અનુમાન તો અવશ્ય કરી લીધું કે હવે આ બાળા સંસાર માંડશે નહિ, સંસારમાં રહેશે નહિ, એટલે તેમણે વિશેષ દબાણ કરવાનું છોડી દીધું, આ રીતે કુ. વિમલાનો ભાવી માર્ગ ખુલ્લો થયો. જ્ઞાનીઓએ કહ્યું છે અને અમે અનુભવથી જોયું છે કે મનુષ્યની ભાવના પ્રબળ હોય તો તેની સિદ્ધિ અવશ્ય થાય છે. અલબત્ત, તે માટે સમયની પ્રતીક્ષા કરવાપૂર્વક ધૈર્યનું અવલંબન લેવું પડે છે.

વિ. સં. ૧૯૭૪માં કુ. વિમલાની ભાવના સફળ થઈ. વૈશાખ સુદિ ૧૩ના શુભ દિવસે સુરત શહેરમાં પ્રાતઃસ્મરણીય શાસન પ્રભાવક આગમોદ્ધારક પૂજ્ય આનંદસાગર સૂરીશ્વરજી મહારાજને આચાર્ય પદવી આપવામાં આવી, ત્યારે તેઓશ્રીએ પોતાના વરદ હસ્તે, માતા માણેકબાઈને તથા કુ. વિમલાને ભાગવતી દીક્ષાનું દાન કર્યું. તેમાં માણેકબાઈને સાધ્વી હેમશ્રીજી મ.ના શિષ્યા સાધ્વી તીર્થશ્રીજી તરીકે સ્થાપવામાં આવ્યા તથા કુ. વિમલાને સાધ્વી તીર્થશ્રીજી મ.ના શિષ્યા સાધ્વી રંજનશ્રીજી તરીકે જાહેર કરવામાં આવ્યા શું તે વખતનો ઉત્સાહ ! શું તે વખતનો આનંદ !! અમારી વૈખરી વાણી તેનું વર્ણન કરી શકતી નથી.

માત્ર અગિયાર વર્ષની એક કુમારિકા સંસારના સર્વ સુખો છોડીને સાધ્વી બને, તપસ્વિની બને, યોગિની બને, અખંડ બ્રહ્મચારિણી બને અને પોતાના ઉદ્ધાર સાથે બીજા હજારો આત્માઓનો ઉદ્ધાર કરે, એ શું સામાન્ય ઘટના છે ? ભૌતિકવાદથી ભ્રમિત થયેલી આપણી ચક્ષુઓ ભલે તેને એક સામાન્ય ઘટના તરીકે જુએ, પણ ખરેખર ! એ સામાન્ય ઘટના નથી. જેમનાં જ્ઞાનનેત્રો ખુલી ગયાં છે, એવા મહાપુરુષો સ્પષ્ટ વાણીમાં વદે છે કે—

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिए ।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ ॥

'દુર્જય એવા સંગ્રામમાં જે સહસ્ર-સહસ્ર શત્રુઓની સામે લડે છે અને તેમાં જય મેળવે છે, તેને અમે પરમ જય માનતા નથી. જે એક આત્માથી જ લડે છે. અને તેમાં જય મેળવે છે, તેને જ અમે પરમ જય માનીએ છીએ.'

દુનિયાને જિતનારો સિકંદર એક નિર્ગ્રંથ મહાત્માની અજબ નિઃસ્પૃહતા જોઈને

તેને નમી પડયો હતો, એ શું બતાવે છે? દુન્યવી વૈભવ કરતાં ત્યાગ અને સંયમનું મૂલ્ય વધારે છે અને તેથી તે હર વખતે, હર સમયે વંદનને પાત્ર છે. તો પ્રિય પાઠકો! ચાલો આપણે નવદીક્ષિતા સાધ્વી રંજનશ્રીજી મ.ને વંદના કરીએ અને તેમની ચરણધૂલિને શિર પર ચડાવીને કૃતાર્થ થઈએ. ભારતની આ પ્રાચીન પરંપરા છે અને તેને અનુસરવામાં જ આપણું કલ્યાણ છે.

## ૪. આદર્શ શ્રમણી–સમુદાય

સાધ્વી રંજનશ્રીજી મહારાજની સંયમપ્રચુર સાત્ત્વિકી સાધનાનો કિંચિત્ પરિચય આપીએ, તે પહેલાં તેમણે જે સમુદાયમાં દીક્ષા લીધી હતી, તેનો પરિચય આપવાનું યોગ્ય ગણાશે. વૃક્ષ પ્રમાણે શાખા હોય છે અને શાખા પ્રમાણે જ પત્ર–પુષ્પ–ફલનો ઉદ્દ્ગમ હોય છે, એ કોણ જાણતું નથી?

આ સમુદાય શિવશ્રીજી મહારાજના સમુદાય તરીકે પ્રસિદ્ધ હતો, એટલે પ્રથમ તેમનો પરિચય આપીશું અને ત્યાર બાદ ઉત્તરોત્તર શિષ્યાઓની જે પરંપરા ચાલી તેનો પરિચય આપીશું. આથી સમસ્ત સમુદાયનું સ્પષ્ટ ચિત્ર આપણી સામે ખડું થઈ જશે.

### પૂજ્ય શિવશ્રીજી મહારાજ

પૂ. શિવશ્રીજી મહારાજનો જન્મ સં. ૧૯૦૮ માં વીરમગામ પાસે આવેલા રામપુરા (ભંકોડા) ગામમાં શેઠ જુમખરામ સંઘજીભાઈને ત્યાં માતા અંબાબાઈની કુક્ષિએ થયો હતો. તેઓ માતાપિતાથી ધર્મ સંસ્કાર પામ્યા હતા, નિશાળે બેસી લખતાં–વાંચતા શીખ્યા હતા અને સંવેગી સાધુ–સાધ્વીઓના સંપર્કમાં આવી ધાર્મિક જ્ઞાનથી વિભૂષિત થયા હતા. 'આત્મા અમર છે' અને 'સંસાર અસાર છે' આ બે વસ્તુઓ તેઓ આજ ઉંમરમાં સારી રીતે સમજ્યા હતા અને તેથી દુન્યવી સુખો પ્રત્યે ઉદાસીન બન્યા હતા. તેમનું સાંસારિક નામ શિવકુંવર હતું.

તેઓ યૌવનના ઉંબરે પગ મૂકે તે પહેલાં તેમની માતા મરણ પામ્યા હતા. આથી તેમના વૈરાગ્યમાં વૃદ્ધિ થઈ હતી અને સંસાર છોડી સાધ્વી જીવન ગાળવાના કોડ સેવવા લાગ્યા હતા. આ બાજુ જુમખરામ શેઠે પત્નીનાં અવસાન પછી બીજું લગ્ન ન કરતાં ચતુર્થવ્રત ઉચ્ચરવાનો નિર્ણય કર્યો હતો અને સં. ૧૯૨૪માં પૂજ્ય જયશ્રીજી મહારાજ રામપુરા પધારતાં તેમણે પોતાની ભાવના સફળ કરી હતી. આ પ્રસંગ શિવ-સુખની પરમ અભિલાષિણી એવી શિવકુંવરને માટે ઘણો પ્રેરણાદાયી નીવડયો હતો. તેણે પણ પૂજ્ય સાધ્વીજી આગળ ચતુર્થવ્રત અંગીકાર કરી પોતાના ભાવી જીવનનો માર્ગ મોકળો બનાવ્યો હતો.

થોડા દિવસ બાદ તેમણે પિતાને વિનંતિ કરી હતી કે 'પૂજ્ય પિતાજી! દીક્ષા

વિનાનું જીવન મને દુઃખમય ભાસે છે, તો હવે દીક્ષા લેવાની અનુમતિ આપો.' જુમખ-રામ શેઠ ધર્મના રંગે રંગાયેલા હતા તથા પોતાની પુત્રીમાં દીક્ષા લેવા–પાળવાની પૂરી યોગ્યતા છે, એમ જાણી ચૂકયા હતા, એટલે તેમણે ઘણા જ પ્રેમથી દીક્ષા લેવાની અનુમતિ આપી. ધન્ય છે આવા પવિત્ર આત્માઓને કે જે પોતાના પુત્ર–પુત્રીઓ પ્રત્યેની સાચી ફરજ અદા કરે છે અને તેમનું ભવભ્રમણ ભાંગવામાં નિમિત્તભૂત થાય છે!

સં. ૧૯૨૬ના જેઠ વદિ ૧૦ના દિવસે, અઢાર વર્ષની ભર યૌવનાવસ્થામાં, પાટણ શહેરમાં, સાગરસમુદાયના આભૂષણરૂપ ક્રિયાપાત્ર અને વિદ્વાન્ મુનિરાજ શ્રી રવિસાગરજી મહારાજના વરદ હસ્તે તેમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી હતી અને તેમનું નામ શિવશ્રીજી પાડવામાં આવ્યું હતું. સં. ૧૯૨૭ માં તેમને એ જ પાટણ શહેરમાં યોગોદ્વહનપૂર્વક વડી દીક્ષા આપવામાં આવી હતી.

વડી દીક્ષા થયા પછી શિવશ્રીજી મહારાજ સાધ્વીના આચાર–વિચારનું ઉત્તમ રીતે પાલન કરતા હતા, તે સાથે સ્વાધ્યાય અને તપમાં મગ્ન બની પોતાના આત્માને ઉજ્જવલ બનાવતા હતા. વળી તેઓ ગ્રામાનુગ્રામ વિહાર કરતા હતા, અનેક તીર્થોની યાત્રા કરતા હતા અને નાના–મોટા ઘણા મનુષ્યોને ધર્મમાર્ગમાં જોડી 'साध्नोति स्वपरहितमिति साधुः ।' એ વ્યાખ્યાને ચરિતાર્થ કરતા હતા. આ રીતે આશરે પચીશ વર્ષના દીક્ષા પર્યાયમાં સંસારનાં બંધનમાંથી છૂટવાની અભિલાષાવાળી કેટલીક શ્રાવિકાઓએ તેમની પાસે સંયમનો સ્વીકાર કરતાં તેમને શિષ્યા–પ્રશિષ્યારૂપ સારો એવો પરિવાર પ્રાપ્ત થયો હતો અને તે બીજના ચંદ્રમાની જેમ ક્રમશઃ વૃદ્ધિ પામી રહ્યો હતો.

પૂ. શિવશ્રીજી મહારાજ ચોપન વર્ષનો દીર્ઘ પર્યાયપાળી, સમુદાયની અનેક રીતે ઉન્નતિ કરી સં. ૧૯૮૦ની સાલમાં અમદાવાદ મુકામે સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા હતા.

આ પૂ. ગુરુણી મહારાજના ૭ વર્ષના નિકટ સહવાસે પૂ. રંજનશ્રીજી મહારાજને સંયમસાધના માટે ઘણું બળ આપ્યું હતું. તે પૂ. રંજનશ્રીજી મહારાજ કેમ ભૂલી શકે ? આજે પણ તેઓ એમને ઉત્કટ આદરભાવથી યાદ કરે છે અને તેમનાં પગલે ચાલી સ્વ–પર–હિતની સાધનામાં ઉજમાળ રહે છે.

## પૂજ્ય તિલકશ્રીજી મહારાજ

પૂ. શિવશ્રીજી મહારાજની પ્રથમ શિષ્યા સૌભાગ્યશ્રીજી મ૦, બીજી શિષ્યા વિનયશ્રીજી મ૦ અને ત્રીજી શિષ્યા તિલકશ્રીજી મ૦, તેમાં તિલકશ્રીજી મહારાજ શિવશ્રીજી મહારાજના સમુદાયરૂપ વિશાળ કાયમાં ભાલ સ્થાનના ભૂષણ તિલક સમાન નીવડયા હતા.

એકદા શિવશ્રીજી મહારાજ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં રાધનપુર પધાર્યા, ત્યારે અનેક શ્રાવિકાઓએ તેમનાં દર્શન, સહવાસ તથા ઉપદેશનો લાભ લીધો. તેમાં રૂક્મણી

બહેન તથા ચંપા બહેન નામની બે સૌભાગ્યવંતી બહેનો પણ સામેલ હતી. આ બંને બહેનોએ પૂ૦ શિવશ્રીજી મહારાજનો ઉપદેશ સાંભળી સાથે જ સંસારને છોડવાનો નિશ્ચય કર્યો. પરંતુ રૂક્ષ્મણી બહેનના સંયોગો દીક્ષા લેવાને માટે અનુકૂળ ન હતા અને વિશેષ વિલંબ થાય તે ચંપા બહેનને ઈષ્ટ ન હતો. તેથી ચંપાબહેને એકલા જ દીક્ષા લઈ લીધી અને તેઓ પૂ. શિવશ્રીજી મ૦ના બીજા શિષ્યા વિનયશ્રીજી બન્યા.

રૂક્ષ્મણી બહેનની કાયા ગૃહવાસમાં હતી, પણ તેમનું મન સાધ્વી સમુદાયમાં—સાધ્વી જીવનમાં રમ્યા કરતું હતું. 'હું ક્યારે આ સંસારરૂપ બંદીખાનામાંથી છૂટું અને પૂજ્ય ગુરુણીનાં ચરણ કમળમાં ભ્રમર બનીને રહું' એ એમની પ્રબળ ઝંખના હતી. અનુભવીઓ કહે છે કે આપણે જો કોઈ વસ્તુની પ્રબળ ઝંખના—ઈચ્છા કરીએ અને તે માટે વ્યવસ્થિત પ્રયત્નો ચાલુ રાખીએ તો કાલાંતરે તે ઝંખના–ઈચ્છા અવશ્ય ફળે છે. પૂ. તિલકશ્રીજી મ. નું જીવન આપણને આ વસ્તુની પ્રતીતિ કરાવે છે.

સં. ૧૯૫૪ ની સાલમાં દીક્ષા આડેના સર્વ પ્રતિકૂળ સંયોગો દૂર થયા અને તેમનું હૈયું હર્ષથી નાચી ઉઠ્યું. માગસર સુદિ ૧૦ ના શુભ દિવસે તેમણે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી પૂ. શિવશ્રીજી મહારાજનાં ચરણમાં પોતાનું જીવન સમર્પિત કર્યું. ત્યારથી તેઓ તિલકશ્રીજી નામથી ઓળખાવા લાગ્યા.

જ્ઞાનાભ્યાસ, ચારિત્રપાલન, પરોપકાર વૃત્તિ, સમુદાય સંરક્ષણ, ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય આદિ ગુણોને લીધે તેમનો પ્રભાવ પોતાના સમુદાય પર, તેમજ અન્ય સમુદાયો પર ઘણો ભારે પડ્યો. શ્રાવક–શ્રાવિકાઓ પણ તેમનાથી ખૂબ જ પ્રભાવિત થયા અને તેમના ઉપદેશ કે સૂચન માત્રથી વર્ષો જુના કલેશ–કંકાસને તજી સમાધાનવૃત્તિ દાખવવા લાગ્યા. વર્ષાની વિપુલ જલધારા દિવસોથી લાગેલા દવનું શીઘ્ર શમન કરે છે, એવો અનુભવ કોને નથી ?

તેઓ પોતાના પરિવારની દરેક સાધ્વીની જીવનચર્યા અને દિનચર્યાનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતા અને કોઈમાં જરા પણ વૈમનસ્ય કે અયોગ્ય પ્રવૃત્તિ જોવામાં આવે તો તરત જ તે વ્યક્તિને નહિ, પણ સારાયે સમુદાયને ઉદ્દેશી એવી ગર્ભિત રીતે હિતશિક્ષા આપતા કે પેલી વ્યક્તિને ખોટું લાગે નહિ અને પોતાની ભૂલ સુધારી લે.

તેઓશ્રીની સેવા માટે કોઈ પણ સાધ્વી તેમની પાસે આવતી, ત્યારે પણ તેઓ એક યા બીજા પ્રકારે તેમને સુંદર હિતશિક્ષા આપતા અને વિવિધ પ્રશ્નો દ્વારા તેમનો અભ્યાસ તપાસી જ્ઞાનવૃદ્ધિ માટે સુંદર માર્ગદર્શન આપતા.

તેમણે પોતાના દીર્ઘ દીક્ષા પર્યાય દરમિયાન અનેક દેશોમાં વિહાર કરીને ઘણાં શહેરોમાં તથા ગામડામાં હજારો આત્માઓને ધર્મમાં જોડ્યા હતા અને વ્રત નિયમનાં પાલનમાં દૃઢ કર્યા હતા.

પૂ. રંજનશ્રીજી મહારાજને આ આદર્શ ગુરુણીની છત્રછાયા લાંબા સમય સુધી પ્રાપ્ત થઈ હતી અને તેણે એમનું ભવ્ય વ્યક્તિત્વ ઘડવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો, એમ કહીએ તો અનુચિત નથી.

પૂજ્ય તિલકશ્રીજી મ. સા. કાળધર્મ પામ્યા. તે વખતે પૂ. રંજનશ્રીજી મ. તથા પૂ. મૃગેન્દ્રશ્રીજી મ. ને સમુદાયનું સુકાન સોંપ્યું હતું. જેને આજે આપણા ચરિત્ર નાયિકા તથા પૂ. મૃગેન્દ્રશ્રીજી મ. સંભાળી રહ્યા છે.

## પૂજ્ય હેમશ્રીજી મહારાજ

નિશાનાથ જેમ અનેક નક્ષત્રો અને તારાઓથી પરિવૃત્ત હોય છે, તેમ પૂજ્ય તિલકશ્રીજી મહારાજ અનેક શિષ્યા પ્રશિષ્યાઓથી પરિવૃત્ત હતા. તેમની આ શિષ્યાઓમાં પૂ. હેમશ્રીજી મ૦ અગ્રસ્થાને વિરાજતા હતા અને તેમનું ઉત્તરદાયિત્વ બરાબર સંભાળતા હતા, એટલે અહીં તેમનો પરિચય આપવામાં આવે છે.

સુરતના શ્રીમંત ઝવેરી કલ્યાણચંદ ભવાનચંદને ધનકોરબાઈ નામના પત્ની હતા. તેનાથી તેમને અમરચંદ તથા બાલુભાઈ નામના બે પુત્રો અને મણિબહેન, દયાકુંવર બહેન તથા રતનબહેન નામની ત્રણ પુત્રીઓ એમ કુલ પાંચ સંતાનો પ્રાપ્ત થયાં હતાં. તેમાં દયાકુંવરનો જન્મ સં. ૧૯૩૬ ના ભાદરવા સુદિ ૧૩ ના રોજ થયો હતો.

પૂર્વજન્મના સંસ્કારોને લીધે દયાકુંવરમાં સરલતા, ભદ્રિકતા અને ધર્મરુચિ સારા પ્રમાણમાં હતી. તેમણે શાળામાં જઈને વ્યાવહારિક શિક્ષણ તથા પાઠશાળામાં જઈને ધાર્મિક શિક્ષણ લીધું હતું અને યોગ્ય ઉંમરે લગ્નજીવનમાં પ્રવેશ કર્યો હતો. પરંતુ લગ્ન બાદ થોડા વખતમાં જ તેમના પતિ પરલોક સીધાવતા તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું.

આ ઘટના પછી દયાકુંવર બહેન સાધુ-સંતોનાં વ્યાખ્યાન વિશેષ પ્રમાણમાં સાંભળતા હતા અને ધાર્મિક ક્રિયા-અનુષ્ઠાનોમાં પણ સારો રસ લેતા હતા એમ કરતાં તેમનું મન વૈરાગ્ય તરફ ઢળવા લાગ્યું હતું. આ અરસામાં પૂજ્ય શિવશ્રીજી મ૦ પૂ. તિલકશ્રીજી મ. આદિનું સુરત પધારવાનું થયું. તેમના પરિચયમાં આવવાથી દયાકુંવર બહેનના ધાર્મિક અભ્યાસ તથા વૈરાગ્યમાં ઘણો વધારો થયો અને તેમની પાસે ચારિત્ર લેવાની તીવ્ર ભાવના થઈ. 'સંગ તેવો રંગ' એ ઉક્તિ જગતમાં પ્રસિદ્ધ છે.

દયાકુંવર બહેને પોતાનો આ વિચાર પિતાને જણાવ્યો અને દીક્ષા માટે અનુમતિ માગી, પિતાને પ્રથમ તો એમ લાગ્યું કે સુખ-સાહ્યબીમાં ઉછરેલી આ બાળા સંયમના કઠોર પથ પર શી રીતે ચાલી શકશે ? પરંતુ દયાકુંવરની નિશ્ચલતા અને ચારિત્ર લેવાની તીવ્ર ઉત્કંઠા જોઈ તેને દીક્ષા લેવાની અનુમતિ આપી. સં. ૧૯૬૨ ના વૈશાખ સુદિ ૬ ના દિવસે ઉદ્યાપન મહોત્સવપૂર્વક પૂ. પંન્યાસ મહારાજ શ્રી કમલવિજયજીના વરદ હસ્તે

તેમને દીક્ષા આપવામાં આવી અને તેઓ પૂ. તિલકશ્રીજી મ. ના શિષ્યા હેમશ્રીજી મ. તરીકે જાહેર થયા.

તેમણે સંયમધર્મનું નિરતિચાર પાલન કરવા માંડયું તથા સ્વાધ્યાય અને તપમાં પણ પુરુષાર્થ ફોરવવા માંડયો. તે સાથે સમતા, શાંતિ, ગંભીરતા આદિ ગુણો પણ સારાં પ્રમાણમાં ખીલવવા માંડયા. જેનામાં સંયમ હોય, ચારિત્ર હોય, સદ્ગુણોનો સમૂહ હોય, તે અવશ્ય આદરને પાત્ર બને છે, એટલે હેમશ્રીજી મહારાજ સહુના આદરને પાત્ર બન્યા અને તેમના પર પૂ. તિલકશ્રીજી મ. ની અમીદૃષ્ટિ સદા રહેવા લાગી. એમ કરતાં તેમને વિશાળ સાધ્વી સમુદાયની સાર સંભાળનું કામ સોંપવામાં આવ્યું અને એ તેમણે ઘણી કુનેહથી સરસ રીતે બજાવવા માંડયું.

તેમનામાં વૈયાવૃત્યનો ગુણ બહુ મોટો હતો. તેઓ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા, ત્યારે પણ પોતાના ગુરુણી પૂ. તિલકશ્રીજી મ૦ ની સેવા ચાકરીનો લાભ લેવા ચૂકયા ન હતા.

આ ગુરુણીના દીર્ઘ સહવાસે પણ પૂ. રંજનશ્રીજી મહારાજનાં જીવન પર ઊંડી અસર કરી છે, એટલી વાત ધ્યાનમાં રાખી આગળ ચાલીએ.

## પૂજ્ય શ્રી તીર્થશ્રીજી મહારાજ

પૂ. રંજનશ્રીજી મ૦ નું આદર્શ જીવન ઘડવામાં પૂ. તીર્થશ્રીજી મહારાજનો હિસ્સો સહુથી અધિક છે, એમ કહીએ તો ખોટું નથી; કારણ કે સંસારી પક્ષે તેઓ માતાનું સ્થાન ભોગવતા હતા અને સાધ્વીજીવનમાં તેઓ ગુરુણીનાં પદે બિરાજમાન હતા. આ કારણે અહીં તેમનો પરિચય આપવાનું ઉચિત માન્યું છે.

ખેડામાં હરિલાલ તથા વાડીલાલ નામના બે શ્રાવક બંધુઓ રહેતા હતા. તેઓ ખાધે-પીધે સુખી હતા અને ન્યાત-જાતમાં પણ સારી પ્રતિષ્ઠા ધરાવતા હતા. તેમાં હરિલાલ વકીલાતનો ધંધો કરતા હતા અને સમાજોપયોગી કાર્યોમાં પણ સારો રસ લેતા હતા. તેમનાં પત્ની મોતીબાઈ સ્વભાવે સુશીલ, નિયમિત અને ધર્મપરાયણ હતા. સરખે સરખી જોડ મળવી એ સંસારી જીવનનું સૌભાગ્ય ગણાય છે અને તે આ પતિ-પત્નીને પ્રાપ્ત થયું હતું.

સમય જતાં મોતીબાઈએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો, તેનું નામ કેશવલાલ પાડવામાં આવ્યું. ત્યાર પછી બીજી સંતતિમાં કન્યા રત્નની પ્રાપ્તિ થઈ, જે **ગજરા** નામે ઓળખાવા લાગી, આ કન્યા ઘણી પુણ્યવતી હતી, એટલે તેનો જન્મ થયા પછી ઘરના સર્વ માણસોની સુખશાંતિમાં અને વૈભવમાં વધારો થવા લાગ્યો હતો. વળી જે કોઈ તેને નજરે નિહાળતું, તેના હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉઠતી અને 'આ બાળા ભવિષ્યમાં મોટું નામ કાઢશે' એવા શબ્દો તેનાં મુખમાંથી સ્વાભાવિક જ નીકળી પડતા.

લોક વાયકા ઘણી વાર સાચી પડે છે. કમમાં કમ ગજરા બહેનના સંબંધમાં તો તે સાચી જ પડી હતી.

ગજરાબહેનને બે નાની બહેનો હતી. આ ત્રણ બહેનોમાં ગજરાબહેન સહુથી વધારે ઠરેલ, શાંત અને ઓછાબોલા હતા.

પાંચ વર્ષની ઉમરે તેમને નિશાળે બેસાડવામાં આવ્યા. ત્યાં તેમણે ચાર ગુજરાતીનો અભ્યાસ કર્યો. સાથે સાથે થોડું ધાર્મિક જ્ઞાન પણ મેળવી લીધું. એક મહિલા ચોસઠ કલાઓ જાણતી હોય, પણ તે ધર્મકલાથી રહિત હોય, તો તેનાં જીવનનું વિશેષ મૂલ્ય નથી, એવો અભિપ્રાય અનુભવીઓએ પ્રકટ કર્યો છે અને અમે તેમાં પૂરેપૂરા શ્રદ્ધાન્વિત છીએ.

ગજરાબહેન રોજ પોતાની માતા સાથે જિનમંદિરે જતા અને ત્યાં બિરાજમાન શ્રી જિનેશ્વર દેવની પ્રશમરસનિમગ્ન મૂર્તિનાં દર્શન કરીને ખૂબ આનંદ પામતા. વળી નજીકમાં કોઇ સાધુ-સાધ્વી ઉતરેલા હોય તો તેમને વંદન કરવાનું તથા સુખશાતા પૂછવાનું ચૂકતા નહિ. આવા પ્રસંગે ધાર્મિક જીવન અંગે પૂછપરછ થાય એ સ્વાભાવિક છે. ગજરાબહેન તે બધાના સંતોષકારક ઉત્તર આપતા અને 'આ સાધુ-સાધ્વીઓ કેવું પવિત્ર જીવન ગાળે છે?' એવો વિચાર કરી તેની અનુમોદના કરતા.

ગજરાબહેન રોજ સામાયિક કરતા અને તેમાં પોતાનો ધાર્મિક અભ્યાસ વધારતા. જેમ સરોવર ટીપે ટીપે ભરાય છે, તેમ જ્ઞાનનો ખજાનો થોડી થોડી વૃદ્ધિથી તર થાય છે. 'આમાં શું?' 'આટલામાં શું?' એવા વિચારો કરીને જેણે તેના તરફ ઉપેક્ષા કરી છે, તેઓ એ જ્ઞાનથી વંચિત રહ્યા છે અને પોતાને પ્રાપ્ત થયેલો મહામોંઘો માનવભવ હારી ગયા છે.

ધાર્મિક સંસ્કાર, તીર્થાટન તથા સાધુ સાધ્વીના ઘણા સહવાસને લીધે ગજરાબહેનનું મન ધીમે ધીમે વૈરાગ્ય તરફ ઢળવા લાગ્યું હતું, પણ તેમાં વિશેષ પ્રગતિ થાય તે પહેલાં જ તેમના પિતાશ્રીએ તેમનું સગપણ અમદાવાદ નિવાસી શેઠ જયચંદ ચુનીલાલ કુસુમગરના સુપુત્ર અમૃતલાલભાઈ સાથે કરી નાખ્યું હતું અને સં. ૧૯૫૩ ની ગ્રીષ્મ ઋતુમાં તેમનાં લગ્ન પણ થઈ ગયાં હતાં.

ત્યારપછી તેમણે સંસારલીલાનો જે અનુભવ કર્યો, તેનો ખ્યાલ આ નિબંધના પ્રારંભિક પૃષ્ઠો પર આવી જાય છે.

સં. ૧૯૭૪ માં તેઓ ભવતારિણી ભાગવતી દીક્ષા લઈને તીર્થશ્રીજી બન્યા. પ્રથમ ચાતુર્માસ સુરતમાં કર્યું. ત્યાંથી વિહાર કરી તેઓ જલાલપોર પધાર્યા ને વખતે ત્યાં પંન્યાસ શ્રીમણિવિજયજી મહારાજ બિરાજતા હતા. તેઓશ્રીએ તેમને વડી દીક્ષા આપી. પૂ. રંજનશ્રીજી મહારાજને પણ આ જ પ્રસંગે વડી દીક્ષા આપવામાં આવી હતી.

ત્યારપછી તેમની સંયમસાધના દિનપ્રતિદિન આગળ વધતી જ રહી હતી અને તે સોળે કળાએ દીપી ઉઠી હતી. પૂ શિવશ્રીજી મ૦ પાસે તેઓ દશવૈકાલિક સૂત્ર અર્થ સહિત ભણ્યા હતા અને તેમાં વિનયસમાધિ નામનું દશમું અધ્યયન ભણ્યા પછી તેમના વિનયગુણમાં ઘણો જ વધારો થયો હતો.

સં. ૧૯૭૮ થી ૧૯૮૦ સુધીનાં ત્રણ ચોમાસાં પૂજ્ય શિવશ્રીજી મ૦ની વૃદ્ધાવસ્થાને લઇ અમદાવાદમાં થયાં હતાં, તે વખતે તેમણે વડા ગુરુણીજીની સેવા ભક્તિ કરવાનો લાભ ઘણા ઉમંગથી લીધો હતો.

સં. ૧૯૭૯ ના ચાતુર્માસમાં એક શુભ ચોઘડિયે તેમને શ્રીવર્ધમાન તપ જેવો મહાન તપ કરવાની ઉત્કંઠા થઈ. તે વાત તેમણે પોતાના પૂજ્ય ગુરુણીને જણાવી તે માટે અનુમતિ માગી. પૂજ્ય ગુરુણીએ તે માટે અનુમતિ આપી અને '**शुभस्य शीघ्रम्**' એ ન્યાયે સારો દિવસ જોઈને એ તપનો પ્રારંભ કરાવ્યો.

આ તપમાં જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ તેમની શ્રી સિદ્ધચક્રજી ઉપરની શ્રદ્ધા અને ભક્તિમાં વધારો થતો ગયો અને તેનાં ફલ સ્વરૂપે પૂ. શિવશ્રીજી મ. પૂ. હેતશ્રીજી મહારાજ, પૂ. તિલકશ્રીજી મ. તથા પૂ હેમશ્રીજી મ. વગેરેની પ્રસન્નતા તથા કૃપાદૃષ્ટિમાં પણ વધારો થતો ગયો.

'સારાં કામમાં સો વિઘ્ન' એ ન્યાયે આ કાર્યમાં શરીરની અસ્વસ્થતા આદિ કેટલાંક વિઘ્નો આવ્યાં, પણ પૂજ્ય ગુરુણીઓની કૃપાદૃષ્ટિને લીધે એ બધાંએ વિઘ્નોનું નિવારણ થયું અને તેઓ શ્રી વર્ધમાન તપની સો ઓળી પૂરી કરવામાં સફળ થયા. અહીં એ નોંધ અવશ્ય કરવી જોઈએ કે વર્તમાન સાધ્વીસમુદાયમાં શ્રીવર્ધમાન આયંબિલ તપની સો ઓળીઓ પૂરી કરનાર તેઓશ્રી જ પહેલા હતા અને તેથી સહુના ધન્યવાદના અધિકારી બન્યા હતા.

સં. ૨૦૦૨ ના ફાગણ સુદિ ૯ ના રોજ આ તપની પૂર્ણાહુતિ થતાં જે ભવ્ય મહોત્સવ ઉજવાયો હતો, તેનો અહીં કેટલોક ખ્યાલ આપવાનું ઉચિત ગણાશે.

પૂ. તીર્થશ્રીજી મ૦ની એવી ભાવના હતી કે આ તપનું પારણું શ્રી સિદ્ધાચલજીની છાયામાં થાય તો સારું, એટલે પૂ. તિલકશ્રીજી મ૦ની આજ્ઞા મેળવી, પૂ. હેમશ્રીજી મહારાજ પૂ. રંજનશ્રીજી મ. આદિ ૩૧ ઠાણા સાથે પાલીતાણા પધાર્યા હતા. ત્યાં ઉદ્યાપન પૂર્વક મહોત્સવ ઉજવવાનું નક્કી થતાં સાહિત્યમંદિરમાં તેનાં મંડાણ થયાં હતાં અને તે અંગે નીચેનો કાર્યક્રમ યોજાઓ હતો :—

ફાગણ સુદિ ૨ પંચકલ્યાણક પૂજા–શેઠ જીવણચંદ કેશરીચંદ રાધનપુરવાળા તરફથી.
,, ,, ૩ પીસ્તાલીશ આગળની પૂજા–શ્રીમતી સમુબહેન દેવચંદ સુરતવાળા તરફથી.
,, ,, ૪ વીશસ્થાનકની પૂજા–પટવા હાલાભાઈ બુલાખીદાસ મ્હેસાણાવાળા તરફથી.

„ „ ૫ નંદીશ્વર દ્વીપની પૂજા–શ્રી આદિજિનમહિલા મંડળ જામનગર તરફથી.

„ „ ૬ કુંભસ્થાપન તથા નવપદની પૂજા–શેઠ જમનાદાસ ભગુભાઈ અમદાવાદ વાળા તરફથી.

„ „ ૮ નવાણું અભિષેકની પૂજા–શેઠ નાગરદાસ પુરુષોત્તમ રાણપુરવાળા તરફથી.

„ „ ૯ અંતરાયકર્મની પૂજા–શેઠ લાલભાઈ વાડીલાલ અમદાવાદવાળા તરફથી.

„ „ ૧૦ અષ્ટાપદજીની પૂજા–શ્રીમાન મૂળીનરેશ શ્રી હરિશ્ચંદ્ર મહારાજા તરફથી.

„ „ ૧૧ નવાણું પ્રકારી પૂજા–શેઠ લાલભાઈ ફકીરભાઈ અમદાવાદવાળા તરફથી.

„ „ ૧૨ બાર વ્રતની પૂજા-શેઠ છગનલાલ લક્ષ્મીચંદ અમદાવાદવાળા તરફથી.

„ „ ૧૩ નવપદજીની પૂજા–શેઠ માણેકલાલ મનસુખલાલ અમદાવાદવાળા તરફથી.

„ „ ૧૪ વેદનીય કર્મની પૂજા–ઝવેરી કલ્યાણભાઈ સારાભાઈ તરફથી.

„ „ ૧૫ જલજાત્રાનો વરઘોડો.

„ વદિ ૧ નવગ્રહ પૂજન–શેઠ માણેકલાલ મનસુખભાઈ અમદાવાદવાળા તરફથી.

„ „ ૨ અષ્ટોત્તરી બૃહત્સ્નાત્ર „ „ „

„ „ ૩ શ્રી અર્હત્ મહાપૂજન–શેઠ ફુલચંદભાઈ પુરુષોત્તમ જામનગરવાળા તરફથી.

„ „ ૪ „ „ „

„ „ ૪ સત્તરભેદી પૂજા–શેઠ માણેકલાલ મનસુખભાઈ અમદાવાદવાળા તરફથી.

પૂજા, ભાવના, રાત્રિ જાગરણ આદિથી ખૂબ આકર્ષક બનેલા આ મહોત્સવ પ્રસંગે સાહિત્યમંદિરમાં કેટલીક ભાવોદ્‌ભાવક મનોહર રચનાઓ પણ કરવામાં આવી હતી, જેવી કે—

(૧) વસ્તુપાલ-તેજપાલ તથા શ્રી વર્ધમાનસૂરિનું દૃશ્ય

(૨) પારણા માટે શ્રી વર્ધમાનસૂરિને પ્રાર્થના

(૩) શ્રી વર્ધમાનસૂરિનું સ્વર્ગગમન

(૪) શ્રી વર્ધમાનસૂરિનું અધિષ્ઠાયક દેવ તરીકે ઉત્પન્ન થવું.

આ ઉપરાંત શ્રી વર્ધમાન આયંબિલ તપ કરનાર પુણ્યાત્માઓનાં દૃશ્યો તથા શ્રીચંદ્રકેવળીનું દૃશ્ય પણ તેની શોભામાં ઘણી અભિવૃદ્ધિ કરનાર નીવડ્યાં હતાં.

ફાગણ સુદિ ૯ ના મંગલ પ્રભાતે પૂ. તીર્થશ્રીજી મહારાજે આ તપનું પારણું ઘણી જ સુખશાતાપૂર્વક કર્યું હતું. તે વખતે તેમનાં દર્શનનિમિત્તે શહેરની તથા બહારની પ્રજા ખૂબ જ ઉમટી હતી અને તેણે એક કદી ન વિસરાય એવું દૃશ્ય ખડું કર્યું હતું. જેઓ આ પ્રસંગે હાજર રહી શકયા ન હતા, તેમણે તાર=ટપાલ દ્વારા પોતાની આનંદોર્મિઓને વ્યકત કરી હતી તથા તપસ્વીજીને અભિનંદન આપ્યા હતા. વળી જૈન

શ્રમણ સંઘના અગ્રણી આચાર્યોએ પણ આ પ્રસંગને શોભાવનારા કેટલાક સંદેશાઓ મોકલ્યા હતા, જેમાંનાં કેટલાક નીચે મુજબ હતા :—

આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મ૦ ( દાદા )

,, ,, સાગરાનંદસૂરીશ્વરજી મ૦

,, ,, વિજયલબ્ધિસૂરીશ્વરજી મ૦

,, ,, વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦

,, ,, વિજય વલ્લભસૂરીશ્વરજી મ૦

,, ,, વિજયલલિતસૂરીશ્વરજી મ૦

,, ,, વિજય હર્ષસૂરીશ્વરજી મ૦

આ મહોત્સવમાં પૂ. આ. શ્રી વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજે પોતાના શિષ્ય સમુદાય સાથે હાજરી આપી હતી અને તેઓશ્રીના ભવ્ય ઉપદેશથી મહોત્સવની રોનકમાં અનેરો રંગ પૂરાણો હતો.

અહીં એક વિશેષ ઘટનાની નોંધ પણ લેવી જોઈએ કે આ મહાન તપશ્ચર્યા નિર્વિઘ્નપણે પૂર્ણ થયાના મહાઆનંદ નિમિત્તે સકલ જૈન સંઘની સમિતિ તરફથી ફાગણ સુદિ ૧૫ નો દિવસ અખિલ હિંદ તપશ્ચર્યા દિન તરીકે ઉજવવાની હાકલ થઈ હતી અને તેના ઉત્તરરૂપે ભારતભરમાં નાનાં મોટાં શહેરો તથા ગામોમાં તેની ભાવભરી સુંદર ઉજવણી થઈ હતી.

ટુંકમાં આ મહોત્સવ અનેક રીતે યાદગાર બની ગયો હતો અને તેણે પૂ. તીર્થશ્રીજી મ૦ નાં ભવ્ય વ્યકિતત્વની સુવાસ ચારે બાજુ ફેલાવી દીધી હતી.

પૂ. તીર્થશ્રીજી મ૦ ના પછીના જીવનની કેટલીક ઘટનાઓ ચરિત્રનાયિકાના જીવન પરિચયમાંથી જાણી શકાશે, પણ તે સંબંધી અહીં એટલું જણાવી દઈએ કે શેઠ માણેકલાલ મનસુખભાઈનાં કુટુંબ ઉપર તેઓશ્રીનો ઉપકાર ઘણો મોટો હતો. શેઠ માણેકલાલ મનસુખભાઈએ શાસનની સુંદર પ્રભાવનાપૂર્વક નવપદજીની ઓળીનું જે આરાધન કરાવ્યું તથા શ્રી સિદ્ધગિરિનો છ–રી પાળતો જે ભવ્ય સંઘ કાઢયો, તેમાં તેઓશ્રીનો ઉપદેશ જ કારણભૂત હતો. આજે અમદાવાદ વગેરે શહેરોમાં શ્રીનવપદજીની ઓળીનો જે પ્રચાર વધુ પ્રમાણમાં જોવામાં આવે છે, તે પણ તેઓશ્રીના ઉપદેશનું જ એક સુંદર પરિણામ છે.

આટલી પ્રાસંગિક નોંધ સાથે હવે આપણે ચરિત્રનાયિકાના જીવન પ્રવાહમાં આગળ વધીશું અને તેમાં જે મધુર સુવાસ ભરેલી છે, તેનો ઉપભોગ કરીશું.

# ૫-સંયમસાધના

સાધુ-સાધ્વી અવસ્થાનો સ્વીકાર સંયમની સાધના માટે થાય છે. આ સાધનાને આપણે સાત્વિકી કહી શકીએ; કારણ કે તેમાં કોઈનું અનિષ્ટ કરવાની કે પૌદ્ગલિક સુખો મેળવવાની ભાવના હોતી નથી* પણ એક માત્ર આત્મકલ્યાણ કરવાની જ ભાવના હોય છે. સંયમની સાધનાથી નવું કર્મબંધન થતું અટકે છે અને સત્તામા રહેલાં કર્મોનો ક્ષય થાય છે. આ રીતે આત્મા સર્વ કર્મોથી રહિત થતાં તેના જ્ઞાનાદિ ગુણો પૂર્ણરૂપે પ્રકાશવા લાગે છે અને તે અનંત અનંત સુખનો ભોકતા બને છે. શાસ્ત્રકારોએ આ સ્થિતિને પરમપદ, શિવપદ, નિઃશ્રેયસ્ , નિર્વાણ. મુકિત કે મોક્ષનું નામ આપ્યુ છે. એટલે સાધુ સાધ્વી અવસ્થાનો અંતિમ હેતુ મોક્ષની પ્રાપ્તિ છે.

સંયમની સાધના માટે સાધુ-સાધ્વીઓ પાંચ મહાવ્રતો ધારણ કરે છે અને તેનું પાલન કરવામાં ઉદ્યમવંત રહે છે પ્રથમ મહાવ્રતથી તેઓ સર્વ પ્રકારની હિંસાનો ત્યાગ કરે છે, એટલે નાના કે મોટા કોઈ જીવની હિંસા કરતા નથી, બીજા પાસે કરાવતા નથી કે કોઈ કરતું હોય તેને સારી માનતા નથી, પૃથ્વીમાં જીવ છે. એટલે તેઓ કોશ, કોદાળી, પાવડા કે અન્ય કોઈ શસ્ત્રથી પૃથ્વીને ખોદતા નથી. જળમાં પણ જીવ છે. એટલે વાવ, કુવા, નદી, તળાવ, સરોવર વગેરેનું સચિત્ત જળ વાપરતા નથી કે તેનો સ્પર્શ પણ કરતા નથી. અગ્નિમાં પણ જીવ છે, એટલે ચકમક, દીવાસળી કે અન્ય કોઈ પ્રયોગથી અગ્નિ પ્રકટાવતા નથી કે તાપણે તાપતા નથી. વાયુમાં પણ જીવ છે એટલે વીંઝણો કે પંખો હલાવતા નથી અને વનસ્પતિમાં પણ જીવ છે, એટલે કોઈપણ ઝાડ પાનને અડતા નથી કે બીજ વગેરેનો સ્પર્શ કરતા નથી. તેઓ અહિંસા ગુણનો ઉત્કૃષ્ટ વિકાસ કરે છે અને જગતના સર્વ પ્રાણીઓ સુખી થાઓ એવી ભાવના નિરંતર ભાવે છે. કોઈને આઘાત થાય કે કોઈનું દિલ દુખાય એવી પ્રવૃત્તિથી તેઓ દુર રહે છે.

બીજા મહાવ્રતથી તેઓ સર્વ પ્રકારની અસત્ય વાણીનો ત્યાગ કરે છે, એટલે સ્વયં અસત્ય બોલતા નથી, બીજા પાસે અસત્ય બોલાવતા નથી અને અસત્ય બોલાય તેને સારું સમજતા નથી.

ત્રીજા મહાવ્રતથી તેઓ સર્વ પ્રકારનાં અદત્તાદાનનો ત્યાગ કરે છે. એટલે ધણીએ આપ્યા વિના કોઈ પણ વસ્તુ સ્વયં ગ્રહણ કરતા નથી, બીજા પાસે ગ્રહણ કરાવતા નથી અને કોઈ એ રીતે ગ્રહણ કરતું હોય તો તેને સારું માનતા નથી.

ચોથા મહાવ્રતથી તેઓ સર્વ પ્રકારનાં મૈથુનનો ત્યાગ કરે છે, એટલે સ્વયં વિષય

---

* જે સાધના કોઈનું અનિષ્ટ કરવા માટે થાય છે, તે તામસી કહેવાય છે અને જે સાધના ધન પ્રાપ્તિ, અધિકાર પ્રાપ્તિ, પુત્ર પ્રાપ્તિ વગેરે પૌદ્ગલિક સુખો મેળવવા માટે થાય છે, તે રાજસી કહેવાય છે.

ભોગ કરતા નથી, બીજા પાસે કરાવતા નથી અને કોઈ કરતું હોય તો તેને સારૂ સમજતા નથી.

પાંચમા મહાવ્રતથી તેઓ સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરે છે, એટલે પોતાના થકી ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપુ, સોનું, ધાતુઓ, નોકર ચાકર, કે ઢોરઢાંખર રાખતા નથી, બીજાની પાસે રખાવતા નથી અને કોઇ રાખતું હોય તેને સારૂં સમજતા નથી.

પાંચ મહાવ્રતોની સાથે તેઓ છઠું રાત્રિભોજન વિરમણ વ્રત પણ અંગીકાર કરે છે, એટલે કે તેઓ સૂર્યાસ્ત થયા પછી કોઈ પણ પ્રકારના આહાર–પાણીનો ઉપયોગ કરતા નથી. આ સ્થિતિ બીજા દિવસના સૂર્યોદય સુધી ચાલુ રહે છે

પોતાનું જીવન સ્વાશ્રયી તથા સહનશીલ બને તે માટે તેઓ બીજા પણ કેટલાક નિયમો પાળે છે. જેમ કે પોતાનું બધું કામ જાતે જ કરવું, પણ નોકર–ચાકર પાસે કરાવવું નહિ. જ્યાં જવું ત્યાં પગે ચાલીને જ જવું પણ હાથી, ઘોડા, ઊંટ વગેરે પર સ્વાર થઈને જવું નહિ, તેમ જ પાલખી, સગરામ, ગાડાં, ટાંગા, મોટર, રેલ્વે કે વિમાન વગેરે વાહનોનો ઉપયોગ કરવો નહિ. વળી ચાલવું તે ઉઘાડા પગે જ ચાલવું પણ બૂટ, જોડા, ચંપલ વગેરે પગરક્ષક વસ્તુઓનો ઉપયોગ કરવો નહિ. છત્રી વાપરવી નહિ. કાયમ એક સ્થળે રહેવું નહિ. ચોમાસાના ચાર માસ એક સ્થળે સ્થિર રહેવું અને બાકીના આઠ માસ સ્થળે સ્થળે વિચરતા રહેવું. જીવનને ટકાવવા માટે અન્ન, પાન, વસ્ત્ર, ઉપધિ, ઔષધ, વસ્તી આદિ જે કંઈ જોઈએ તે ગૃહસ્થો પાસે યાચીને જ મેળવવું.

પૂ. રંજનશ્રીજી મહારાજે સાધ્વી જીવનનો સ્વીકાર કર્યો, એટલે આ પ્રકારના વ્રત નિયમોની ધારણા કરી અને તેનું પાલન કરવામાં તેઓ ઉજમાળ થયા.

અહીં પૂછનાર પૂછી શકે છે કે 'અગિયાર વર્ષની બાલિકાનું ચિત્ત તો રમતગમતમાં પરોવાયેલું હોય, તે આવી કઠોર સંયમ સાધના શી રીતે કરી શકે?'

તેના ઉત્તરમાં અમે જણાવીશું કે 'પૂ. રંજનશ્રીજી મહારાજ આ વખતે માત્ર અગિ-યાર વર્ષની ઉંમરના જ હતા, પણ તેમનું ચિત્ત રમતગમતમાં પરોવાયેલું ન હતું. પૂર્વ જન્મના સંસ્કારોને લીધે, તેમ જ વર્તમાન જીવનમાં માતા પિતા તરફથી પ્રાપ્ત થયેલી ધાર્મિક કેળવણીના પ્રતાપે તેમનું ચિત્ત સંયમસાધના તરફ જ વળેલુ હતું અને તેમાં જલ્દી આગળ કેમ વધાય? તેની જ ખેવના કરતું હતું.'

કેટલાક કહે છે કે નાની ઉંમરનાં બાળકો પોતાના હિતાહિતમાં શું સમજે? એમની બુદ્ધિ ઘણી કાચી હોય છે. પરંતુ નાની ઉંમરનાં બાળકોએ પણ આ જગતમાં પોતાની બુદ્ધિ–શક્તિનો સુંદર પરિચય આપેલો છે. શ્રી વજ્રસ્વામીએ તદ્દન બાલ્યાવસ્થામાં જ સાધ્વીઓ દ્વારા થઈ રહેલો સ્વાધ્યાય સાંભળીને અનેક શાસ્ત્રો કંઠસ્થ કરી લીધાં હતાં. શ્રી હેમ

ચંદ્રાચાર્યે આ અવસ્થામાં જ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરીને પ્રકાંડ વિદ્વત્તા બતાવી હતી. શ્રીમદ્ રાજચંદ્રે આ અવસ્થામાં શતાવધાનના પ્રયોગો કરીને જનતાને આશ્ચર્ય મુગ્ધ બનાવી દીધી હતી.

હિંદુ ધર્મશાસ્ત્રો કહે છે કે ધ્રુવે નાની ઉંમરમાં જ કઠોર તપશ્ચર્યા કરી હતી. પ્રહ્લાદે નાની ઉંમરમાં જ પરમ પ્રભુભક્તિનો પરિચય આપ્યો હતો અને નામદેવે પણ નાની ઉંમરમાં જ દૃઢ સંકલ્પ કરીને વિઠોબાને દૂધ પાયું હતું. વળી શ્રીમચ્છંકરાચાર્યે આ અવસ્થામાં જ અપ્રતિમ બુદ્ધિનો પરિચય આપીને સંન્યાસ ગ્રહણ કર્યો હતો.

શહેનશાહ અકબરે માત્ર ચૌદ વર્ષની ઉમરે જ વિશાળ રાજકારોબાર સંભાળી લીધો હતો અને તેનું સફલતાથી સંચાલન કર્યું હતું. આ સિવાય અનેક લેખકો, કવિઓ અને ચિત્રકારોએ આ અવસ્થામાં પોતાની નૈસર્ગિક અદ્‌ભુત શક્તિનો પરિચય કરાવ્યાના દાખલાઓ સાહિત્યમાં નોંધાયેલા છે. એટલે નાની ઉમરનાં બાળકો પોતાનાં હિતાહિતમાં શું સમજે? એમ કહીને તેમની અવગણના કરી શકાય એમ નથી

છેલ્લાં ત્રીશ-ચાલીશ વર્ષમાં બાલદીક્ષાનો વિરોધ કરતું એક આંદોલન પ્રકટેલું છે અને તેણે બાલદીક્ષા વિષે ઘણી ગેરસમજ ફેલાવેલી છે. તેનું નિરાકરણ કરવાના જે કેટલાક પ્રસંગો અમને પ્રાપ્ત થયેલા છે, તેનો અહીં નિર્દેશ કરીએ તો પાઠકોને ખાત્રી થશે કે અગિયાર વર્ષની એક સુકુમાર બાલિકા પણ સંયમપ્રચુર સાત્વિકી સાધના સારી રીતે કરી શકે છે.

મુંબઈ રાજ્યની વિધાન સભામાં શ્રી પ્રભુદાસ પટવારીનું બાલદીક્ષા પ્રતિબંધક બીલ આવ્યું, તે વખતનો આ પ્રસંગ છે.

એક ધારાસભ્યે કહ્યું: 'બાલદીક્ષા એ સામાજિક અનિષ્ટ છે તેની કાયદાથી રૂકાવટ થવી જ જોઈએ.'

અમે તેમને નમ્રતાથી પૂછ્યું કે 'આપની સામાજિક અનિષ્ટની વ્યાખ્યા શી છે?'

તેમણે કહ્યું: 'જે સમાજની ખરાબી કરે, સમાજને નુકશાન પહોંચાડે તે સામાજિક અનિષ્ટ. નાનાં નાનાં બાળકોને મૂંડી નાખવા એ સમાજની ખરાબી નહિ તો બીજું શું છે?'

અમે કહ્યું: 'આપ જો શાંતિથી સાંભળવા માગતા હો તો ખુલાસો કરીએ. બાલદીક્ષાએ સમાજની ખરાબી કરી નથી, સમાજને નુકશાન પહોંચાડ્યું નથી, મહાન લાભ પહોંચાડ્યો છે. સમાજને મહાન સંતો મળે, પરમ શીલવતી સાધ્વીઓ મળે, તત્ત્વજ્ઞાન તથા સાહિત્યનું ક્ષેત્ર સમૃદ્ધ થાય તેને તમે મહાન લાભ નહિ માનો શું? સમાજનાં કેટલાંક બાળકો ત્યાગ-વૈરાગ્યના માર્ગે સંચરે, પ્રભુભક્તિ કરે, યોગસાધનામાં લીન બને,

એથી સમાજને શું નુકશાન ? આપ જો એમ માનતા હો કે સાધુઓ નાનાં નાનાં બાળકોને પરાણે મૂંડી નાખે છે, તો એ માન્યતા બરાબર નથી. જેની પૂરી ઈચ્છા હોય અને જેના માતા પિતા, વડીલો કે વાલીઓ સંમતિ આપે તેને જ દીક્ષા અપાય છે. એ માટે અમારે ત્યાં પૂરો બંદોબસ્ત છે.'

એ ધારાસભ્યે કહ્યું:–' તમારી દીક્ષાના નિયમો ઘણા કઠોર છે. માથાના વાળનો હાથે લોચ કરવો પડે છે, ગમે તેવી તૃષા લાગે તો પણ રાત્રે પાણી પી શકાતું નથી, વળી ધાર્મિક તહેવારના દિવસો આવે એટલે ઉપવાસ, છઠ્ઠ કે અઠ્ઠમની તપશ્ચર્યા કરવી પડે છે. આ બધું બાળકોથી શી રીતે બની શકે ? હું તો માનું છું કે તેમને આ જીવનથી ભારે ત્રાસ ઉપજતો હશે. શું અમારે આ ચલાવી લેવું ? '

અમે કહ્યું: ' અમારી દીક્ષાના નિયમો કઠોર જરૂર છે. પરંતુ ' કઠોર ' અને ' સરળ' એ બંને શબ્દો સાપેક્ષ છે, તે આપણે ભૂલવું જોઈતું નથી. આજે આપણું જીવન લગભગ સ્વચ્છંદી બન્યું છે, એટલે આપણને સાધુ જીવનના નિયમો ઘણા કઠોર લાગે છે, પણ અભ્યાસીને તે સરલ–સહજ થઈ જાય છે. કોઈ અમને કે આપને તારના દોરડા પર ચાલવાનું કહે તો અશકય લાગે છે, પણ જેમણે રાત્રિ–દિવસ તેનો અભ્યાસ કરેલો છે, તેઓ સડસડાટ તેના પર ચાલી જાય છે કે નહિ ? ગણિતનો એક દાખલો આપણને ઘણો કઠિન લાગે છે, પણ ગણિતશાસ્ત્રીને મન તે રમત જેવો હોય છે. વિશ્વના સઘળા વ્યવહારમાં આવું જોવામાં આવે છે. એટલે માત્ર આપણા જ માનદંડથી દરેક વસ્તુનું માપ ન કાઢતાં તેનો તુલનાત્મક વિચાર કરવો જોઈએ.

આપણને એમ લાગે છે કે માથાના વાળ તે હાથે શી રીતે ઉખેડાય ! કારણ કે આપણે તે માટે અસ્ત્રાનો ઉપયોગ કરીએ છીએ. પરંતુ સાધુઓ તે કામ ઘણી સરલતાથી કરી શકે છે. તે વાળનો વળાંક જાણે છે અને તે રીતે જ એને ચૂંટે છે. વળી તે ચૂંટતી વખતે રાખ દબાવતા જાય છે, એટલે આપ ધારો છો તેટલું કષ્ટ તેમાં થતું નથી. બાકી હજામત કરતાં વાળનો લોચ કરવામાં અમુક કષ્ટ થાય એ તો નિર્વિવાદ છે, પણ એ કષ્ટ તેમણે સમતા ભાવે સહન કરવું જોઈએ. નાનાં નાનાં કષ્ટોથી ડરી જવું એ સાધુતા નથી અને માનવતા પણ નથી.

આપણું શરીર ટેવને આધીન છે. તેને જેવી ટેવો આદતો પાડીએ તેવી પડે છે. એટલે રાત્રે આહાર કે પાણી નહિ વાપરવાની ટેવવાળાને પાણી પીવાની વૃત્તિ થતી નથી. વળી સાધુ–સાધ્વીઓ સાયંકાળે આહારનું પ્રમાણ અલ્પ રાખે છે અને પાણી પૂરતા પ્રમાણમાં વાપરી લે છે, એટલે તેમને તૃષાનું સંવેદન થતું નથી. અમારા શ્રાવક–શ્રાવિકાઓ જે ચોવિહારના અભ્યાસી છે, તેમને પૂછી જુઓ કે તમને રાત્રે પાણી પીવાનું મન થાય છે ખરું ?

અમે જીવનશુદ્ધિ માટે તપશ્ચર્યાને ખૂબ મહત્ત્વ આપીએ છીએ, પણ તે ફરજિયાત હોતી નથી. દરેકે પોતાની શક્તિ મુજબ જ કરવાની હોય છે. એટલે તે ઘણા આનંદ અને ઉલ્લાસથી થાય છે. આમ કોઈ પણ બાલદીક્ષિત સાધુ–સાધ્વીની મુલાકાત લો અને તેમને પૂછી જુઓ કે તમારી પાસે કોઇપણ પ્રકારની તપશ્ચર્યા ફરિજયાત કરાવવામાં આવે છે ખરી ! તેનો ઉત્તર નકારમાં જ મળશે. તાત્પર્ય કે તે અંગે આપ ત્રાસની જે કલ્પના કરો છો, તે પાયા વિનાની છે, સાવ ખોટી છે.

આપ ધારાસભ્ય છો અને કાયદો કરવાની સત્તા ધરાવો છો, પણ તેને ય મર્યાદા છે. આપ પ્રજાનાં જાનમાલનું રક્ષણ કરવાને લગતો કોઈપણ કાયદો ઘડી શકો છો, તેના વ્યાપાર રોજગારને આબાદ કરવાને લગતો કોઈપણ કાયદો ઘડી શકો છો અને તેની કોઈપણ ભૌતિક જરૂરીઆતો પૂરી પાડવાને લગતો કાયદો પણ ઘડી શકો છો, પરંતુ તેની ધાર્મિક સ્વતંત્રતા લૂંટી લેવા માટેનો કોઈ કાયદો ઘડી શકતા નથી. ભારતના લોકશાહી બંધારણમાં કલમ ૨૫ અને ૨૬ દ્વારા તેનો સ્પષ્ટ નિર્દેશ કરાયેલો છે દીક્ષા એ સ્પષ્ટ રીતે ધાર્મિક વસ્તુ છે, એટલે તેનો સમાવેશ સામાજિક વસ્તુંમાં થઇ શકતો નથી. આમ છતાં બહુમતીનાં જોરે આપ આવો કોઈ કાયદો કરશો તો એ જુલ્મ ગણાશે અને અમારે તેનો પૂરાં બળથી પ્રતિકાર કરવો પડશે.

જયપુરમાં બાલદીક્ષાવિરોધી સંમેલન ભરાયું, ત્યારે પણ આવા આવા અનેક પ્રશ્નો પૂછાયા હતા વિશેષ ખેદની વાત તો એ હતી કે તે અસત્ય પ્રચારે માજા મૂકી હતી. આ સાધુઓ નાનાં બાળકોને પકડી જાય છે, તેમને અંધારી કોટડીમાં પૂરી રાખે છે, તેમને નિર્દયતાથી મૂંડી નાખે છે, વગેરે વગેરે. પરંતુ અસત્યની આવરદા લાંબી હોતી નથી. તેનો પરપોટો થોડા જ વખતમાં ફૂટી જાય છે અને સત્યનો સૂર્ય જળહળવા લાગે છે. જયપુરમાં સત્તાના જોરે બાલદીક્ષાને રોકવાના જે પ્રયાસો થયા, તે કાર્યકર્તાઓની કુશલતાથી નિષ્ફળ નીવડ્યા હતા અને મહામહોત્સવપૂર્વક દીક્ષા થઈ હતી.

આ વખતે એક સુશિક્ષિત શ્રીમંત ગૃહસ્થે પ્રશ્ન કર્યો હતો કે 'મનુષ્યે દીક્ષા લેવી જ શા માટે જોઈએ ? તે દીક્ષા ન લે તો તેનું બગડી શું જાય છે ?' ત્યારે અમે જણાવ્યું હતું કે ' માનવજીવનનો ઉદ્દેશ પશુની માફક ખાઈ–પીઈને દિવસો પૂરો કરવાનો નથી તેનો ઉદ્દેશ તો મોક્ષ પ્રાપ્તિનો છે, એટલે મનુષ્યે બને તેટલું ધર્મારાધન કરી લેવું જોઈએ આ ધર્મારાધન સાધુ અવસ્થામાં જ સારી રીતે થઈ શકે છે, તેથી આ મુમુક્ષુઓ સાધુ જીવનનો સ્વીકાર કરવા માટે દીક્ષા ગ્રહણ કરે છે. અમને–તમને આ સંસાર મીઠો લાગતો હશે, પણ મુમુક્ષુઓને તો એ કડવો ઝેર લાગે છે અને તેથી તેની કોઈ પણ પ્રવૃત્તિઓમાં તેમને બિલકુલ રસ આવતો નથી તેઓ ખાતરીથી માને છે કે જો અમે પ્રાપ્ત થયેલા મનુજ ભવનો સદુપયોગ નહિ કરીએ તો વિશેષ કર્મબંધનમાં પડવું

પડશે અને ચોરાશી લાખના ચક્કરમાં પીસાયા જ કરવું પડશે. તાત્પર્ય કે દીક્ષા નહિ લઈએ તો અમારું બધું બગડી જશે, એમ માનીને જ તેઓ દીક્ષા લે છે.'

અમારો આ ઉત્તર સાંભળીને તેમણે કહ્યું કે 'મોક્ષ તો એક કાલ્પનિક વસ્તુ છે. તેને માટે આ રીતે કિંમતી જીવનનો ભોગ આપી દેવો એ ખરેખર ! દુઃખદાયક વસ્તુ છે. તમે લોકોને સમજાવો કે તેઓ ખોટા રસ્તે જઈ રહ્યા છે.'

ઝેરી આંદોલનથી લોકોના વિચાર કેટલી હદે વિકૃત થઈ ગયા હતા, તેનો આ નાદર નમૂનો છે.

અમે કહ્યું: 'તમારી દૃષ્ટિએ મોક્ષ ભલે એક કાલ્પનિક વસ્તુ હોય, પણ વાસ્તવમાં એ કાલ્પનિક વસ્તુ નથી હજારો ઋષિ-મહર્ષિઓએ તેના અસ્તિત્વનું એલાન કરેલું છે. અમે જૈનો તો મોક્ષને જ જીવનનો અંતિમ-ઉત્કૃષ્ટ આદર્શ માનીએ છીએ તેને માટે ગમે તેવો ભોગ આપવો પડે તો એ વધારે નથી, એવી સમજણ ધરાવીએ છીએ.

જીવન કિંમતી છે, એનો અર્થ જ એ કે તેનો પૂરેપૂરો સદુપયોગ થવો જોઈએ. તેને તુચ્છ વિષયભોગ કાજે વેડફી શકાય નહિ. આજે અનેક લોકો જુગાર રમી રહ્યા છે, મદ્યપાન કરી રહ્યા છે, ચોરી અને વ્યભિચાર કરી રહ્યા છે તથા પોતાની મલિન સ્વાર્થ સાધના કાજે પોતાના હાથ નિર્દોષોનાં લોહીથી રંગી રહ્યા છે, તેને માટે તમને દુઃખ થતું નથી અને અમુક માણસો ત્યાગ-વૈરાગ્યથી ભરપૂર પવિત્ર જીવન ગાળવા માટે તત્પર થયા છે, તેને માટે દુઃખ થાય છે ! આ તે મોહની કેવી વિડંબના ! અમે તો એમ માનીએ છીએ કે તેઓ સાચા રસ્તે જઈ રહ્યા છે, પછી તેમને સમજાવવાનું શું હોય ! સમજાવવાનું તો એ લોકોને છે કે જેઓ વસ્તુસ્થિતિની ઊંડાણમાં ઉતર્યા વિના હલ્લો મચાવી રહ્યા છે અને બાલદીક્ષાને રોકવા માટે ભૂંડી કાગારોળ કરી રહ્યા છે !'

પૂ રંજનશ્રીજી મહારાજ વિનયાદિ ગુણોથી વિભૂષિત હતા, એટલે તેઓ ગુરુણી-વર્ગની પ્રીતિને પાત્ર બન્યા અને સંયમ સાધનામાં સારી રીતે આગળ વધવા લાગ્યા. સંયમસાધિકાએ ચાલવામાં, બોલવામાં, આહારપાણી મેળવવામાં, વસ્ત્રપાત્રની લે-મૂક કરવામાં તથા નકામી વસ્તુઓનું પરિઠાપન કરવામાં જે સાવધાની રાખવી જોઈએ, જે નિયમોનું પાલન કરવું જોઈએ, તેનું ગુરુણીવર્ગે જ્ઞાન આપ્યું અને તે સંયમસાધનામાં ઘણું ઉપયોગી નીવડયું. પૂર્વ સસ્કારોને ટેવોને બદલતાં કેટલીક વખત જાય છે, પણ દૃઢ સંકલ્પ અને પ્રયત્ન હોય તો તેમાં જરૂર સરલતા મળે છે શાસ્ત્રીય પરિભાષામાં આ વસ્તુને 'પંચ સમિતિ' કહેવામાં આવી છે, તે તરફ અમે પાઠકોનું લક્ષ ખેંચીએ છીએ.

વિશેષમાં તેમને મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિનું રહસ્ય સમજાવવામાં આવ્યું કે જે સંયમ સાધનામાં ઘણું ઉપકારક છે.

પૂ. રંજનશ્રીજી મહારાજની પ્રગતિ જોઈને ગુરુણી વર્ગને ઘણો આનંદ થતો અને તેથી ક્રમે ક્રમે તેમને ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક શિક્ષા આપવામાં આવતી. એક વખત ગુરુણી વર્ગે તેમને સંયમનું મહત્ત્વ સમજાવવા માટે બે કાચબાનું દૃષ્ટાન્ત કહ્યું, જે તેમને અત્યંત પ્રિય છે, એટલે અહીં આપવામાં આવે છે.

## બે કાચબાનું દૃષ્ટાન્ત

વારાણસી નગરીની સમીપે ગંગાનદીની ગોદમાં મયંગતીર નામે એક ઊંડો ધરો હતો. આ ધરો શીતલ અને નિર્મલ જલથી ભરેલો હતો તથા અનેક પ્રકારનાં પત્રો, પુષ્પો અને પલાશથી છવાયેલો હતો. વિવિધ પ્રકારનાં કમલો અને કુમુદો તેની શોભામાં ઉમેરો કરી રહ્યાં હતાં. આ ધરામાં જુદી જુદી જાતના મત્સ્યો, કાચબા, ગ્રાહ, મગર અને સુસુમાર જાતિનાં પ્રાણીઓ વસતાં હતાં અને નિર્ભયતા તથા સુખપૂર્વક ક્રીડા કરતા હતાં.

આ ધરાથી થોડે દૂર એક જંગલ હતું, જેમાં બે શિયાળો વસતાં હતાં તે ઘણાં ચંડ, ક્રોધી, રૌદ્ર, ક્રૂર, સાહસિક અને માંસલોલુપી હતાં. તેઓ દિવસના ભાગમાં ત્યાં છૂપાઈ રહેતાં અને સાંજ પડે કે આહારની શોધમાં નીકળી પડતાં.

એક દિવસ સંધ્યાની વેળા વીતી ગયા પછી અને મનુષ્યોનો અવરજવર બંધ પડી ગયા પછી મયંગતીર ધરામાંથી બે કાચબાઓ બહાર નીકળ્યા અને આહારની શોધમાં તેના કિનારે ભટકવા લાગ્યા તે જ સમયે પેલા બે પાપી શિયાળો પણ આહારની શોધમાં નીકળ્યાં અને મયંગતીર ધરાના કિનારે આવી પહોંચ્યાં ત્યાં તેમણે પેલા બે કાચબાઓને જોયા, એટલે તેમનો શિકાર કરવાના ઈરાદાથી તેઓ ધીમે ધીમે તેમની નજીક જવા લાગ્યા.

પેલા કાચબાઓએ એ પાપી શિયાળોને પોતાના તરફ આવતા જોયા, એટલે મૃત્યુથી ભયભીત થઈને પોતાના ચાર પગ અને એક ડોક એમ પાંચે અંગોને પોતાનાં શરીરમાં છૂપાવી દીધા અને કંઈ પણ હલનચલન કર્યા વિના નિશ્ચેષ્ટ થઈને ચૂપચાપ પડી રહ્યા.

હવે પેલા બે પાપી શિયાળો કાચબાઓની પાસે આવી પહોંચ્યા અને તેમને ચારે બાજુથી જોવા લાગ્યા પછી તેમને હલાવવા-ચલાવવા માટે સ્પર્શ કરવા લાગ્યા, ખેંચવા લાગ્યા. નખો મારવા લાગ્યા અને દાંતોથી કરડવા લાગ્યા. પણ કાચબાઓનું કોચલું અતિ કઠિન હોવાથી તેમને કંઈ પણ ઈજા પહોંચાડી શક્યા નહિ. આ રીતે બે-ત્રણ વાર જોતા જ્યારે તે શિયાળો પોતાના દુષ્ટ ઈરાદામાં સફલ થયા નહિ, ત્યારે થોડે દૂર એકાંતમાં જઈને ઊભા રહ્યા અને પેલા કાચબાઓને એકી ટશે જોવા લાગ્યા.

અહીં બે કાચબાઓમાંથી એક કાચબે વિચાર કર્યો કે શિયાળોને ગયા ઘણો વખત થયો છે અને તે દૂર ચાલ્યા ગયા છે, એટલે તેણે ધીમેથી પોતાનો એક પગ બહાર કાઢ્યો. આ જોઈને પેલા પાપી શિયાળો અત્યંત વેગથી તેની સમીપે આવ્યા અને તેનો પગ કરડી ખાધો. આવી રીતે તે કાચબાએ બાકીના ત્રણ પગો ક્રમશઃ બહાર કાઢ્યા અને તે ત્રણે પગોની ઉપર જણાવી તેવી વલે થઈ. છેવટે તેણે પોતાની ડોક પણ બહાર કાઢી, એટલે લાગ જોઈ રહેલા પેલા પાપી શિયાળોએ તેને મરડી નાખી અને તેને જીવનરહિત બનાવી દીધો.

પછી તે પાપી શિયાળો બીજો કાચબો પડ્યો હતો ત્યાં આવ્યા, અને તેને નખથી ચીરવાનો તથા દાંતથી ફાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તેમાં તેમને સફલતા મળી નહિ; કારણ કે તે કાચબો પોતાનાં પાંચે અંગોને બરાબર સંકોચીને પોતાનાં કઠણ કોચલામાં પડી રહ્યો હતો.

પાપી શિયાળોએ આ પ્રમાણે વારંવાર કરી જોયું, પણ તે સઘળું નિરર્થક નિવડ્યું, એટલે તેઓ થાકીને તેમજ કંટાળીને જે દિશામાંથી આવ્યા હતા, તેજ દિશામાં પાછા ચાલ્યા ગયા.

હવે કાચબાએ જોયું કે પાપી શિયાળોને ગયા ઘણી વાર થઈ છે, એટલે તેણે પ્રથમ પોતાની ડોક બહાર કાઢીને ચારે તરફ નજર નાખી અને કોઈ પ્રકારનો ભય ઝઝુમતો નથી, તેની ખાતરી કરી લીધી. પછી તેણે પોતાના ચારે પગો એક સામટા બહાર કાઢ્યા અને સયંગતીર ધરા તરફ દોટ મૂકીને તેનાં જલમાં પ્રવેશ કર્યો અને પોતાના મિત્ર, સ્વજન, સંબંધી તથા પરિવારની સાથે રહીને સુખી થયો.

સારાંશ કે જે મુમુક્ષુઓ ઇન્દ્રિયોને વશ ન રાખતાં અસંયમી બને છે, તે પહેલા કાચબાની જેમ આત્માર્થથી પતિત થઈને આ લોક તથા પરલોક બંનેનાં હિતથી ભ્રષ્ટ થાય છે; અને જે મુમુક્ષુઓ બીજા કાચબાની જેમ પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખી સંયમી બને છે, તે આત્માર્થને સાધી આ લોક તથા પરલોકમાં સુખી થાય છે.'

આ દૃષ્ટાન્ત કહ્યા પછી તેમણે નીચેની ગાથા સંભળાવી અને તે આપણી ચરિત્ર-નાયિકાને કંઠસ્થ કરી લેવાની સૂચના કરી.

जह कुम्मे सअङ्गाई, सए देहे समाहरे।
एवं पावाइं मेहावी, अज्झप्पेण समाहरे॥

'જેમ કાચબો પોતાનાં અંગોને શરીરમાં ગોપવી દે છે, તેમ બુદ્ધિમાન સાધક આધ્યાત્મિક ભાવના દ્વારા આત્માને અંતર્મુખ બનાવીને પોતાને અસંયમથી બચાવે.'

આ ગાથા તેમણે કંઠસ્થ કરી લીધી અને તે દિવસથી ઇન્દ્રિયજય માટે વિશેષ

પ્રયત્ન આદર્યો. ઇન્દ્રિયોનો સમૂહ બળવાન છે અને તે ભલભલા પંડિતોને પણ પોતાના વિષય તરફ ખેંચી જાય છે, તેથી જ સંયમસાધકોને તે માટે વિશેષ પ્રયત્ન કરવો પડે છે. અમુક સ્પર્શ સારો, અમુક સ્પર્શ ખરાબ; અમુક રસ સારો, અમુક રસ ખરાબ; આમ ઇન્દ્રિયોના વિષયમાં મનોજ્ઞતા અને અમનોજ્ઞતાનો ભાવ પેદા થવાથી જ તેનાં તરફ આકર્ષણ થાય છે, એટલે સંયમ સાધકો તેમાં મનોજ્ઞતા–અમનોજ્ઞતાનો ભેદ ન કરતાં તેને સમભાવે વેદી લેવાનો પ્રયત્ન કરે છે. શયન, આસન, વસ્ત્ર વગેરેમાં તેઓ કોમળ સ્પર્શને આવકારતા નથી, તેમજ ખરબચડા સ્પર્શથી ખેદ પામતા નથી. આહારમાં તેઓ મધુરરસોને આવકારતા નથી કે કડવા–કષાયેલા રસોથી ખેદ પામતા નથી, ગંધ, રૂપ અને શબ્દની બાબતમાં પણ આવી જ સ્થિતિ હોય છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે પૂ૦ રંજનશ્રીજી મહારાજે ઇન્દ્રિયોનો જય કરવામાં સારી સરલતા મેળવી છે અને અન્ય સાધ્વીઓ માટે એક ઉત્તમ ઉદાહરણ પૂરું પાડ્યું છે.

પરંતુ સંયમ સાધના આટલેથી જ પૂર્ણ થતી નથી. તેમાં કષાયો ઉપર પણ જય મેળવવાનો હોય છે અને તે કામ તો આના કરતાં પણ વિશેષ કઠિન હોય છે. સહેલાઈથી કષાયો કાબૂમાં આવતા નથી. તેઓ પોતાનું જોર ફરી ફરીને બતાવ્યા જ કરે છે. આથી સાધકને તેમનો જય કરવામાં ઘણી શૂરવીરતા બતાવવી પડે છે, ઘણું પરાક્રમ કરવું પડે છે. પૂ૦ રંજનશ્રીજી મહારાજે કષાયનો જય કરવામાં આવી શૂરવીરતા બતાવી છે, આવું પરાક્રમ કર્યું છે.

## ૬–સ્વાધ્યાયની અજબ તમન્ના

સંયમ સાધનાનું એક અગત્યનું અંગ સ્વાધ્યાય છે, એટલે તે સંબંધી પણ અહીં સ્પષ્ટ નિર્દેશ કરવો જોઈએ. સ્વાધ્યાય એટલે શાસ્ત્રનો અભ્યાસ, શાસ્ત્રનું પઠન–પાઠન, શાસ્ત્રના અર્થ રહસ્ય સંબંધી ઊંડી વિચારણા. શાસ્ત્ર શબ્દથી અહીં ધર્મશાસ્ત્રો સમજવાનાં છે કે જેને જૈન પરિભાષામાં શ્રુત, સૂત્ર, ગ્રંથ, સિદ્ધાન્ત, જિનવાણી, જિનપ્રવચન વગેરે કહેવામાં આવે છે. જિનો, અર્હંતો કે તીર્થંકરોએ સર્વજનોને સામાન્ય રીતે અને સાધકોને વિશિષ્ટ રીતે જે ઉપદેશ આપ્યો, તે આ ધર્મશાસ્ત્રોમાં સંગ્રહાયેલો છે; અને તેથી જ વારંવાર સ્વાધ્યાય કરવાનું વિધાન છે.

શાસ્ત્રોનો વારંવાર સ્વાધ્યાય કરવાથી જીવ–અજીવ આદિ તત્ત્વોનું સ્વરૂપ સમજાય છે, સંયમ અને અસંયમ વચ્ચેનો ભેદ પારખી શકાય છે, તેમજ સંયમસાધના અંગે જે ક્રિયાઓ–અનુષ્ઠાનો વિહિત હોય તેમાં સારી રીતે પ્રવૃત્તિ કરી શકાય છે. આ જ કારણે દીક્ષા આપ્યા પછી તરત સાધુ–સાધ્વીઓને તેમની યોગ્યતા પ્રમાણે શાસ્ત્રોનો અભ્યાસ કરાવવામાં આવે છે. પછી પણ તેઓ આ પ્રવૃત્તિ ચાલુ રાખે છે, કારણ કે તેથી પર-

માર્થનું જ્ઞાન થાય છે અને ભાવનાઓ વિશુદ્ધ રહે છે. અહીં એ નોંધ કરવી ઉચિત ગણાશે કે જૈન પરંપરામાં સ્વાધ્યાયને એક પ્રકારની અભ્યંતર તપશ્ચર્યા ગણવામાં આવી છે, કારણ કે તે આત્માને કર્મરહિત કરવામાં–શુદ્ધ થવામાં ઘણી સહાય કરે છે.

પૂ૦ રંજનશ્રીજી મહારાજને બાલ્યાવસ્થાથી જ ધાર્મિક સૂત્રો કંઠસ્થ કરવામાં રસ આવતો અને તેનાં અર્થજ્ઞાનથી આનંદ થતો, એટલે આ અવસ્થામાં તેમને શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવામાં અધિક આનંદ આવે એ સ્વાભાવિક છે. તેઓ અનધ્યાય દિવસ સિવાય રોજ નવો પાઠ લેતા, નવો અર્થ ગ્રહણ કરતા, તેમાં કંઈ પૂછવા જેવું લાગે તો ગુરુણીને ખૂબ વિનયપૂર્વક પૂછતા અને કેટલાક સમય સુધી શીખેલાં સૂત્રોની આવૃત્તિ કરતા. તેમનો સ્વાધ્યાય કરવાનો ઉત્સાહ ઘણો હતો, એટલે થાક લાગતો નહિ; તેમને સ્વાધ્યાય કરવાની તમન્ના અજબ હતી, એટલે આરામ લેવાની વૃત્તિ ઉદ્ભવતી નહિ. કોઈક કવિએ ઠીક જ કહ્યું છે કે—

सुखार्थी त्यजते विद्यां, विद्यार्थी त्यजते सुखम् ।
सुखार्थिनः कुतो विद्या, विद्यार्थिनः कुतः सुखम् ॥

'જે અંતરથી સુખની–આરામની ઇચ્છા રાખનારા હોય છે, તે વિદ્યાને–વિદ્યાભ્યાસને–શાસ્ત્રાભ્યાસને છોડે છે અને વિદ્યાની–વિદ્યાભ્યાસની–શાસ્ત્રાભ્યાસની ઇચ્છા રાખનારા હોય છે, તે સુખને–આરામને છોડે છે. આરામના અર્થીને વિદ્યા ક્યાંથી હોય ? અને વિદ્યાના અર્થીને આરામ ક્યાંથી હોય ? તાત્પર્ય કે જેમણે વિદ્યાભ્યાસ–શાસ્ત્રાભ્યાસ કરીને સુશિક્ષિત થવું હોય, પંડિત કે પ્રાજ્ઞ થવું હોય, તેમણે આરામના વિચારને અંતરમાંથી ભૂંસી નાખવો જોઈએ અને પ્રાપ્ત થતા સર્વ સમયનો ઉપયોગ શાસ્ત્રાભ્યાસમાં કરવો જોઈએ.

પૂ૦ રંજનશ્રીજી મહારાજે ષડાવશ્યક, જીવવિચાર, નવ તત્ત્વ, લઘુ સંગ્રહણી, દંડક, દેવવંદન ભાષ્ય, ગુરુ વંદનભાષ્ય, પ્રત્યાખ્યાન ભાષ્ય વગેરે પાયાનાં સૂત્રોનો અભ્યાસ જોતજોતામાં કરી લીધો, કર્મગ્રંથો તથા કર્મપ્રકૃતિ પણ સારી રીતે અવધારી લીધા તેમજ શ્રમણ–શ્રમણીઓના આચારનું સંક્ષિપ્તમાં દર્શન કરાવનાર દશવૈકાલિક સૂત્ર કંઠસ્થ કરી લીધું. બીજી બાજુ વડી દીક્ષાના યોગ ઉપરાંત ઉત્તરાધ્યયન સૂત્રના યોગ, તેમજ હાલમાં કરાવાતા અન્યસૂત્રોના યોગો પણ વહન કરી લીધા અને આગળ વાચનાનો અધિકાર પ્રાપ્ત કરી લીધો ત્યારબાદ કેટલાક આગમો વાચનાપૂર્વક ધારી લીધા, જેમાં અનુયોગદ્વાર, ઓઘનિર્યુક્તિ વગેરે મુખ્ય હતા.

જૈન સૂત્રો પરની ટીકાઓ સંસ્કૃત ભાષામાં રચાયેલી છે તથા અનેક મહત્ત્વપૂર્ણ ગ્રંથોની રચના પણ સંસ્કૃત ભાષામાં થયેલી છે. તેથી જૈન સાધુ–સાધ્વીઓને પ્રકરણ અને ભાષ્યોનો અભ્યાસ થયા પછી સંસ્કૃત ભાષાનું અધ્યયન કરાવવામાં આવે છે. આ

રીતે પૂ. રંજનશ્રીજી મહારાજને સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, કોષ વગેરેનો અભ્યાસ કરાવવામાં આવ્યો અને તેમાં તેમણે સારી દિલચસ્પી દાખવી. અનેક સંસ્કૃત સુભાષિતો કંઠસ્થ કરી લીધાં.

પુત્રને વિદ્યા, વ્યવહાર કે વાણિજ્યમાં સુંદર પ્રગતિ કરતો જોઈને માતાપિતાને જેવો આનંદ થાય છે, તેવો જ આનંદ શિષ્યને શ્રુત તથા સંયમની આરાધનામાં પ્રગતિ કરતો જોઈને ગુરુવર્ગને થાય છે. એટલે ગુરુણી તિલકશ્રીજી મ૦, હેમશ્રીજી મ૦ વગેરેને પૂ૦ રંજનશ્રીજી મહારાજની આ પ્રગતિ નિહાળીને અતિ આનંદ થાય એ સ્વભાવિક છે. તેમણે દિન–પ્રતિદિન વિશેષ જ્ઞાનાર્જન કરી રહેલી તથા ભાવીની ઉજ્જવળ આશા આપતી પોતાની આ વિનીત શિષ્યાની બુદ્ધિ વિશેષ પરિષ્કૃત કરવા માટે તેને ન્યાયનું અધ્યયન પણ કરાવ્યું. પછી તો વિદ્યા વિદ્યાને વધારે એ ન્યાયે તેમનું વિદ્યાનું ભંડોળ વધતું જ રહ્યું અને તેઓ વિદુષી બન્યા.

સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે એક મનુષ્ય પાસે ધનનો ઘણો સંગ્રહ થાય, એટલે તેને અભિમાન આવે છે અને તે બીજાને તુચ્છ સમજવા લાગે છે. વિદ્વાનોની સ્થિતિ પણ પ્રાયઃ આવી જ હોય છે. પરંતુ પૂ રંજનશ્રીજી મહારાજ તેમાં અપવાદ પુરવાર થયા છે. તાત્પર્ય કે તેમણે વિદ્યાનું–જ્ઞાનનું અભિમાન કદી કર્યું નથી અને બીજાને અલ્પજ્ઞાની માની તેમનો અનાદર કર્યો નથી. તેઓ કહે છે કે ‘તીર્થંકરો, ગણધર ભગવંતો અને બહુશ્રુત આચાર્યોની આગળ આપણે કોણ માત્ર ? જ્ઞાન તો મહાસાગર જેવું છે. તેનાં થોડાં બિંદુ પ્રાપ્ત થયાં, એમાં અભિમાન શું ? આપણે પણ એક કાળે અજ્ઞાની કે અલ્પજ્ઞાની જ હતા. તો બીજાને અજ્ઞાની કે અલ્પજ્ઞાની જોઈને તેનો અનાદર શા માટે કરવો ? તેમને પણ સારા સંયોગો પ્રાપ્ત થશે, એટલે જ્ઞાનાર્જન કરશે અને પોતાનું કલ્યાણ સાધશે.’

વિદ્યાપ્રાપ્તિ–જ્ઞાનપ્રાપ્તિ તો આ જગતમાં ઘણા મનુષ્યો કરે છે, પણ તેનો સ્વ–પર–કલ્યાણાર્થે જોઇએ તેવો ઉપયોગ કરતા નથી કેટલાક સ્વકલ્યાણાર્થે તેનો ઉપયોગ કરે છે, તો પરકલ્યાણાર્થે તેનો ઉપયોગ કરવામાં ઉદાસીન રહે છે. પરંતુ પૂ. રંજનશ્રીજી મહારાજનાં જીવનની એ મહત્તા છે કે તેમણે પ્રાપ્ત થયેલાં જ્ઞાનનો સ્વ–પર–કલ્યાણાર્થે છૂટથી ઉપયોગ કર્યો છે.

સ્વ કલ્યાણાર્થે જ્ઞાનનો ઉપયોગ કરવો, એટલે વૈરાગ્યભાવના વધારવી, ત્યાગને અધિક ઉત્કટ બનાવવો, સંયમમાં વિશેષ ઉજ્જવલતા આણવી. ज्ञानस्य फलं विरतिः । એ મહાપુરુષોનું વચન છે અને અલ્પ સંસારી ભવ્યાત્માઓ તેને આ રીતે સાર્થક કરે છે.

પરકલ્યાણાર્થે જ્ઞાનનો ઉપયોગ કરવો, એટલે લોકોને ધર્મનો મર્મ સમજાવવો, તેમની શંકાઓનું સમાધાન કરવું અને તેમને શાસ્ત્રાભ્યાસનો રસ લગાડવો. તેમાં જેની જે પ્રકારની યોગ્યતા હોય તેને તે પ્રકારનું જ્ઞાન આપવું. અયોગ્યને અપાયેલું જ્ઞાન અનર્થ પેદા કરે છે, તે આપણે લક્ષમાં રાખવાનુ છે.

પૂ. રંજનશ્રીજી મહારાજ અંતઃકરણથી એમ માને છે કે જ્ઞાન એ ભવવારિધિમાં બૂડી રહેલાં પ્રાણીઓને માટે ઉત્તમ વહાણ જેવું છે, અથવા મોહરૂપી અંધકારના પ્રસાર સમયે માર્તંડ મંડળ જેવું છે, એટલે શિષ્યા-પ્રશિષ્યાઓને તેમની યોગ્યતા પ્રમાણે પરિશ્રમપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરાવે છે અને તેમની આ વિષયમાં શીઘ્ર પ્રગતિ થાય તે માટે સચિંત રહે છે. તેઓ તેમને વારંવાર કહે છે.

तृतीयलोचनं ज्ञानं, द्वितीयो हि दिवाकरः ।
अचौर्यं हरणं वित्तं, विना स्वर्णं विभूषणम् ॥

'હે સાધ્વીઓ ! જ્ઞાન એ ત્રીજું લોચન છે, બીજો સૂર્ય છે, ચોરથી ચોરી ન શકાય એવું ધન છે અને સુવર્ણ વિનાનું આભૂષણ છે.'

વળી—

ज्ञानाद्विदन्ति खलु कृत्यमकृत्यजातं,
ज्ञानाच्चरित्रममलं च समाचरन्ति ।
ज्ञानाच्च भव्यभविकाः शिवमाप्नुवन्ति,
ज्ञानं हि मूलमतुलं सकलश्रियां तत् ॥

'જ્ઞાનથી મનુષ્યો કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય વસ્તુ સમુદાયને જાણે છે અને નિર્મળ એવા ચારિત્રનું આચરણ કરે છે. વળી ભવ્ય જીવો જ્ઞાન વડે જ શિવસુખને પામે છે, તેથી જ્ઞાન એ સકલ લક્ષ્મીનું ઉપમા રહિત મૂળ છે.'

માટે તમે જ્ઞાનનું વિના પ્રમાદે અર્જન કરો. જ્ઞાનાર્જન કરવાની આવી સોનેરી તક તમને ફરી ફરીને મળશે નહિ.

પૂ. રંજનશ્રીજી મહારાજની શાસ્ત્રાભ્યાસ કરાવવાની શૈલિ સુંદર છે અને ખંત અનેરી છે, તેથી અન્ય સમુદાયના સાધ્વીઓ પણ તેમની પાસે શાસ્ત્રાભ્યાસ કરવા આવે છે. તેમનો તેઓ સત્કાર કરે છે અને કોઈ પણ જાતના ભેદભાવ વિના તેમને શાસ્ત્રનો અભ્યાસ કરાવે છે. અમે પાઠકોને પૂછીએ છીએ કે હૃદયની વિશાલતા અને પરોપકાર પરાયણતા વિના આમ બની શકે ખરૂં ?

પૂ. રંજનશ્રીજી મહારાજનો સ્વભાવ ઘણો માયાળુ છે, એટલે એક વાર તેમની પાસે શાસ્ત્રાભ્યાસ કરી જનાર વારંવાર તેમની પાસે આવે છે અને પોતાની જ્ઞાનાર્જનની તૃષા છીપાવે છે. તેઓશ્રી એમ કહે છે કે 'વિદ્યા તો વાપરીએ એમ વધે, માટે તેને નિત્ય વાપરતા રહેવી. અમારે સાધ્વીઓને માટે તો એ સ્વાધ્યાયરૂપ જ છે, કારણ કે ભગવંતે તેને સ્વાધ્યાયનો પાંચમો પ્રકાર કહેલો છે.'×

× વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા એ સ્વાધ્યાયના પાંચ પ્રકારો છે. અહીં ધર્મકથાથી અન્યને ધર્મનો ઉપદેશ દેવો, જ્ઞાનદાન કરવું એ અભિપ્રેત છે.

પૂ. રંજનશ્રીજી મહારાજની જ્ઞાનદાનની પ્રવૃત્તિ આટલેથી જ વિરામ પામી નથી. તે શ્રાવિકા સમુદાયમાં પણ ખૂબ વિસ્તરેલી છે. અમદાવાદ, સુરત, રાધનપુર, રાણપુર, લીંબડી, ધ્રાંગધ્રા, ભુજ, કલકત્તા વગેરે સ્થળે તેમની પાસે પંચ પ્રતિક્રમણ. પ્રકરણ, ભાષ્ય, કર્મગ્રંથ તથા કર્મપ્રકૃતિનો અભ્યાસ અનેક શ્રાવિકાઓએ કરેલો છે અને પોતાના આત્માને અજવાળેલો છે.

'કૂવામાં હોય તે હવાડામાં આવે' એ ન્યાયે પૂ. રંજનશ્રીજી મહારાજનો અદ્ભુત સ્વાધ્યાય પ્રેમ તેમની શિષ્યા-પ્રશિષ્યાઓમાં ઉતરેલો છે, તેથી જ્યારે જોઇએ; ત્યારે તેઓ સ્વાધ્યાયમગ્ન જણાય છે. વિકથા તેમને સ્પર્શતી નથી, ગપસપ તેમને ગમતી નથી. પોતાની ગુરુણીના ઉપદેશ અને વર્તનથી તેમને ખાતરી થઈ ગઈ છે કે—

पावाओ विणिवत्ती, पवत्तणा तहय कुसलपक्खंमि ।
विणयस्स य पडिवत्ती, तिन्नि वि नाणे समप्पिंति ॥

'પાપકાર્યોમાંથી નિવૃત્તિ. કુશલ પક્ષમાં પ્રવૃત્તિ અને વિનયની પ્રાપ્તિ .એ ત્રણે જ્ઞાનથી જ થાય છે.'

અહીં એ પણ સ્પષ્ટ કરવું જોઈએ કે પૂ. રંજનશ્રીજી મહારાજ થોડું પણ આત્મ-પરિણત થાય, તેવા જ્ઞાનની જરૂરીઆત પર વધારે ભાર મૂકે છે અને તે માટે જ તેમના પ્રયત્નો છે.

## ૭. અપૂર્વ સેવાભાવ

સાધુતાને શોભાવવા માટે સંયમ અને સ્વાધ્યાય ઉપરાંત સેવાભાવની પણ જરૂર છે. જેનામાં સેવાભાવ નથી, તેની સાધુતા શોભતી નથી. વધારે સ્પષ્ટ કહીએ તો વરવી લાગે છે. સમુદાયમાં કે સાથે રહેનાર બિમાર પડ્યું હોય અને હૃદયમાં તેની સેવા-ચાકરી કરવાની ઉર્મિ ન જાગે તો સમજવું જોઇએ કે હજી ધર્મનો મર્મ પૂરેપૂરો સમજાયો નથી, કર્તવ્યબુદ્ધિ જોઈએ તેવી પરિપકવ થઈ નથી, દયા-કરુણા-અનુકંપાનો ભાવ યોગ્ય રીતે વિકાસ પામ્યો નથી.

કોઇ એમ સમજતું હોય કે જૈન ધર્મમાં તો જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ માનેલો છે, એટલે શાસ્ત્રાભ્યાસ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરીએ અને પ્રતિક્રમણ-પ્રતિલેખનાદિ ક્રિયાઓ કરીએ, એટલે મોક્ષ મળી જાય, તો એ માન્યતા બરાબર નથી. અહીં ક્રિયા શબ્દથી ચારિત્રનું સમ્યક્ પ્રકારે ઘડતર કરવાનું છે અને એ ઘડતર માટે અહિંસા, સંયમ અને તપની ઉત્કૃષ્ટ ભાવે આરાધના કરવાની છે. તેમાં તપ બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારનું છે. અનશન, ઊનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા એ બાહ્ય તપો છે અને પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ એ છ અભ્યંતર તપો છે. અહીં વૈયાવૃત્ય શબ્દથી સેવાભાવ સૂચવાયેલો છે.

'વૈયાવૃત્યનું ફળ શું?' એના ઉત્તરમાં જૈન મહર્ષિઓએ જણાવ્યું છે કે 'વૈયાવૃત્યથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે અને ભવસાગર તરી જાય છે.'× કહો વૈયાવૃત્યનું આ કેટલું મોટું ફળ?

'વૈયાવૃત્ય કોનું કરવું જોઇએ?' એના ઉત્તરમાં જૈન મહર્ષિઓએ જણાવ્યું છે કે 'સાધુએ આચાર્યનું, ઉપાધ્યાયનું, સ્થવિરનું, તપસ્વીનું, ગ્લાન એટલે માંદાનું, શૈક્ષ્ય એટલે નવદીક્ષિતનું, કુલ એટલે એક આચાર્યના સમુદાયનું ગણ એટલે જુદા જુદા આચાર્યના સમાન વાચનાવાળા સહાધ્યાયીઓનું તેમજ સંઘ એટલે શ્રમણ સમુદાય એમ દશનું વૈયાવૃત્ય કરવું જોઈએ.'*

જે નિયમ સાધુને લાગુ પડે છે, તેજ નિયમ સાધ્વીને પણ લાગુ પડે છે, એટલે તેમણે મહત્તરાનું, વિદ્યાગુરુણીનું, વયોવૃદ્ધ કે જ્ઞાનવૃદ્ધ સાધ્વીઓનું, તપસ્વી સાધ્વીઓનું, બિમાર સાધ્વીઓનું નવદીક્ષિત સાધ્વીઓનું, તથા કુલ, ગણ સમસ્ત શ્રમણી સમુદાયનું વૈયાવૃત્ય કરવાનું છે

વૈયાવૃત્ય કે સેવા કરનારે અતિ નમ્રતા અને સહનશીલતા કેળવવી પડે છે. અન્યથા સેવા થઈ શકતી નથી. તે અંગે જૈન શાસ્ત્રોમાં નંદિષેણ મુનિની કથા પ્રસિદ્ધ છે.

આ વસ્તુ ખ્યાલમાં રાખીને પૂ. રંજનશ્રીજી મહારાજે સેવાભાવ સારી રીતે કેળવ્યો છે પૂ. તિલકશ્રીજી મ૦, પૂ હેમશ્રીજી મ૦, પૂ. તીર્થશ્રીજી મ૦ વગેરે ગુરુણીઓની માંદગીના પ્રસગે તેમણે ખડા પગે સેવા બજાવી છે અને તેમની શારીરિક શાંતિ તથા આત્મભાવના ટકી રહે તે માટે પૂરતો પરિશ્રમ ઉઠાવેલો છે. વળી પોતાના ગુરુબહેન સુરપ્રભાશ્રીજી મ૦ વગેરે સાધ્વીઓના માંદગી પ્રસંગે પણ સોત્સાહ સેવા કરી છે અને નવદીક્ષિત કે સામાન્ય સાધ્વીઓની જાતે સેવા સુશ્રુષા કરવામાં આનંદ માન્યો છે. તેમનો આ સેવાભાવ અન્યને માટે દૃષ્ટાંતરૂપ છે

## ૮ તપપરાયણતા

સાધકોને હિતશિક્ષા આપતાં જૈન મહર્ષિઓએ ફરમાવ્યું છે કે—

तपांसि तन्याद्द्विविधानि नित्यम्,
मुखे कटून्याय तिसुन्दराणि ।
निघ्नन्ति तान्येव कुकर्मराशिं,
रसायनानीव दुरामयान् यत् ॥

'શરૂઆતમાં કડવાં લાગતાં પણ પરિણામે સુંદર એવાં બંને પ્રકારનાં તપો અર્થાત્ છ બાહ્ય અને છ અભ્યંતર તપો સાધકે નિત્ય કરવાં, કારણકે રસાયણ જેમ દુષ્ટ રોગોનો

× ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૮, સૂત્ર ૪૩.

* ભગવતી સૂત્ર, શતક ૨૫, ઉદ્દેશક ૭

નાશ કરે છે, તેમ એ તપો કુકર્મના ઢગલાનો–પાપસમૂહનો નાશ કરે છે.'

વિશેષમાં તેમણે જણાવ્યું છે કે—

मलं स्वर्णगतं वह्निर्हंसः क्षीरगतं जलम् ।
यथा पृथक्करोत्येव, जन्तोः कर्ममलं तपः ॥

'જેમ સુવર્ણમાં રહેલા મેલને અગ્નિ જુદો પાડે છે તથા દૂધમાં રહેલાં જલને હંસ જુદું પાડે છે, તેમ પ્રાણીઓના આત્માને લાગેલા કર્મરૂપી મેલને તપ જુદો પાડે છે.

તપની કર્મવિદારક શક્તિ અપૂર્વ છે. તેથી જ જિનાગમોમાં નિમ્ન શબ્દો નજરે પડે છે.

भवकोडीसंचियं कम्मं, तवसा निज्जरिज्जइ ।

'કોડો ભવમાં સંચિત થયેલું કર્મ તપ વડે ક્ષય પામે છે.'

આજ કારણે જૈન શ્રમણ–શ્રમણીઓ નિરંતર તપશ્ચર્યા કરતાં જોવાય છે. જે તપસ્વી નહિ, તે સાધુ નહિ, એવો ખ્યાલ આજે જૈન સમાજમાં રૂઢ થયેલો છે અને વાસ્તવમાં તે યથાર્થ છે.

તપથી અનેક પ્રકારની લબ્ધિઓ (અપૂર્વ શક્તિઓ) ઉપજે છે અને વાંકા કાર્યો પણ સરળ બને છે, પરંતુ જૈન શ્રમણ–શ્રમણીઓ આવા કોઈ ઉદ્દેશથી તપનું આરાધન કરતા નથી. તેઓ તો પોતાનાં કર્મની નિર્જરા કરવાના એક માત્ર ઉદ્દેશથી જ તપનું આરાધન કરે છે.

પૂ. રંજનશ્રીજી મહારાજનાં જીવનમાં આટલી સક્રિયતા હોવા છતાં તેમની તપ-પરાયણતા આપણાં મનને હર્ષ ઉપજાવવા સાથે અનુકરણ કરવા પ્રેરે તેવી છે. દીક્ષા લીધા આજે ૪૫ વર્ષ જેટલો દીર્ઘ સમય વ્યતીત થઈ ચૂકયો છે, છતાં બીયાસણ, એગાસણ, આયંબિત, વિગઈ ત્યાગ (રસત્યાગ), દ્રવ્ય ત્યાગ વગેરે તપશ્ચર્યા ચાલુ જ છે. તેનાથી દેહની દુર્બલતા થાય એ સ્વાભાવિક છે, પણ તેમણે એની દરકાર કરી નથી. તેઓશ્રી તો સ્પષ્ટ વાણીમાં વદે છે કે 'ક્ષણભંગુર એવા દેહ પર મમતા શી? જો આપણે તેની વધારે ખીદમત કરીશું તો એ આપણો શેઠ બનશે. માટે તેને જરૂર જેટલું જ પોષણ આપવું અને કામ ચલાવવું. આ દેહ વડે બની શકે તેટલી તપશ્ચર્યા કરી લેવી એમાં જ આપણું કલ્યાણ છે.'

પૂ. રંજનશ્રીજી મહારાજે બીજનો તપ, પાંચમનો તપ, નવપદજીની ઓળી, વીશ સ્થાનકની ઓળી, નવકારના પદ, વર્ષી તપ, અઠ્ઠાઈ તપ, છમાસી તપ વગેરે પૂર્ણ કરેલ છે. આયંબિલ પર તેમને ઘણી પ્રીતિ છે અને તેથી વર્ધમાન આયંબિલ તપ પણ શરૂ કરેલો છે. સં. ૨૦૧૫ માં એટલે ત્રેપનમા વર્ષે તેઓશ્રીએ વર્ધમાન આયંબિલ તપની

તેપનમી ઓળી પૂરી કરી તેનાં પારણા નિમિત્તે રાજનગરમાં મહામંગળકારી ઉપધાન તપની સુંદર આરાધના થઈ હતી અને ૫૩ છોડનું ભવ્ય ઉજમણું થયું હતું. તેનો કેટલોક ખ્યાલ અમે પાઠકોને આપવા ઇચ્છીએ છીએ.

આ ઉપધાન તપની આરાધના હઠીભાઈની વાડીના કંપાઉંડમાં મ. પૂ. સ્વ. આગમોદ્ધારક આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર મૂળીનરેશ પ્રતિબોધક ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્ય શ્રી માણેકયસાગરસૂરીશ્વરજી મહારાજ તથા માલવદેશોદ્ધારક પૂ. ચંદ્રસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન શાસન કંટકોદ્ધારક ગણિવર્યશ્રી હંસસાગરજી મહારાજ આદિ ૩૪ ઠાણાની પુનિત નિશ્રામાં થઈ હતી. અને પૂ. ગણિવર્ય ચિદાનંદસાગરજી મ. તથા પૂ સૌભાગ્યસાગર મ. ક્રિયા કરાવતા હતા. અને બાલમુનિ પુણ્યોદયસાગરે તથા પૂ. ચંદ્રોદયસાગર મ. તથા ચંદ્રપ્રભાસાગર મ. વિગેરેએ તપસ્વીઓને ઉત્સાહ આપ્યો હતો.

આ ઉપધાન તપની આરાધના તથા પ્રવચનાદિ ધાર્મિક પ્રવૃત્તિઓ માટે વાડીની અંદરની ધર્મશાળાના કંપાઉંડમાં ભવ્ય મંડપ ખડો કરવામાં આવ્યો હતો અને તેને વિવિધ પ્રકારના બોર્ડો વગેરેથી સુશોભિત કરવામાં આવ્યો હતો. ભોજનમંડપ, રસોડામંડપ વગેરે પણ ઘણા સુંદર બનાવવામાં આવ્યા હતા. વાડીની બહારનાં ત્રણ આલિશાન મકાનોમાં રહેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી.

આ ઉપધાન તપમાં પ્રવેશ કરવાનું પ્રથમ મુહૂર્ત સં. ૨૦૧૬ ના માગશર વદિ ૧૦ શુક્રવારનું અને દ્વિતીય મુહૂર્ત માગસર વદિ ૧૨ રવિવારનું હતું.

આ ઉપધાન તપ કરાવનાર શેઠશ્રી વાડીલાલ સાંકળચંદ, શાહ મણિલાલ ગીરધરલાલ, શાહ માણેકલાલ વાડીલાલ, શાહ રસિકલાલ લાલભાઈ, શાહ બચુભાઈ લાલભાઈ તથા શાહ પ્રતાપભાઈ પોપટલાલ વગેરે તપસ્વીઓને કોઇ પણ જાતની અગવડ ન પડે તેની પૂરતી કાળજી રાખતા હતા અને તેમનું આરોગ્ય જળવાઈ રહે તે રીતે નિત્ય નવી અનુકૂળ રસવતીઓ બનાવી અપૂર્વ ભક્તિ કરતા હતા.

ડો. નાનાલાલભાઈ, ડો. હીરાલાલભાઈ તથા લેડી ડો. લીલાવતી બહેન નરમ–ગરમ તબિયતવાળા તપસ્વીઓનો ઉપચાર ખૂબ ભક્તિભાવથી કરતા હતા અને સ્વયંસેવક ભાઈઓ પણ ખડા પગે હાજર રહીને વિવિધ પ્રકારની કામગીરી બજાવતા હતા. વળી પૂ. ગુરુવર્યોનાં વિવિધ વિષયક હૃદયંગમ પ્રવચનો તપસ્વીઓના આરાધકભાવને દિનપ્રતિદિન વિશેષ ઉલ્લાસમય બનાવતા હતા.

આ પ્રમોદપૂર્ણ વાતાવરણ વચ્ચે ઉપધાન તપ આરાધનાના દિવસો ઝડપથી પસાર થઈ રહ્યા હતા અને માલાપરિધાનનો માહ સુદિ ૧૪ ગુરુવારનો શુભ દિન નજીક આવી રહ્યો હતો. તેમજ માહ સુદિ ૧૩ બુધવારના દિવસે પૂ. રંજનશ્રીજી મહારાજને ૬૧૧-

આયંબિલનું અને પૂ. રાજુલશ્રીજી મ.ના શિષ્યા અનુપમાશ્રીજી મ.ને ૭૦૦ આયંબિલનું પારણું હતું. તેથી ઉપધાનયોજક શ્રેષ્ઠિવર્યો પ૩ છોડનું ભવ્ય ઉજમણું કરવા ઉજમાળ બન્યા હતા અને તે માટે પંચદશાહ્નિકા મહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો હતો.

આ સંયુક્ત મહામહોત્સવને અનુલક્ષીને હઠીભાઈની વાડીમાં બાવન જિનાલયના અતિ રમણીય અને કલામય મુખ્ય પ્રવેશદ્વારની આગળના છોબંધ વિશાળ ચોગાનમાં ૬૦ ફુટ લાંબો, ૪૦ ફુટ પહોળો અને ૩૦ ફુટ ઉંચો અતિ ભવ્ય ઉદ્યાપન મંડપ ખડો કરવામાં આવ્યો હતો અને તેમાં આગમપુરુષ, વીશસ્થાનક તથા સિદ્ધચક્ર યંત્ર, શ્રેયાંસ-કુમાર શ્રી ઋષભદેવ ભગવાનને ઇક્ષુરસ વહોરાવે છે; વગેરે દશ્યો ભરેલાં જરિયાન એવા વ્યક્તિગત પ૩ છોડોને મંડપની અંદરની દિવાલે ખુલ્લા લટકાવવામાં આવ્યા હતા તથા જ્ઞાન–દર્શન–ચારિત્રનાં ઉપકરણો યથાસ્થાને ગોઠવવામાં આવ્યાં હતાં. મધ્ય ભાગમાં શેઠશ્રી રાજેન્દ્રકુમાર માણેકલાલ મનસુખભાઈનું ચાંદીનું શિખરબંધી ભવ્ય જિનમંદિર પધરાવવા-માં આવ્યું હતું અને તેની બંને બાજુ ચાંદીના મેરુગિરિ તથા અષ્ટાપદજી શોભી રહ્યા હતા. ઉપરાંત મૂળીનરેશ શ્રી હરિશ્ચંદ્ર મહારાજા તરફથી આવેલું ચાંદીનું ચાર ફુટ ઊંચું પારણું પણ પધરાવેલ હતું. આ પારણામાં વિશેષતા એ હતી કે તેને ઝુલાવતાની સાથે તેની અંદર ઊભા રાખવામાં આવેલા ઝાંઝ પકડેલ દેવદેવીઓ નૃત્ય કરવા લાગતા, તેમજ પારણા પર મૂકવામાં આવેલાં પુષ્પો આપોઆપ પારણામાં પડતાં.

આ ઉદ્યાપન મંડપની બંને બાજુ પણ ભવ્ય મંડપો ઊભા કરવામાં આવ્યા હતા. તેમાં પાવાપુરી–જલમંદિરની, તેમજ શ્રી ગિરનારજી તીર્થની ભવ્ય રચના કરવામાં આવી હતી. ઉપરાંત વિદ્યુત્ બળથી ચાલતી કૃતિઓમાં શ્રી મહાવીર પ્રભુને ઋજુવાલિકા નદીના તટે કેવળજ્ઞાન થાય છે તે પ્રસંગ, શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનાં દ્વાર આપોઆપ ઉઘડે છે તે દશ્ય, તેમજ શ્રી વર્ધમાન તપ સંપૂર્ણ કરનાર શ્રીચંદકેવળી તેમનો પૂર્વભવ, વર્દ્ધમાનસૂરિ, મહાસેના કૃષ્ણા વગેરેનાં દશ્યો ખડાં કરવામાં આવ્યાં હતાં.

માહ સુદિ ત્રીજ તા. ૩૦–૧–૬૦ શનિવારથી આ મહોત્સવની શરૂઆત થઈ હતી. તેમાં રોજ જુદા ગૃહસ્થો તરફથી ભાવભરી પૂજાઓ ભણાવવામાં આવતી હતી. અને બીજાં પણ ધાર્મિક વિધિવિધાનો ચાલુ રહ્યાં હતાં. માહ સુદિ ૬ તા. ૨–૨–૬૦ રવિવારના રોજ શ્રી સિદ્ધચક્રજીનાં મંડળની અદ્ભુત રચના કરવામાં આવી હતી અને તેનું બૃહત્ પૂજન ઘણા ઠાઠથી કરવામાં આવ્યું હતું માહ સુદિ ૧૩ તા. ૯–૨–૬૦ બુધવારે પૂજ્ય–રંજનશ્રીજી મ૦ તથા સા૦ અનુપમા શ્રી મહારાજને પારણું હોઈ વહેલી સવારથી જ લોકોનાં ટોળાં જમા થયાં હતાં. શ્રી સંઘ તપસ્વીઓ સાથે વાજતે ગાજતે વાડી બહાર ફરી પ્રભુમંદિરે આવ્યો હતો અને ત્યાં દર્શનાદિ કરી પૂજ્ય આચાર્ય-દેવની સમીપે ગયો હતો. ત્યાં તપસ્વીઓને વાસક્ષેપ નંખાવી પચ્ચક્ખાણ કરાવ્યું હતું. આ પ્રસંગે સંસારી સંબંધે શ્વસુરપક્ષના લલિતાબહેન, શાંતાબહેન, કાન્તાબહેન, શારદા-

બહેન, મંગુબેન વગેરેએ જ્ઞાનપુજન કરી પૂ૦ આચાર્ય મહારાજને કિંમતી કાંબળો વહોરાવી હતી તથા અન્ય બહેનોએ પણ પાતરાં આદિ ઉપકરણો વહોરાવી ભક્તિ કરી હતી. ત્યારબાદ પૂજ્યશ્રી વાજતે ગાજતે સ્વસ્થાને પધાર્યા હતા અને વાડીના મોટા હોલમાં પૂ૦ ગુરુણીજી શ્રી તપસ્વીજી મહારાજની અધ્યક્ષતામાં રહી પોતાના સંસારીભાઈ કડીયાપોળ વાળા શાહ પોપટલાલ મનસુખલાલ તથા સારાભાઈ હઠીસીંગ, મણીબેન, પ્રભાવતીબેન, માણેકબેન, સુભદ્રાબેન, કમળાબહેન, સુલાબેન, ઇન્દુબેન, પુષ્પાબેન, વિગેરે પિયર પક્ષ તથા માત્ર નામધારો શ્વસુર પક્ષના સગાઓ તથા શેઠ માણેકલાલ મનસુખભાઈનું કુટુંબ વગેરે એ જ્ઞાનપુજન કરી વાસક્ષેપ નખાવ્યો હતો. તે જ વખતે રાજનગરના ઘણા શ્રાવક શ્રાવિકાઓ રામપુરાસંઘ તેમજ રાણપુર નિવાસી શેઠ ન્યાલચંદ નાગરદાસ, તથા મૂલી કામદાર કુટુંબ, તથા રતિલાલ ગોરધનદાસ વગેરે અને બહારગામથી આવેલા ભાવિકો હાજર હતા. તે વખતે વાસક્ષેપ નખાવવાની પડાપડી થઈ હતી. ત્યારબાદ વહોરવા માટે નીચે ઉતર્યાં ત્યારે પી. એમ. હઠીસીંગવાળા ડાહીબેને (લીલાબેને) ગીનીથી પૂજન કરી ભાવ ભરી ભક્તિથી વંદન કરી આનંદ અનુભવ્યો તેમજ તે વખતે માણેકબહેન, શારદાબહેન સુભદ્રાબહેન, ગુણીયલાબહેન, કુસુમબહેન વગેરે હઠીસીંગ કેશરીસીંગનું કુટુંબ તથા ગજીબહેન વિમળાબહેન, વિગેરે ઘણા માણસોએ વાસક્ષેપ નખાવ્યો.

આવા મહાન્ તપસ્વીને આહાર પાણી વહોરાવનાર પોતાની જાતને ધન્ય માને એમાં આશ્ચર્ય શું ?

વળી આ શુભ પ્રસંગે સુરત, મુંબઈ, પુના–બુહારી, રામપુરા, રાણપુર, રાધનપુર, વઢવાણસીટી, ધ્રાંગધ્રા, સાયલા, વેરાવળ, રાજકોટ, જામનગર, ભાવનગર, અચ્છારી, બાજીપુરા, નવસારી, વલસાડ, વેજલપુર, કપડવંજ, ગોધરા, લુણાવાડા, લીંબડી, બોટાદ, વાંકાનેર, મોરબી, ઝોટાણા, છાણી, વડોદરા, મહેસાણા, ચાણસ્મા, હારીજ, રાધનપુર, ધીણોજ, મહુધા, ઊંઝા, સાણંદ, ગોધાવી, સરખેજ, રાજપુર, કડી કલોલ, નરોડા, દેહગામ, જંબુસર, ખેડા, બોળ, પાટણ, સુઈગામ વગેરે ગામોમાંથી શ્રાવક શ્રાવિકાઓ આવ્યાં હતાં. અને ભક્તિનો લાભ લીધો હતો.

ત્યારબાદ શેઠશ્રી વાડીલાલ સાકળચંદના નિવાસસ્થાનેથી ( જુના મહાજન વાડેથી ) માળનો ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. તેમાં પૂ. ગચ્છાધિપતિ, આચાર્યદેવેશ તથા પૂ. આ. શ્રી વિજયપદ્મસૂરિજી મ. પૂ. આ. શ્રી વિજય અમૃતસૂરિજી મ. પૂ. આ. શ્રી વિજય મહેન્દ્રસૂરિજી મ. પૂ. આ. શ્રી વિજય મનોહરસૂરિજી મ. પૂ. આ. શ્રી વિજય ઉમંગસૂરિજી આદિ આચાર્ય ભગવંતો તેમજ અન્ય પદવીધર મુનિમહારાજો આગળ ચાલતા હતા.

તેમની પાછળ સદ્‌ગૃહસ્થો, તેમની પાછળ બેન્ડો તથા તેમની પાછળ પ્રભુજીના ચાંદીના બે રથો ચાલતા હતા. ત્યારબાદ સાધ્વી શ્રી રંજનશ્રીજી મહારાજ આદિ સાધ્વી સમુદાય તથા તપસ્વી બહેનો વગેરે ચાલતા હતા. આ વરઘોડો શહેરના મુખ્ય રસ્તાઓ પરથી પસાર થઈને બપોરે ૧–૩૦ વાગતાં હઠીભાઈની વાડીએ ઉતર્યો હતો. બે માઈલ લાંબા આ વરઘોડાને જોવા હજારો શહેરીઓ ઉમટયા હતા અને તેમણે જૈન ધર્મના તપ–ત્યાગની ઘણી પ્રશંસા કરી હતી.

વરઘોડો વાડીએ પહોંચ્યા પછી શેઠશ્રી વાડીભાઈ તરફથી લાડુ તથા સેવ વડે સાધર્મિક ભક્તિ કરવામાં આવી હતી. આજે પ્રભુજીને અસાધારણ હૃદયંગમ ભવ્ય અંગરચના કરવામાં આવી હતી.

માહસુદિ ૧૪, તા. ૧૦–૨–૬૦ ગુરુવારનો દિવસ પણ ઘણી ભવ્યતાથી ઉજવાયો હતો અને તપસ્વીઓને બોલીના ક્રમે માળો પહેરાવવામાં આવી હતી. આજે પણ પ્રભુજીની અંગરચના અતિ હૃદયંગમ થઈ હતી.

માહવદિ ૧, તા. ૧૨–૨–૬૦ શનિવારે મહોત્સવની નિર્વિઘ્ન પુર્ણાહુતિ થતાં શેઠ શ્રી વાડીલાલ સાંકળચંદ તરફથી સત્તરભેદી પૂજા રાગરાગિણી પૂર્વક ભણાવવામાં આવી હતી તથા પ્રભુજીને ભવ્ય અંગરચના કરવામાં આવી હતી.

મહોત્સવમાં અપૂર્વ સેવા આપનારાઓઃ—

આ મહોત્સવ ઘણો જ સુંદર અને અપૂર્વ ઉજવાય તે માટે શરૂથી અંત સુધી દરેક કાર્યમાં હાજર રહેનારા શેઠશ્રી રાજેન્દ્રકુમાર માણેકલાલ, શેઠ મોહનલાલ છોટાલાલ, શેઠ શાન્તિલાલ જગાભાઈ, શેઠ સોમચંદ મંગળદાસ, શેઠ ચીનુભાઈ ચીમનલાલ, શેઠ મૂળચંદ છોટાલાલ, શેઠ શંકરલાલ છોટાલાલ, શેઠ રસિકલાલ મોહનલાલ, શેઠ ભોગીલાલ લક્ષ્મીચંદની સેવા નોંધપાત્ર હતી. વળી શેઠશ્રી વાડીભાઈ સાંકળચંદના આખા કુટુંબે તથા તેમના સ્ટાફના માણસોએ તેમજ શેઠ મોહનલાલ છોટાલાલના સ્ટાફના માણસોએ અપૂર્વ સેવા કરી હતી.

સાબરમતીવાળા શેઠશ્રી મણીભાઈ મગનલાલે સાદ્યન્ત સેવા બજાવી હતી. જે વિશેષ અનુમોદનીય હતી. તદુપરાંત શેઠ રાજેન્દ્રકુમાર માણેકલાલ, શેઠ ફુલચંદ છગનલાલ, શેઠ ચીમનલાલ ગોકળદાસ, શેઠ બકુભાઈ ભગુભાઈ, શેઠ સુરેન્દ્રકુમાર ચીમનલાલ, શાહ સુબોધચંદ્ર લાલભાઈ, શેઠ ભોગીલાલ વાડીલાલ વગેરેએ ખડેપગે ઉભા રહી જોઈતી પૂરી સેવા બજાવી હતી.

એકંદર આ ઉત્સવ ઘણા ઉલ્લાસથી ભવ્ય રીતે ઉજવાયો હતો અને તે રાજનગરના ધાર્મિક ઇતિહાસમાં ચિરસ્મરણીય બન્યો હતો.

આજે પૂ. રંજનશ્રીજી મહારાજના સમુદાયમાં ૧૭૫ જેટલાં સાધ્વીઓ છે. તે પોતાનાં પૂજ્ય ગુરુણીઓનાં પગલે ચાલી તપશ્ચર્યાની ભાવનાવાળા બનેલાં છે. સા. નિરૂપમાશ્રીજી, સા. સુમનશ્રીજી, સા. જિતેન્દ્રશ્રીજી સા૦ અનુપમાશ્રીજી સા. ધર્મોદયશ્રીજી, સા. સુસીમાશ્રીજી, સા. કલ્પલતાશ્રીજી, સા. કમલપ્રભાશ્રીજી સા. પ્રિયધર્માશ્રીજી સા. કલ્પબોધશ્રીજી, વગેરેએ ૫૦૦ આયંબિલનો તપ પુર્ણ કરેલો છે. શ્રી વર્ધમાન આયંબિલ તપનો પાયો તો ઘણી ખરી સાધ્વીઓએ નાખેલો છે અને તેની ઓળીઓ સા૦ સંવેગ શ્રીજીએ ૧૦૦, સા૦ રેવતીશ્રીજીએ ૯૭, સા૦ પ્રવીણાશ્રીજીએ ૯૩, સા૦ રાજેન્દ્રશ્રીજીએ ૯૮ અને સા. સંયમશ્રીજીએ ૮૩ પુરી કરેલ છે.

જ્યાં તપશ્ચર્યા આટલા વિપુલ પ્રમાણમાં થઇ રહી હોય ત્યાં પવિત્રતા અને પ્રશસ્ત ભાવોનાં પુર ઉમટે એમાં આશ્ચર્ય શુ ?

## ૯—વિહારક્ષેત્રની વિશાલતા

ચોમાસામાં અવરજવરના માર્ગો પાણીથી ભરાઈ જાય છે તથા તેમાં જીવોની ઉત્પત્તિ વિશેષ હોય છે, તેથી જૈન સાધુ–સાધ્વીઓને ચોમાસામાં ચાર માસ એક જ સ્થળે રહેવાની આજ્ઞા છે. પરંતુ પછીના આઠ માસમાં તેમણે જુદાં જુદાં સ્થળે વિચરતા રહેવાનું છે, કારણ કે તેથી પ્રભુની આજ્ઞાનું પાલન થાય છે, જીવન સુખશીલિયું થતું અટકી જાય છે, તિતિક્ષાશક્તિ વધે છે અને જુદા જુદા દેશોમાં ધર્મનો પ્રચાર થઈ શકે છે.

જ્યારે સાધુ–સાધ્વીઓનાં વિહારક્ષેત્રો વિશાળ હતાં, ત્યારે જૈન ધર્મ ચારે તરફ ફેલાયેલો હતો અને જૈનોની સંખ્યા અમુક ક્રોડની હતી. પછી એ ક્ષેત્રો જેમ જેમ સંકોચાતાં ગયાં, તેમ તેમ જૈન ધર્મનો પ્રચાર ઘટતો ગયો અને જૈનોની સંખ્યા ઓછી થતી ગઈ. આજે તો એ સંખ્યા માત્ર વીશથી પચીશ લાખ ઉપર આવી પહોંચી છે. પૂ. રંજનશ્રીજી મહારાજ એમ માને છે કે 'જો આપણા સાધુ–સાધ્વીઓ થોડું કષ્ટ ઉઠાવીને પણ કચ્છ, માળવા, મેવાડ, મહારાષ્ટ્ર, આંધ્ર, કેરલ, તામીલનાડ, બંગાલ, બિહાર, ઉત્તર પ્રદેશ, પંજાબ વગેરે પ્રદેશોમાં પોતાના સંયમ ધર્મથી અને સૂત્રાનુસારી દેશનાથી વિચરે તો ઘણો ઉપકાર થાય તેમ છે.'

તેમણે પોતે ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, માળવા, મહારાષ્ટ્ર અને બિહાર–બંગાળમાં લાંબો વિહાર કરેલો છે, આ વિહારમાં તેમને અનેક જાતનાં કષ્ટો પડેલાં છે, પણ એ તેમણે સમભાવે વેઠી લીધાં છે અને તેમાં યથાશકય ધર્મપ્રચાર કરવાનું ચૂકયા નથી. ખાસ કરીને સ્ત્રીવર્ગને તેમણે વીતરાગ ધર્મનો સંદેશો સારી રીતે આપ્યો છે અને તેની બુદ્ધિ તથા ક્રિયાશક્તિને વિપુલ પ્રમાણમાં જાગ્રત કરેલી છે.

શ્રી સમેતશિખરજી મહાતીર્થના ઉદ્ધાર અંગે તેમણે સં. ૨૦૧૭ માં વિહાર કર્યો. તે ખરેખર ઉગ્ર હતો. એ વિહારપરથી તેમની અપૂર્વ સહનશક્તિ તથા ધર્મધગશનો આપણને ખ્યાલ આવે છે અને આપણું મસ્તક તેમના પ્રત્યે સહસા ઢળી પડે છે.

'સાધુ-સાધ્વીઓ રેલ્વે, મોટર કે વિમાનમાં પ્રવાસ કરે તો ઘણા દેશોમાં પહોંચી શકે અને તેથી ધર્મનો પ્રચાર સારા પ્રમાણમાં થઈ શકે.' એવું મંતવ્ય કેટલાક તરફથી પ્રકટ થઈ રહ્યું છે, પણ તે આવકારવા યોગ્ય નથી, કારણ કે તેથી અહિંસાનું મહાવ્રત ખંડિત થાય છે; વળી તે માટે પૈસાની જરૂરીઆત ઊભી થતાં તેનો સંગ્રહ કરવાનું મન થાય છે અને તેથી અપરિગ્રહનું મહાવ્રત પણ ખંડિત થાય છે. આ રીતે એ મહત્ત્વનાં મહાવ્રતો ખંડિત થતાં બાકીનાં ત્રણ મહાવ્રતો પણ ઢીલાં પડી જાય છે. સેનાની વિનાના સૈનિકો યુદ્ધમાં કદી ટકી શકે નહિ, એવો આપણો બધાનો અનુભવ છે, અહીં વિચારવાનું એ છે કે જે સાધુ-સાધ્વીઓ પોતાનાં ચારિત્રમાં ઢીલા પડે તે ધર્મનો સુંદર પ્રચાર કરી શકે ખરાં? અમે તેનો જવાબ નકારમાં આપીએ છીએ. બૌદ્ધ શ્રમણોએ ધર્મનો પ્રચાર કરવા પોતાનો આચાર ઢીલો કર્યો, તે ક્રમશઃ ઢીલો થતો જ ગયો અને આખરે તેઓ લગભગ ગૃહસ્થ જેવા જ બની ગયા. અમે તેમને રાત્રિના દશ અગિયાર વાગે નગરમાં ફરતા જોયાં છે. અને તેજ વખતે કેળાં તથા બીજાં ફળો પોતાની પાસેના પૈસાથી ખરીદીને ખાતાં પણ જોયાં છે. વળી જે ઓરડામાં સ્ત્રીઓ ઉતરેલી હોય તે ઓરડામા તેમને રાત્રિ ગાળતાં પણ જોયાં છે. આ પરથી અમને લાગ્યું કે શ્રી જિન શાસનમાં સાધુ-સાધ્વીઓ માટે કડક નિયમોનો જે આગ્રહ રખાયો છે, તે ઘણો વ્યાજબી છે. ઘર બાળીને તીર્થ કરાય નહિ, તેમ સ્વધર્મથી પતિત થઈને અન્યને ધર્મ પમાડી શકાય નહિ.

## ૧૦. સમાગમનું સુંદર પરિણામ

સાધુ કે સંતોના સમાગમનું પરિણામ સુંદર આવે છે, એમાં કોઈ સંશય નથી. તેથી જ આજ સુધીમાં સર્વ ઋષિ-મહર્ષિઓ તથા સાધુ-મહાત્માઓએ સંત સમાગમની હિમાયત કરી છે. ગોસ્વામી તુલસીદાસજીએ તો ત્યાં સુધી કહ્યું છે કે—

એક ઘડી આધી ઘડી, આધીમેં મુનિ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ.

'એક ઘડી, અર્ધી ઘડી કે છેવટે પા ઘડી પણ સાધુ પુરુષોની સંગત થઈ જાય તો મનુષ્યના ક્રોડો અપરાધો-પાપો નાશ પામે છે.'

પૂ. રંજનશ્રીજી મહારાજના સમાગમમાં આવનારને આ વસ્તુની અમુક અંશે પ્રતીતિ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જેમ લોહચુંબકને પારસમણિનો સ્પર્શ થાય અને તેની કાયા પલટાઈ જાય છે, તેમ પૂ. રંજનશ્રીજી મહારાજનો સમાગમ થતાં મનુષ્યનું જીવન પલટાઈ જાય છે. જો તે હિંસક હોય તો અહિંસક બને છે, અસત્યવાદી હોય તો સત્યવાદી બને છે, અપ્રમાણિક હોય તો પ્રમાણિક બને છે, લોભી હોય તો

સંતોષી બને છે અને વિષય લંપટ હોય તો સદાચારી બને છે. તેમના થોડા સમાગમથી જ મનુષ્યોએ જીવનભર દારૂમાંસ છોડી દીધાના અનેક દાખલાઓ અમારી જાણમાં આવ્યા છે.

કોઈપણ મનુષ્યને ધર્મનો અનેરો રંગ ચડાવી દેવો એ તેમની સિદ્ધહસ્ત કલા છે, મૂળીના ઠાકોર શ્રી હરિશ્ચંદ્રસિંહજી અને તેમનું આખું કુટુંબ જૈન ધર્મનું પ્રેમી બન્યું અને નવપદજી વગેરેની આરાધના કરતું થયું, તે પૂજ્ય આચાર્યશ્રી તથા સાધ્વી શ્રી રંજનશ્રીજી મ.ના સમાગમનું સુંદર પરિણામ છે.

સં. ૧૯૯૬ ની સાલમાં મૂળી ગામમાં* ઉપધાન તપ ચાલતો હતો. તેની માળના મહોત્સવ પ્રસંગે પૂ. તીર્થશ્રીજી મહારાજને ત્યાં પધારવાનું થયું. પૂ. રંજનશ્રીજી મહારાજ વગેરે તેમની સાથે હતા. તે વખતે નૂતન જિનબિંબોને અંજનશલાકા કરવાનો મહોત્સવ દરબારગઢનાં પ્રાંગણમાં ચાલતો હતો. તેથી પૂ. તીર્થશ્રીજી મહારાજ, પૂ. રંજનશ્રીજી મહારાજ વગેરેને ત્યાં વારંવાર જવાનું થતું હતું, આ વખતે રાજરાણી નંદકુવરબા તથા કામદાર ગોવિંદજીભાઈનાં ધર્મપત્ની પ્રભાકુંવર બહેન તેમના સમાગમમાં આવ્યા અને તેમના અનેકવિધ ગુણોથી આકર્ષાઈને તેમના પ્રત્યે પરમ અનુરાગવાળા થયા. પૂ. તીર્થશ્રીજી મહારાજે તેમને ખાસ કરીને નવપદજીનું આરાધન કરવાની સૂચના કરી અને પોતાના વિદુષી શિષ્યા રંજનશ્રીજી મહારાજ તથા સુરપ્રભાશ્રીજી મહારાજને આજ્ઞા કરી કે આ વિષયમાં તેમણે એમને બનતી સહાય કરવી.

આ રીતે રાજરાણી નંદકુંવરબા તથા કામદારનાં પત્ની પ્રભાકુંવર બહેન તેમના વધારે સમાગમમાં આવ્યા અને તેનું પરિણામ ઘણું જ સુંદર આવ્યું. બંને વિદુષી સાધ્વીઓએ તેમને નવપદજીના આરાધનની વિધિ સંક્ષેપમાં લખાવી–સમજાવી દીધી અને તેનાં અનુસંધાનમાં જૈન ધર્મની કેટલીક મૌલિક માન્યતાઓનો પરિચય પણ કરાવ્યો. તેનાથી રાજરાણી નંદકુંવરબા ખૂબ પ્રભાવિત થયાં અને તેમનાં સૂચનથી ઠાકોર શ્રી હરિશ્ચંદ્રસિંહજી તથા તેમના કુંવર વગેરે પણ તેમના દર્શન–સમાગમનો લાભ લેવા લાગ્યા.

પૂ. રંજનશ્રી મહારાજે ભવ્ય ધર્મોપદેશથી તેમનાં મનનું રંજન કર્યું અને તે વખતે એક માર્મિક શ્લોક સંભળાવ્યો;

धर्मः श्रुतोऽपि दृष्टोऽपि, कृतोऽपि कारितोऽपि वा ।
अनुमोदितो राजेन्द्र, पुनात्यासप्तमं कुलम् ॥

---

* મૂળી સૌરાષ્ટ્રના ઝાલાવાડ વિભાગમાં આવેલું છે અને સુરેન્દ્રનગરથી આશરે બાર માઈલ દૂર છે. જે સમયની આ વાત છે, ત્યારે તેના ઠાકોરના અધિકારમાં ૨૪ ગામો હતાં, જે મૂળી–ચોવીશી તરીકે પ્રસિદ્ધ હતાં. અમારો જન્મ આ ચોવીશ ગામો પૈકી વાણાવાડા ગામમાં થયેલો છે. —લેખક

'હે રાજેન્દ્ર! ધર્મ એક અદ્ભુત વસ્તુ છે. તે સાંભળ્યો હોય, જોયો હોય, કર્યો હોય, કરાવ્યો હોય કે અનુમોદ્યો હોય તો, સાત પેઢી સુધી મનુષ્યને પવિત્ર કરે છે.

આ શ્લોકની તેમના પર ચમત્કારિક અસર થઈ અને તેઓ પૂ. રંજનશ્રીજી મહારાજ તથા પૂ. સુરપ્રભાશ્રીજી મહારાજે બતાવેલી વિધિ અનુસાર નવપદજીનું સ્મરણ, પૂજન તથા ધ્યાન કરવામાં ખૂબ ઉત્સાહી બન્યા.

કામદાર ગોવિંદજીભાઈનાં કુટુંબ ઉપર પણ પૂ. રંજનશ્રીજી મહારાજના સમાગમની ભારે અસર થઈ. એ કુટુંબ ઘણી ધર્મભાવનાવાળું બન્યું.

આ બંને કુટુંબો આજ પર્યંત રંજનશ્રીજી મહારાજ પ્રત્યે ઊંડો ભક્તિભાવ ધરાવે છે અને તેમનાં દર્શન–સમાગમનો લાભ લઈ કૃતાર્થ થાય છે. પૂ. રંજનશ્રીજી મહારાજે શ્રી વર્ધમાન આયંબિલ તપની ૫૩ મી ઓળી પૂર્ણ કરી તેના ઉપલક્ષમાં રાજનગર ખાતે જે ભવ્ય મહોત્સવ ઉજવાયો, તેમાં બંને કુટુંબે ઘણા ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

## ૧૧. પ્રશસ્ત પ્રવૃત્તિઓની પરંપરા

પૂ. રંજનશ્રીજી મહારાજ દ્વારા પ્રશસ્ત પ્રવૃત્તિઓની પરંપરા ચાલી છે. તેનું અહીં સંક્ષિપ્ત દિગ્દર્શન કરાવીશું.

### મંદિર નિર્માણ, પ્રતિષ્ઠા, જીર્ણોદ્ધાર વગેરે

મનુષ્યોને સંસાર સાગર તરવાનું મહાસાધન જિનમંદિર અને જિનમૂર્તિ છે. તેથી પૂ૦ રંજનશ્રીજી મહારાજે તેના પર ખાસ લક્ષ આપ્યું છે. તેમના ઉપદેશથી મૂળી અને ભોંયણી તીર્થ નજીક રામપુરા ગામમાં તેમજ દાહોદ પાસે મેઘનગર ગામમાં જિન-મંદિર નિર્માણ થયેલ છે અને તેની પ્રતિષ્ઠા પણ ધામધૂમથી થયેલ છે. વળી સંમેત-શિખરજી મહાતીર્થનો જીર્ણોદ્ધાર કે જે આ જમાનાનું એક ભગીરથ કાર્ય હતું, એ એમના હાથે પાર પડેલ છે અને ગત વર્ષે તેનો પ્રતિષ્ઠા વિધિ તેઓશ્રીની પ્રેરણા અને દેખરેખથી સુચારુ સંપન્ન થયેલ છે. તેની વધારે વિગતો આ ગ્રંથમાં આગળ પર જોઈ શકાશે.

### ઉપધાન અને ઉજમણાં

સૂત્રગ્રહણની યોગ્યતા માટે ઉપધાન તપ કરાવવાનું જૈન શાસ્ત્રોનું ફરમાન છે, તેથી ભાવિક શ્રાવક–શ્રાવિકાઓને ઉપધાન તપ કરાવવામાં આવે છે. સં. ૨૦૧૯ માં રાજનગર ખાતે શેઠ વાડીલાલ સાકળચંદ તરફથી ઉપધાન તપની જે સુંદર આરાધના કરાવવામાં

આવી, તેમાં આપણા ચરિત્રનાયિકાની પવિત્ર પ્રેરણા જ કારણભૂત હતી. વળી તેઓશ્રીએ સુરત, રાજગઢ, મૂળી, અમદાવાદ વગેરે સ્થળોએ થયેલાં ઉપધાન તપની ક્રિયા કરાવવામાં મુખ્ય ભાગ લીધેલો છે અને એ રીતે આ મહામંગલકારી ક્રિયા પ્રત્યે પોતાનો અત્યંત સદ્ભાવ પ્રકટ કરેલો છે.

મંદિરનું શિખર સુવર્ણ કલશથી શોભે છે, તેમ તપનું આરાધન ઉદ્યાપન કે ઉજમણાંથી શોભે છે. આ કારણે ભાવિક આત્માઓ કોઈ પણ તપશ્ચર્યા કર્યા પછી તે નિમિત્તે ઉજમણું કરે છે અને તેમાં પોતાની શક્તિ મુજબ છોડા ભરાવે છે તથા જ્ઞાન-દર્શન-ચારિત્રનાં ઉપકરણો મૂકે છે. પૂ૦ રંજનશ્રીજી મહારાજના ઉપદેશથી કલકત્તામાં ૧૧ છોડનું, સુરતમાં ૬૧ છોડનું, અમદાવાદમાં ૫૩ છોડનું તેમજ ૯ છોડનું, સમેત શિખરજી મહાતીર્થમાં ૧૨૧ છોડનું ઉજમણું થયેલ છે. અમે માનીએ છીએ કે આવડું મોટું ઉજમણું આ કાળમાં અન્યત્ર થયેલ નથી.

## શ્રી વર્ધમાન આયંબિલ તપખાતાંની સ્થાપના

પૂ૦ રંજનશ્રીજી મહારાજ અને તેમના સમુદાયને તપશ્ચર્યા કેટલી પ્રિય છે, તે અમે જણાવી ગયા છીએ. તેમાં શ્રી વર્ધમાન આયંબિલ તપ વિશેષ પ્રિય છે, કારણ કે તે લાંબા સમય સુધી કરી શકાય છે. અને વિષય તથા કષાયોરૂપી વિષધરોનું વિષ શમન કરવા માટે અતિ ઉપયોગી છે. તેમના સદુપદેશથી ગુજરાતમાં રામપુરા ખાતે અને કચ્છમાં ભુજ ખાતે શ્રીવર્ધમાન આયંબિલ તપ ખાતાની સ્થાપના થયેલી છે અને તે આજે પણ અનેક ભાવિકોને આ મંગલમય તપ કરવાની સગવડ પૂરી પાડે છે.

## પાઠશાળાઓને ઉત્તેજન

ધાર્મિક જ્ઞાનની વૃદ્ધિ માટે પાઠશાળા મહત્ત્વનું સાધન છે; તેથી પૂ૦ રંજનશ્રીજી મ. પાઠશાળાઓને સારાં પ્રમાણમાં ઉત્તેજન આપ્યું છે. અમદાવાદમાં પતાસાની પોળે ચાલતી શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળામાં તથા રાધનપુરમાં શ્રી શિવતિલક હેમતીર્થ રંજન પ્રિયંકરા પાઠશાળામાં ઘણો રસ લીધો છે તથા દેવશાના પાડે ચાલતી શિવશ્રીજી પાઠશાળાને પગભર કરવા માટે વારંવાર નાણાની સહાય અપાવેલી છે.

## ધાર્મિક સાહિત્યનો પ્રચાર

ધાર્મિક સાહિત્ય લોકોમાં ધર્મભાવના જગાડે છે અને તેમને ધર્મપરાયણ બનાવે છે, તેથી તેનાં સર્જન, પ્રકાશન અને પ્રચારને ધાર્મિક પ્રવૃત્તિનું એક અગત્યનું અંગ માનવામાં આવ્યું છે. પૂ૦ રંજનશ્રીજી મહારાજ તથા પૂ૦ સુરપ્રભાશ્રીજી મહારાજે પોતાના સંયુક્ત પ્રયત્નથી આ અંગને પુષ્ટ બનાવ્યું છે. તેમના તરફથી આજ સુધીમાં નીચેની કૃતિઓ પ્રગટ થવા પામી છે,

(૧) નિત્ય નોંધ
(૨) જૈન અભ્યાસક્રમ
(૩) મંડળના ધારાધોરણ
(૪) બાર વ્રતની ટીપ
(૫) શ્રી વર્ધમાન તપ માહાત્મ્ય
(૬) રત્ન જ્યોતિ
(૭) મહાન તપસ્વીઓ
(૮) ધન્ય અક્ષય તૃતીયા
(૯) શ્રી ઋષભ વર્ધમાન તપ પ્રબોધ
(૧૦) શિવ તિલક હેમ ઝરણાં
(૧૧) શિવ તિલક વાટિકા
(૧૨) આગમ રહસ્ય
(૧૩) શ્રી વર્ધમાન તપ પ્રબોધ
(૧૪) તીર્થ ઝરણાં
(૧૫) સમેત શિખરજી મહાતીર્થ

## જ્ઞાનમંદિર

જ્ઞાનમંદિર એ જ્ઞાનની પરબ છે. ત્યાં જ્ઞાન તરસ્યા લોકો આવીને પોતાની જ્ઞાન તૃષા છીપાવે છે. અને ભાવિ ઉન્નતિના માર્ગો શોધી કાઢે છે. તેથી તેઓ બન્નેના સદુપદેશથી રામપુરામાં શ્રી શિવ તિલકચિત્ર જ્ઞાનમંદિર ને રાણપુરમાં શ્રી તીર્થરંજન સૂર જ્ઞાનમંદિરની સ્થાપના થયેલી છે. જેમાં ધાર્મિક સાહિત્યનો સુંદર સંગ્રહ છે.

## મહિલા મંડળોની સ્થાપના

જૈન મહિલાઓમાં સંપ સંગઠનની ભાવના વધે અને તેમનું જીવન વધારે ધાર્મિક બને તે માટે પૂ૦ રંજનશ્રીજી મહારાજે તથા સૂરપ્રભાશ્રીજી મહારાજે સુરત, રાધનપુર, પાટણ, મુળી, રામપુરા, ધાંગધ્રા, સુરેન્દ્રનગર, રતલામ, ઉજ્જૈન, પુના, તથા અમદાવાદ (જૈન સોસાયટીઓ અને હઠીભાઈની વાડીમાં) મહિલા મંડળો સ્થાપેલાં છે. તેમજ કેટલાક મહિલા મંડળને પુનઃ જીવન પણ આપેલું છે. આજે આ મંડળો એક યા બીજા પ્રકારે ઉપયોગી કાર્યવાહી કરી રહેલ છે.

## જીવદયા

પૂ૦ રંજનશ્રીજી મહારાજે જીવદયા અંગે ઘણો ઉપદેશ આપેલો છે. તેમના અઠ્ઠાયી તપના પારણા નિમિત્તે દર વર્ષે એક દિવસ શ્રા. વ. ૧૦ જીવ છોડાવવાનો પ્રબંધ સુરતમાં થયેલો છે.

## ૧૨. સાલવારી

પૂ૦ રંજનશ્રીજી મહારાજનાં ભવ્ય અને લોકોપકારી જીવનનો કાલક્રમ પાઠકોના લક્ષમાં આવે તે માટે અહીં સાલવારી રજૂ કરવામાં આવે છે.

**સં. ૧૯૭૪.** વૈશાખ સુદિ ૧૩ ના રોજ દીક્ષા લીધી, તેના યોગોદ્વહન કર્યા અને સાધુક્રિયાનો અભ્યાસ કર્યો. ચાતુર્માસ સુરતમાં થયું.

**૧૯૭૫.** કારતક સુદિ ૨ ના રોજ જલાલપોરમાં વડી દીક્ષા થઈ. પ્રકરણોનો અભ્યાસ ચાલુ કર્યો. ચાતુર્માસ ભરૂચમાં થયું.

**૧૯૭૬ થી ૮૦.** પૂ. શિવશ્રીજી મહારાજની બિમારી અંગે અમદાવાદમાં રહેવાનું થયું. ત્યાં સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, કોષ, વગેરેનો અભ્યાસ ચાલુ રહ્યો.

**૧૯૮૧.** શ્રી વર્ધમાન આયંબિલ તપનો પાયો નાખ્યો વીશ સ્થાનકની ઓળીઓ ચાલુ કરી. ચાતુર્માસ રાધનપુરમાં થયું.

**૧૯૮૨.** શ્રી સિદ્ધાચલજીની નવાણુ યાત્રા કરી. ચાતુર્માસ ભાવનગરમાં થયું. ત્યાં શ્રી હરિભદ્રસૂરિજી કૃત પંચાશક ગ્રંથનું વાંચન કર્યું.

**૧૯૮૩.** રતલામ નિવાસી દગડૂમલજી મિશ્રીમલજી પાસે કર્મગ્રંથના અર્થનું અવધારણ કર્યું. ચાતુર્માસ, અમદાવાદમાં થયું.

**૧૯૮૪.** માળવા તરફ વિહાર કર્યો. ચાતુર્માસ મહીદપુરમાં થયું. ત્યાં શ્રી વિજયસાગરજી મહારાજ તથા શ્રી ક્ષમાસાગરજી મહારાજ પાસે આગમોનું વાંચન કર્યું. લોકોમાં વિશેષ ધર્મજાગ્રતિ લાવવાના પ્રયાસો કર્યા અને તે સફળ થયા.

**૧૯૮૫.** રતલામમાં દગડૂમલજી પાસે કર્મપ્રકૃતિ (કમ્મપયડી) ગ્રંથનું વાંચન કર્યું. ચાતુર્માસ રાજગઢમાં થયું. ત્યાં કર્મપ્રકૃતિ ગ્રંથનું પુનરાવર્તન કર્યું, પંચસંગ્રહનું વાચન કર્યું

**૧૯૮૬.** ચાતુર્માસ સુરતમાં થયું. ત્યાં ધાર્મિક અભ્યાસ કરનારી શ્રાવિકાઓને કર્મપ્રકૃતિ ગ્રંથનું વાંચન કરાવ્યું. અને મુમુક્ષુ કાન્તાબહેનને દીક્ષા આપી. જે ખાન્તિશ્રીજી નામે તેમનાં પ્રથમ શિષ્યા થયાં.

૧૯૮૭. પઠન–પાઠનની પ્રવૃત્તિ સારા પ્રમાણમાં રહી. અમદાવાદમાં ત્યાંના રહીશ મુમુક્ષુ લીલી બહેનને દીક્ષા આપી. તે સરસ્વતીશ્રીજી નામે તેમનાં બીજા શિષ્યા થયાં, ચાતુર્માસ અમદાવાદમાં થયું.

૧૯૮૮. સ્યાદ્વાદ મુક્તાવલિનો અભ્યાસ કર્યો. **છઠ્ઠની ઓળીની** આરાધના કરી. ચોમાસું સુરતમાં થયું.

૧૯૮૯–૯૦. પૂ૦ આચાર્ય શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ તથા પૂ૦ આચાર્ય શ્રીમદ્ વિજય જંબૂસૂરીશ્વરજી મહારાજ પાસે આગમો તથા કર્મ વિષયક સંક્રમણ કરણનું વાંચન કર્યું. ગોધાવીવાળા મુમુક્ષુ રતનબહેન તથા કાસંદ્રાવાળા મુમુક્ષુ જીવી બહેનને દીક્ષા આપી તેમને અનુક્રમે રેવતીશ્રીજી અને મલયાશ્રીજી તરીકે જાહેર કર્યાં. તેઓ પૂજ્યશ્રીનાં ત્રીજા અને ચોથા શિષ્યા થયાં. પૂજ્યશ્રીને રાજ્યક્ષ્મા (ટી. બી.) નો વ્યાધિ લાગુ પડયો. તેના ઉપચારો ચાલુ થયા. આ બન્ને ચાતુર્માસ અમદાવાદમાં થયાં. ૧૯૯૧. અમદાવાદવાળા મુમુક્ષુ પુષ્પાબહેને દીક્ષા લીધી અને પ્રવીણશ્રીજી નામે પૂજ્યશ્રીનાં પાંચમા શિષ્યા થયાં. પૂજ્યશ્રીની વ્યાધિએ ધીમે ધીમે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના બેન ડાહીબહેને પૂ૦ તિલકશ્રીજી મહારાજને જણાવ્યું કે અહીંની હવા પૂ. રંજનશ્રીજી મ ને અનુકુળ ન હોવાથી તેમને સૌરાષ્ટ્રમાં લઈ જાઓ. અને ત્યાં સૂકી હવાવાળાં સ્થાનમાં રાખો. આથી સૌરાષ્ટ્ર ભણી વિહાર થયો. અને વઢવાણ કેમ્પ કે જે હાલ સુરેન્દ્રનગરના નામથી પ્રસિદ્ધ છે. ત્યાં સ્થિરતા કરી. ત્યાંની હવા અને દવાથી થોડો આરામ જણાયો. ચાતુર્માસ ત્યાં જ થયું.

૧૯૯૨. ચાતુર્માસ વ્યતીત થયે લીંબડીનિવાસી શેઠ ધરમશી મોતીચંદનાં પુત્રવધૂ અને રાણપુરનિવાસી શેઠ નાગરદાસ પુરુષોત્તમની સુપુત્રી સમતાબહેન કે જેઓ તે વખતે લીંબડીમાં જ હતાં તેમણે પૂજ્યશ્રીને લીંબડી પધારવા આગ્રહ ભરી વિનંતિ કરી. એ વિનંતિનો સ્વીકાર કરી તેઓશ્રી લીંબડી પધાર્યા અને પૂજ્યશ્રીના માંદગીના કારણે સેવાર્થે ગુણાનુરાગી સા૦ શ્રી મનોહરશ્રીજી મ૦ આદિ માળવાથી અત્રે પધાર્યા. ત્યાં સમતા બહેને ત્રિકરણ યોગે ભક્તિ–વૈયાવચ્ચનો લાભ લીધો. પૂજ્યશ્રીની તબિયત સારી રીતે સુધરવા લાગી. તેમના ગાઢ સમાગમથી સમતાબહેનને પારમેશ્વરી પ્રવ્રજ્યા લેવાની ભાવના થઈ. આ સાલનું ચાતુર્માસ અહીં જ થયું.

૧૯૯૩. આ વર્ષનું ચાતુર્માસ પાલીતાણા થયું. ત્યાં છ માસક્ષમણ વગેરે તપની વિશિષ્ટ આરાધના કરાવી. જામનગરવાલા પૂ૦ હેતશ્રીજી તથા સુશ્રાવિકા ગંગામા, હીરબાઈ તથા સમતાબહેનના સહયોગે વાંચન–મનન કર્યું.

૧૯૯૪. ધાંગધ્રામાં ધર્મજાગૃતિ કરી અને મહિલામંડળ સ્થાપ્યું. ચાતુર્માસ ત્યાં જ થયું.

૧૯૯૫. ત્યારબાદ મહેસાણામાં મુમુક્ષુ મોતીબેનની દીક્ષા થઈ. અને મયણાશ્રીજી તરીકે પૂજ્યશ્રીજીનાં છઠ્ઠાં શિષ્યાં થયાં. ત્યારબાદ જે૦ સુ ૬ ના દિવસે સમતાબહેને શાસન પ્રભાવના પૂર્વક રાણપુરમાં દીક્ષા અંગીકાર કરી. તેઓ સુરપ્રભાશ્રીજી નામ ધારણ કરી પૂજ્યશ્રીજીનાં ગુરુબહેન બન્યાં. આ સાલનું ચાતુર્માસ સુરેન્દ્રનગરમાં થયું. ત્યાં ધર્મજાગૃતિ કરવા પૂર્વક મહિલા મંડળને ઉત્તેજિત કર્યું.

૧૯૯૬. મૂળીમાં રાજકુટુંબ તથા કામદાર ગોવિંદજીભાઈના કુટુંબને ધર્મોપદેશ આપી વિશેષ ધર્માનુરાગી બનાવ્યાં. ચાતુર્માસ રાણપુરમાં થયું. ત્યાં જ્ઞાનપ્રિય શ્રાવિકાબહેનોને અભ્યાસ કરાવ્યો.

૧૯૯૭. ચાતુર્માસ રાધનપુરમાં થયું. ત્યાં ધર્મોત્તેજક મહિલા મંડળની સ્થાપના કરી.

૧૯૯૮. ચાતુર્માસ પૂર્ણ થયે દીવ–દમણ–અજારા પાર્શ્વનાથાદિ પવિત્ર તીર્થોની યાત્રા કરી. કંકુબહેન તથા સવિતાબહેનની દીક્ષાર્થે આગ્રહભરી વિનંતિ થતાં ૩૦ ઠાણા સાથે જામનગર પધાર્યા. આ સાલનું ચાતુર્માસ પણ જામનગરમાં થયું. ત્યાં સાધ્વીવર્ગમાં વાંચન–પઠન–ક્રિયાશુદ્ધિ આદિ સારા પ્રમાણમાં થયું. અને સહયોગી શિક્ષણ પૂજ્યશ્રીજીએ સારી રીતે આપ્યું. જેના ફળસ્વરૂપે આજે વિશાળ સમુદાયમાં પદ્ધતિસરની ક્રિયા પ્રતિક્રમણાદિના શુદ્ધ ઉચ્ચારો વિગેરે જોવા મળે છે.

૧૯૯૯ ચાતુર્માસ પૂર્ણ થયે આગમ મંદિરની પ્રતિષ્ઠાર્થે પાલીતાણા જવાનું થયું ત્યાંથી રાધનપુર નિવાસી મુમુક્ષુ જાસુદબહેન તથા પ્રેમીલાબહેનની દીક્ષા માટે રાધનપુર પધાર્યા. ત્યાં બન્ને દીક્ષા આપી, જાસુદબેન સાધ્વી પ્રિયંકરાશ્રીજી તરીકે સાતમાં શિષ્યા તથા પ્રેમીલાબેન. સાધ્વી નિરંજનાશ્રીજી તરીકે પ્રિયંકરાશ્રીના શિષ્યા થયાં, ચાતુર્માસ પાટણ થયું. ત્યાં રાણપુરથી મુક્તા બહેન તથા રાધનપુરથી નિર્મળાબહેન અને જયમતિબહેન અભ્યાસાર્થે રહ્યા હતા તેથી પઠનપાઠનની પ્રવૃત્તિ સારા પ્રમાણમાં રહી. ત્યાં ધર્મોત્તેજક મહિલા મંડળની સ્થાપના થઈ.

૨૦૦૦–૨૦૦૧. પૂજ્ય ગુરુણી તિલકશ્રીજી મહારાજની વૃદ્ધાવસ્થાને કારણે આ બન્ને સાલના ચાતુર્માસો અમદાવાદમાં થયાં, ત્યાં પઠનપાઠનની પ્રવૃત્તિ ચાલુ રહી; તે દરમ્યાન તેમણે મરુભૂમિનો વિહાર કરી અમદાવાદ પધાર્યા ને ત્યાં અમદાવાદનિવાસી મુમુક્ષુ નિર્મળા બહેનની દિક્ષા થઈ. તેઓ ગુણોદયશ્રીજી તરીકે પૂજ્યશ્રીજીના આઠમા શિષ્યા બન્યા.

૨૦૦૨. પૂ તીર્થશ્રીજી મહારાજના વર્ધમાન તપના ૧૦૦ ઓળીના પારણા પ્રસંગે શ્રી સિદ્ધાચલજી પધાર્યા. ત્યારબાદ મૂળી કામદાર તેમજ શ્રી સંઘની ખૂબ જ વિનંતિ થતાં ચાતુર્માસ મૂળીમાં કર્યું. પૂજ્ય સૂરપ્રભાશ્રીજી મહારાજ વિગેરે સાથે હતા. રાજકુટુંબ તથા કામદારના કુટુંબમાં ધર્મ જાગૃતિ ખૂબ જ કરી. સંઘને ઉપદેશ આપી મંદિરના

જીર્ણોદ્ધારનું તેમજ ઉપાશ્રયનું કામ ચાલુ કરાવ્યું. આ બન્ને કામો સારી રીતે પાર પાડયાં.

૨૦૦૩. માહ માસમાં મૂળી ખાતે જિનમંદિરની પ્રતિષ્ઠા થઈ. તેમાં ઠાકોર સાહેબ તથા કામદારે ઘણા ઉત્સાહ પૂર્વક ભાગ લીધો. ભૂજમાં મુમુક્ષુ જેઠીબહેનની દીક્ષા થઈ. ખીરભદ્રાશ્રીજી તરીકે પૂજ્યશ્રીના નવમા શિષ્યા બન્યા. ચાતુર્માસ સુરતમાં થયું.

૨૦૦૪. ચાતુર્માસ અમદાવાદમાં થયું. ત્યાં વયોવૃદ્ધ પૂજ્ય તિલકશ્રીજી મહારાજ તથા હેમશ્રીજી મહારાજ વગેરે વડિલોની સેવા કરી.

૨૦૦૫. કચ્છ ભણી વિહાર થયો. કુલ ઠાણા ૧૮ હતા. ત્યાં વાગડ, કંઠી, અબડાસા વગેરે પ્રદેશોમાં યાત્રા કરી બીદડા ગામમાં વરસીતપ આરંભ્યો. તેમની સાથે સમુદાયના ૧૭ ઠાણાએ પણ આ તપની શરૂઆત કરી; તેમાં છઠ્ઠ અને અઠ્ઠમથી પણ વરસીતપ કરનાર હતા અને તેજ સાલમાં સુરતમાં મુમુક્ષુ મંજુલા બહેનની દીક્ષા થઈ તેઓ મનોગુપ્તાશ્રીજી તરીકે પૂજ્યશ્રીના દશમા શિષ્યા બન્યા. ચાતુર્માસ ભૂજમાં થયું.

૨૦૦૬. ચાતુર્માસ વ્યતીત થયે શ્રી શત્રુંજય તરફ વિહાર કર્યો. ત્યાં પારણા પ્રસંગે અનેક ગામના ભાવુકો ઉભરાવા લાગ્યા. સાહિત્યમંદિરમાં ત્યારે ભારે મહોત્સવ મંડાયો. અક્ષયતૃતીયાના દિવસે શ્રી આદીશ્વર દાદાને ભેટયા. બપોરે એક વાગ્યે તળેટીએ આવ્યા. ત્યાંથી વાજતેગાજતે સ્વસ્થાને પધાર્યા અને પારણું કર્યું. અમદાવાદ તરફના વિહારમાં રાણપુર મુકામે મુમુક્ષુ મુક્તાબહેનની દીક્ષા થઇ. પૂજ્ય શિવશ્રીજી મહારાજનું સંસારીપણાનું ગામ રામપરા છે. તેની સંભાળ તેઓશ્રીના કાળધર્મ પછી ૩૦ વર્ષ સુધી લેવાયેલી નહિ. તેથી પૂજ્ય તિલકશ્રીજી મહારાજને વિચાર ઉદ્ભવ્યો કે આપણે પૂજ્યશ્રીના ગામનો ઉદ્ધાર કરવો જોઇએ. આ વિચારનો ઉદ્ભવ થતાં જ તેઓશ્રીએ પૂજ્ય રંજનશ્રીજી મહારાજ તથા પૂજ્ય સૂરપ્રભાશ્રીજી મહારાજને રામપરા ચાતુર્માસ કરવા આજ્ઞા આપી. વિનીત શિષ્યાઓને ગુરુણીની આજ્ઞા અનુલંઘનીય હોય છે. એટલે તે આજ્ઞાનો સ્વીકાર કરી બન્ને આર્યાઓએ રામપુરામાં ચાતુર્માસ કર્યું. ત્યાં ઘણા વખતથી સાધુ સાધ્વીઓના ચાતુર્માસ થયેલાં નહી તેથી ધર્મજાગૃતિ ખુબ ઓછી હતી. પરંતુ પૂજ્યશ્રીએ ઉપદેશદ્વારા તેને ખુબ સતેજ કરી. તેમના મમતાળુ તથા સ્નેહાળ સ્વભાવે સહુનાં હૃદય જીતી લીધાં. તેમની વિશ્વવાત્સલ્યની પવિત્ર ભાવનાએ સમસ્ત વાતાવરણને ભ્રાતૃભાવથી ભરી દીધું.

અહીં પૂજ્ય ગુરુણી શિવશ્રીજી મહારાજના જન્મસ્થાને ચિરકાળ સ્મારક રહે તેવું કંઈક કરવાનો વિચાર ઉદ્ભવ્યો. યોજના ઘડાઇ અને તુરત જ અમલમાં મુકાઈ. તપ પ્રધાન સુંદર ચિત્રોવાળું શ્રી શિવતિલક ચિત્રજ્ઞાન મંદિર બંધાવા લાગ્યું. અને અહીં દેરાસર ઘણું નાનુ હતું તેથી રંગમંડપ બાંધવાનો નિર્ણય કર્યો. અને તેને અમલમાં

પણ મૂકયો. તે સાથે ઉપાશ્રયનું કામ પણ ચાલુ કર્યું. આ રીતે એકી સાથે ત્રણ કામો શરૂ કર્યા. તે બધા આઠ માસના ગાળામાં સારી રીતે પૂરા કર્યા.

૨૦૦૭. મહા વદી ૧૦ ના દિવસે શાસનની પ્રભાવનાપૂર્વક રામપુરા દહેરાસરના રંગમંડપમાં પ્રભુજીની પ્રતિષ્ઠા થઈ અને તેજ વખતે જ્ઞાનમંદિર અને ઉપાશ્રયનું ઉદ્‌ઘાટન પણ થયું. આ જ અરસામાં ત્યાં શ્રી વર્ધમાન આયંબિલ તપ ખાતાની સ્થાપના થઈ. ચાતુર્માસ પૂ. તિલકશ્રીજી મહારાજ તથા પૂ. હેમશ્રીજી મહારાજની માંદગીના કારણે અમદાવાદમાં થયું.

૨૦૦૮. અમદાવાદમાં સ્થિરતા થઈ. ચાતુર્માસ પણ ત્યાં જ થયું. પૂ. ગુરુણીઓની અંતિમ સેવા શુશ્રૂષા કરવાનો મહાન લાભ પ્રાપ્ત થયો. શ્રી હેમશ્રીજી મ. વૈશાખ વ. ૩ ના રોજ કાળધર્મ પામ્યા.

૨૦૦૯. પૂ. તિલકશ્રીજી મહારાજ પોષ માસમાં જ્યારે વધુ બિમાર થયા તે વખતે પૂજ્યશ્રીએ પોતે પોતાની સમેતશિખરજી જવાની ભાવના વ્યક્ત કરી અનુજ્ઞા મેળવી હતી. પોષ વ. ૧૧ ના રોજ પૂ. તિલકશ્રીજી મહારાજ કાળધર્મ પામ્યા. ત્યાર બાદ સમેતશિખરજી બાજુ પ્રયાણ થયું. ખાનદેશમાં પોતાના ગુરુ બહેન સુરપ્રભાશ્રીજી મહારાજની તબીયત અસ્વસ્થ થવાથી મુંબઈ કુર્લા પધાર્યા. અને તે ચાતુર્માસ કુર્લામાં થયું. ત્યાં તપશ્ચર્યા સારા પ્રમાણમાં થઇ. જાગૃતિનો જુવાળ આવ્યો.

૨૦૧૦. શ્રી. સમેતશિખરજી મહાતીર્થની યાત્રા માટે પ્રયાણ કર્યું. સાથે રેવતીશ્રીજી મહારાજ, મલાયાશ્રીજી મહારાજ, રાજેન્દ્રશ્રીજી મહારાજ વગેરે ચોવીસ ઠાણા હતા. તેમાંના ઘણાંખરાંએ શ્રી વર્ધમાન, આયંબિલ, તપની, ઓળિઓ તથા એકાસણા ચાલુ રાખ્યા. લાંબા વિહાર પછી ચૈત્ર સુદી ૧૫ના રોજ આ મહાતીર્થની યાત્રા કરી. તથા દેરીઓ, સ્તૂપો, જલમંદિર વગેરેની તૂટેલી ફૂટેલી જીર્ણ અવસ્થા જોઈ અને વાંદરા વગેરે જાનવરોને આક્રમણ કરતા નિહાળ્યા. દિલ દ્રવી ઉઠયું. જ્યાં વીસવીસ તિર્થંકરોનું નિર્વાણ થયું છે તે તીર્થની આ દશા. અને વહેલી તકે આ મહાતીર્થનો જીર્ણોદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો. એક કવીએ કહ્યું છે કે, "**उत्पद्यन्ते विलीयन्ते दरिद्राणां मनोरथाः।**" જે પુરુષો દરિદ્ર છે. સામાન્ય કોટિના છે. તેમના મનોરથો જળના પરપોટાની જેમ ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે. પણ મહાપુરુષોની સ્થિતિ જુદી જ હોય છે. તેમને ઉત્પન્ન થયેલા મનોરથો નાશ પામતા નથી. પણ સ્પષ્ટ આકાર ધારણ કરે છે. પૂજ્યશ્રીના ઉક્ત મનોરથે આગળ જતાં કેવું સ્પષ્ટ સ્વરૂપ ધારણ કર્યું. તે હવે પછીની પંક્તિઓથી જોઈ શકાશે.

પૂ. તીર્થશ્રીજી મહારાજની આજ્ઞાથી ચાતુર્માસ કલકત્તામાં થયું. ત્યાં પંડિત પ્રભુદાસ બેચરદાસ દ્વારા શ્રી સમેતશિખરજી મહાતીર્થના વહીવટકર્તા મહારાજા બહાદુર-

સિંહજી સાથે સંપર્ક સાધ્યો. જીર્ણોદ્ધાર સંબંધી વાતચીત થઈ અને તે સંતોષકારક નીવડી. આજ પૂર્વે કેટલાક આચાર્ય ભગવંતોએ આ વાત ઉપાડી હતી, પણ તેમાં એક યા બીજાં કારણે સફલતા મળી ન હતી; એટલે આ વસ્તુને આપણે પૂજ્યશ્રીની પુણ્યપ્રભા જ સમજવી જોઈએ. તેમણે જીર્ણોદ્ધારનું કામ હાથ ધર્યું.

લગભગ આજ અરસામાં અમદાવાદનિવાસી શેઠ માણેકલાલ મનસુખભાઈના સુપુત્ર રાજેન્દ્રકુમારના વિવાહ બાબુ નિર્મળકુમાર નવલખાની સુપુત્રી સુબોધકુમારી સાથે થયાં હતાં, તેથી તેમનું તથા તેમની માતા સૌભાગ્યલક્ષ્મી બહેનનું અહીં આવાગમન થયું હતું. તેમને આ જીર્ણોદ્ધાર સંબંધી વાત કરવામાં આવી અને તેમણે તરત જ પ્રસન્ન થઈને રૂા. ૫૧૦૦૦ આ કાર્ય માટે આપવાની ઉદારતા દર્શાવી. આથી જીર્ણોદ્ધાર માટેનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો. અને તે અંગે એક ખાસ કમીટી નીમી કામ આગળ ધપાવ્યું.

આ ચાતુર્માસમાં ૬ સાધ્વીજી મહારાજે માસક્ષમણ, ૨ સાધ્વીજી મહારાજે ૧૬ ઉપવાસ અને એક સાધ્વીજી મહારાજે ૧૪ ઉપવાસની તપશ્ચર્યા કરી. આ ભવ્ય તપશ્ચર્યાથી કલકત્તાનો શ્રીસંઘ ઘણો પ્રભાવિત થયો અને તેણે આ તપશ્ચર્યાની મંગળ પૂર્ણાહુતિ નિમિત્તે અષ્ટાહ્નિકા મહોત્સવપૂર્વક ૧૧ છોડનું સુંદર ઉજમણું કર્યું તથા શ્રી સિદ્ધચક્ર મહાપૂજન વગેરે શાસનપ્રભાવક કાર્યો કર્યાં. ખાસ નોંધપાત્ર બીના એ હતી કે આ ઉદ્યાપન મહોત્સવમાં સાધર્મિક ભાઈઓની ભક્તિ નિમિત્તે સુવર્ણના અલંકારો તેમજ વિવિધ પ્રકારનાં વસ્ત્રો સારાં પ્રમાણમાં મૂકાયાં હતાં !

૨૦૧૧. ચાતુર્માસ પૂર્ણ થયે કલકત્તાથી વિહાર કર્યો અને માલવ પ્રદેશમાં થઈ જેઠ મહિને સુરત પધાર્યા. તે વખતે ત્યાં પૂ. તીર્થશ્રીજી મહારાજ વિરાજી રહ્યા હતા. તેમને આ સત્ત્વશાલિની પટ્ટશિષ્યાએ ભાવથી વંદન કર્યું અને તેમનાં ચરણનો સ્પર્શ કરવામાં કૃતાર્થતા અનુભવી. ચાતુર્માસ ત્યાં જ થયું. પૂજ્યશ્રીએ અઠ્ઠાઈની તપશ્ચર્યા કરી. તેની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ નિમિત્તે જીવો છોડાવવામાં આવ્યા અને દર વર્ષે એક દિવસ આ પ્રમાણે જીવો છોડાવવા એવો પ્રબંધ કરાયો. અમદાવાદવાળા શેઠ વાડીલાલ સાંકલચંદ તરફથી શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું.

પૂજ્યશ્રી બપોરે ૨–૩૦ વાગતાં બહેનોને ઉપદેશ આપતા. ઉપદેશપ્રાસાદ ગ્રંથનું વાંચન થતું. તેનાં અનુસંધાનમાં સમકિતના ૬૭ બોલો પર વિવેચન થવા લાગ્યું. જેમ મોરલીનો નાદ સાંભળી સાપ ડોલવા લાગે, તેમ આ વિવેચન સાંભળી બહેનો ડોલવા લાગી. પ્રાસંગિક ઉદ્યાપન અર્થાત્ ઉજમણાંની વાત નીકળી અને બહેનોએ ૪૫ છોડનું ઉજમણું કરવાની ભાવના પ્રકટ કરી. તત્કાલ પ્રયત્નો શરૂ થયા. તેનું પરિણામ ધાર્યા

કરતાં પણ વધારે સુંદર આવ્યું. ૬૧ છોડનું ભવ્ય ઉજમણું થયું. તે પ્રસંગે અષ્ટોત્તરી સ્નાત્ર વગેરે ધાર્મિક ક્રિયાઓ ઘણા ઉલ્લાસપૂર્વક થઈ.

૨૦૧૨. ચાતુર્માસ બાજીપુરામાં થયું. આ ચાતુર્માસમાં જીર્ણોદ્ધાર આદિ કામોને સારૂં ઉત્તેજન મળ્યું. પૂ. સુરપ્રભાશ્રીજી મહારાજ કેન્સર જેવી અસાધ્ય વ્યાધિમાં પણ આ કાર્યને સંભાળતા રહ્યા. તેમણે પોતાના દેહની લેશ માત્ર પરવા કરી નહિ. 'देहं पातयामि वा कार्यं साधयामि ' એ સૂત્ર સાર્થક કર્યું.

૨૦૧૩. ચાતુર્માસ પૂર્ણ થયે વિહાર કરી અમદાવાદ આવ્યા. ત્યાં પૂ. સુરપ્રભાશ્રીજી મ. પૂ. તીર્થશ્રીજી મહારાજની પવિત્ર નિશ્રામાં અંતસમયની આરાધના કરી. વૈશાખ વદિ ૨ ના રોજ કાલધર્મ પામ્યા. શ્રમણીકુલનો એક ચમકતો સિતારો ખરી પડ્યો. શાસનપ્રભાવનાનાં સર્વ કાર્યોમાં સુંદર સાથ આપનાર, મુંઝવણના વખતે માર્ગ કાઢનાર અને સદા ઉત્સાહનું સિંચન કરનાર પોતાના ગુરુબહેન આ રીતે ચાલ્યા જતાં પૂજ્ય-શ્રીનાં મનને ભારે આઘાત લાગ્યો, પણ જ્ઞાનબળથી તેને શમાવ્યો. ચાતુર્માસ અમ-દાવાદમાં જ થયું.

૨૦૧૪. પૂ. ગુરુણીઓના ઉપદેશથી શેઠ માણેકલાલ મનસુખભાઈના બંગલે શેઠ મોહનલાલ છોટાલાલ તથા છોટાલાલ લલ્લુભાઈ વિગેરે તરફથી મહામંગલકારી ઉપધાન તપની આરાધના પૂ. ઉપા. દેવેન્દ્રસાગરજી મ.ની નિશ્રામાં થઈ. આ આરાધનામાં માણેક-લાલ શેઠના ધર્મપત્ની સૌભાગ્યલક્ષ્મીબહેન, પુત્રી ઈન્દુકુમારીબહેન, પુત્રવધૂ સુબોધ-કુમારીબહેન, સુશ્રાવિકા ગજીબહેન, સુશ્રાવિકા વિમળાબહેન વગેરે જોડાયા. તેને આપણે પૂજ્યશ્રીના સતત સમાગમનું જ પરિણામ માનવું જોઈએ. આ ઉપધાન તપની બધી ક્રિયાઓ પૂજ્યશ્રીએ હેતુની સમજાવટ પૂર્વક કરાવી હતી. ચાતુર્માસ અમદાવાદમાં જ થયું હતું.

૨૦૧૫. જીર્ણોદ્ધારનું કામ આગળ વધી રહ્યું હતું. તપશ્ચર્યા પણ વિપુલ પ્રમાણમાં થઈ રહી હતી. ચાતુર્માસ અમદાવાદમાં થયું હતું.

૨૦૧૬. ત્રેપનમા વર્ષે શ્રી વર્ધમાન આયંબિલ તપની ત્રેપનમી ઓળી પૂરી થતાં ભક્તવર્ગ તરફથી હઠીભાઈની વાડીએ ત્રેપન છોડનું ભવ્ય ઉજમણું થયું તથા શેઠ વાડીલાલ સાંકળચંદ તરફથી ઉપધાન તપની આરાધના કરાવવામાં આવી.

શ્રી સમેતશિખરજી મહાતીર્થમાં મૂળનાયકજી શ્રી શામળિયા પાર્શ્વનાથ ભગવાન વગેરે પ્રતિમાજીઓની પ્રતિષ્ઠાનું, તેમજ અન્ય પ્રતિમાજીઓની અંજનશલાકા કરાવવાનું નક્કી કરવામાં આવ્યું. પ્રતિષ્ઠા માટે સં. ૨૦૧૭ ના માહ વદિ ૭ નો શુભ દિન નિર્ણીત થયો. ચાતુ-

માસ અમદાવાદમાં જ થયું. પૂ. તીર્થશ્રીજી મહારાજ લાંબા સમયથી બિમાર રહેતા હતા, તેમની સેવા શુશ્રષા કરી.

૨૦૧૭. પોતાના ગ્લાન ગુરુણીજીની આજ્ઞાથી કાર્તિકી પુર્ણિમાના દિવસે શ્રી સમેતશિખરજી મહાતીર્થ તરફ ૧૫ ઠાણા સાથે ત્વરિત ગતિએ પ્રયાણ કર્યું. પહેલો મુકામ નરોડા થયો. ત્યાં ઘણાં નરનારીઓ વંદનાર્થે આવ્યાં હતાં. શેઠ વાડીલાલ સાંકળચંદ તરફથી આંગી, પૂજા તથા સાધર્મિક ભક્તિ કરવામાં આવી હતી. વિદાય આપતાં અનેક આંખો અશ્રુભીની બની ગઈ હતી. માળવાના રસ્તે ઉજ્જૈન, મક્ષીજી, શિવપુરી, કાનપુર, અલ્હાબાદ અને વારાણસી થઈને માહ સુદિ પાંચમના દિવસે તેઓશ્રી મધુવનમાં પધાર્યા. લગભગ આજ વખતે ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્યશ્રી માણિક્યસૂરીશ્વરજી મહારાજ પૂ. ઉપાધ્યાય શ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ પૂ. ઉપાધ્યાયશ્રી કૈલાસસાગરજી મહારાજ, પૂ૦ ગુણસાગરજી મહારાજ તથા પૂ૦ લાભસાગરજી મ૦ સા. તથા પૂ૦ મુનિરાજ શ્રી ચિદાનંદસાગરજી મહારાજ વગેરે ૪૦ લગભગ મુનિરાજો ત્યા પધારી ગયા હતા. બધાનો પ્રવેશમહોત્સવ સાથે જ થયો.

પ્રતિષ્ઠા મહોત્સવ ભવ્ય થયો. ત્યાંથી રાજગૃહી, પાવાપુરી વગેરે તીર્થોની યાત્રા કરી વારાણસી પધાર્યા હતા. ત્યાં સમાચાર મળ્યા કે પૂ. તીર્થશ્રીજી મહારાજની તબિયત વધારે બગડી છે, એટલે ખૂબ ઝડપી વિહાર કરી પ્રથમ જેઠ સુદિ ૩ ના દિવસે અમદાવાદ ગુરુસેવામાં આવી પહોંચ્યા. અને ખૂબ આનંદથી ભેટયા. તે વખતે ગુરુણીજી મહારાજની તબિયત ઠીક હતી.

૭ માસના ટૂંકા સમયમાં શ્રીસમેતશિખરજી જઈને, કાર્ય પૂર્ણ કરીને આવી ગયા, તેના હર્ષમાં રાજનગરના ગૃહસ્થોએ ફતાસાની પોળે શ્રી મહાવીર સ્વામીનાં દહેરાસરે સિદ્ધચક્રપૂજન સહિત પંચાહ્નિકા મહોત્સવ કર્યો.

હવે ચાતુર્માસાર્થે હઠીભાઈની વાડીએ જવાની તૈયારી હતી, એવામાં પૂ૦ તીર્થશ્રીજી મહારાજની તબિયત બગડી. પ્રથમના ચાર દિવસ પ્રમાણમાં ઠીક રહ્યા પણ પછી વ્યાધિ વધતો ગયો. તે સાથે સમતા પણ વધતી ગઈ. બધી પીડા શાંતિથી સહન કરવા લાગ્યા. નવપદજીનું ધ્યાન ધરતા, નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં ચિત્તની સમાધિપૂર્વક અષાડ સુદિ બીજી ત્રીજે તેમણે નશ્વર દેહનો ત્યાગ કર્યો. છેલ્લા ત્રણ દિવસમાં નરમ તબિયતના સમાચાર સાંભળી ગામ–પરગામથી ભક્તજનો દોડી આવ્યા હતા, તે બધા વિયોગથી શોકગ્રસ્ત થયા. શેઠશ્રી રાજેન્દ્રકુમાર, તેમના માતુશ્રી સૌભાગ્યલક્ષ્મી બહેન, પુત્રી ઈન્દુકુમારીબહેન, પુત્રવધૂ સુબોધકુમારીબહેન વગેરે તેમનાં આખા કુટુંબે

તથા રાણપુરવાળા સ્વ૦ શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસનાં ધર્મપત્ની મોતીબેને પૂજ્ય મહારાજશ્રીની ભાવભરી ભક્તિ કરી અપૂર્વ લાભ લીધો હતો. સ્મશાનયાત્રામાં લોકોની ઠઠ જામી હતી.

પૂ૦ રંજનશ્રીજી મહારાજે તો અંતિમ ઘડી સુધી પોતાના ગુરુણી અને સંસારી પક્ષે માતાની અનન્ય ભકિત કરી હતી અને હૃદયને કઠિન કરીને પણ અજોડ આરાધના કરાવી હતી. લગભગ ૧૭૫ ઠાણાંને સંભાળવાનું મહા જવાબદારીભર્યું કાર્ય પોતે જ કરતા હતા, પણ ગુરુણી મહારાજની છત્રછાયા આ બાબતમાં ઘણી સહાયભૂત હતી. તેઓશ્રી ચાલ્યા જતાં પૂજ્ય ીના સમુદાયને તથા સારાયે શાસનને મોટી ખોટ પડી છે. સાધ્વીજી તરીકે શ્રી વર્ધમાન આયંબિલતપની ૧૦૦ ઓળી પૂર્ણ કરનાર છેલ્લા બે હજાર વર્ષમાં તેઓ પ્રાયઃ પ્રથમ હતા.

અહીં એ નોંધ પણ કરવી જોઈએ કે પૂ૦ તીર્થશ્રીજી મહારાજની માંદગીના છેલ્લા ત્રણ દિવસમાં ગામ–પરગામથી આવેલા ભાવુકોએ યથાશકિત દાનપુણ્ય કર્યાં હતાં અને જીવદયામાં સ્વોપાર્જિત લક્ષ્મીનો સારો એવો સદ્વ્યય કર્યો હતો. સાધ્વીજી મહારાજે તપશ્ચર્યા સ્વાધ્યાય વગેરે નીચે મુજબ કર્યાં હતાં.

| અઠ્ઠમ | છઠ્ઠ | ઉપવાસ | આયંબિલ | એગાસણુ | બિયાસણુ |
|---|---|---|---|---|---|
| ૯ | ૯૯ | ૨૭૭ | ૭૭૭ | ૭૭૭ | ૭૭૭ |

| સ્વાધ્યાય | મૌન | તીર્થયાત્રા | નવાણું | નવપદજીની ઓળી |
|---|---|---|---|---|
| ૯૪૧૭૭૭૭૭ | ૭૭૭૭ કલાક | ૨૭ | ૨૭ | ૯ |

| નવકારનો જપ | શ્રી વર્ધમાન તપની ઓળીઓ |
|---|---|
| ૧૧ લાખ | ૫ |

અહીં તપશ્ચર્યાદિમાં ૭૭–૭ વગેરે અંકો છે, તે પૂ૦ તીર્થશ્રીજી મહારાજનો સ્વર્ગવાસ ૭૭ મા વર્ષે થયો, એનો સૂચક છે, એમ અમે માનીએ છીએ.

તેઓશ્રીના સ્વર્ગવાસ નિમિત્તે અમદાવાદ, કલકત્તા, બેરમા, કત્રાસ, રતલામ, ઉજ્જૈન, સુરત, મોરબી, વેજલપુર, બારડોલી, સેવાડી, રાણપુર, બીકાનેર, રામપુરા, મૂળી વગેરે સ્થળોએ અઠ્ઠાઈ મહોત્સવો થયા છે. પૂ૦ તીર્થશ્રીજી મહારાજ શેઠ રાજેન્દ્રકુમાર માણેકલાલ મનસુખભાઈના બંગલે કાલધર્મ પામેલા હોવાથી ત્યાંની આજુબાજુની સોસાયટીઓ તરફથી પ્રથમ ઉત્સવ તરતમાં જ એજ બંગલામાં થયો હતો અને બીજો ઉત્સવ ત્યારબાદ લગભગ ત્રણ મહિને પાંજરાપોળમાં અતિ ભવ્ય રીતે ઉજવાયો હતો. આ સાલનું ચાતુર્માસ અમદાવાદમાં થયું હતું અને તે અનેક આત્માઓનાં કલ્યાણનું નિમિત્ત બન્યું હતું.

૨૦૧૮ અમદાવાદનું ચાતુર્માસ પૂર્ણ થયે પૂ૦ તીર્થશ્રીજી મ૦ ને કહેલ શ્રી શત્રુંજય મહાતીર્થની નવ્વાણુ યાત્રાઓ કરવા કાર્તિકી પૂર્ણિમાએ પાલીતાણા તરફ વિહાર કર્યો. ત્યાં માગશર સુદ ૪ ના રોજ શાસનપ્રભાવના પૂર્વક પ્રવેશ થયો. સુદ ૬ ને દિન નવ્વાણુ યાત્રા કરવાનો પ્રારંભ કર્યો. પગનું દર્દ હોવાથી ધીમે ધીમે ભાવના ભાવતા ગિરિરાજ ચઢે. ખૂબ શાંતિથી દર્શન ભક્તિ કરે. દરરોજ પચાસ લગભગ પ્રભુ પ્રતિમાજીને પંચાંગ પ્રણિપાત કરતા, નવ્વાણુ દરમ્યાન ટૂંકના પ્રત્યેક પ્રતિમાજીને અપૂર્વ વીર્યોલ્લાસ પૂર્વક વંદન કરી આત્માને ઉજ્જવળ બનાવતા હતા. હંમેશા પુરિમુટ્ઠ એકાસણાનું પચ્ચખ્ખાણ કરતા. આ રીતે ફાગણ સુદ પુનમે ૩૧ ઠાણા સાથે અખંડ ૯૯ યાત્રાઓ પૂર્ણ થઈ. વદ બીજે ત્યાંથી વિહાર કરી ભાવનગર, ઘોઘા, તળાજા વિગેરે પંચતીર્થિની યાત્રા કરીને પુનઃ સિદ્ધગિરિમાં આવ્યા. ત્યાં સા૦ મૃગેન્દ્રશ્રીજી મ. ના શિષ્યા સા.સંવેગ શ્રીજી. મ૦ને વર્ધમાન તપની સો ઓળીની પૂર્ણતા નિમિત્તે ઉદ્યાપન મહોત્સવ પૂજ્યશ્રીની નિશ્રામાં ઉજવવામાં આવ્યો.

તે પૂર્ણ થયા બાદ ત્યાંથી વિહાર કરી વિંછીયા ગામે દીક્ષા મહોત્સવ પ્રસંગ પૂર્ણ થયે રામપુરા ભંકોડા પધાર્યા. ગુરુણીજી પૂ. તીર્થશ્રીજી મ. ના કાળધર્મ નિમિત્તનો ઉત્સવ ત્યાંના શ્રીસંઘે પૂજ્યશ્રીની હાજરીમાં કરવાની ભાવનાથી બાકી રાખેલ તે, શ્રી સિદ્ધચક્ર પૂજન તથા પાંચ છોડના ઉદ્યાપન પૂર્વક ઉજવાઈ રહ્યા બાદ શંખેશ્વરજી તીર્થની યાત્રા કરી મણીયાર હરગોવનભાઈ વિગેરેની વિનંતીનો સ્વીકાર કરીને ચાતુર્માસાર્થે ૨૫ ઠાણા સહિત રાધનપુર પધાર્યા. ત્યાં પઠન પાઠન તપશ્ચર્યા વિગેરે સારા પ્રમાણમાં થયું. શ્રી શિવતિલકહેમતીર્થરંજનપ્રિયંકરા પાઠશાળાની સ્થાપના થઈ.

પર્યુષણા બાદ તેઓશ્રીની તબિયત વધુ બગડી. એક દિવસ એવો આવ્યો કે ગંભીર સ્થિતિ થઈ ગઈ. હરગોવનભાઈ વિગેરે સકળ સંઘ મુંઝવણમાં પડ્યો. અમદાવાદ વિગેરે કેટલાક ગામોના ભાવુકો ત્યાં હાજર હતા. તે સર્વે શોકગ્રસ્ત થયા. સર્વને લાગ્યું કે હવે આ શાસનનો હીરો આપણા હાથમાંથી જવાની તૈયારી કરી રહ્યો છે. દ્રવ્ય સાથે ભાવોપચાર ચાલુ હતા તબિયત નરમના સમાચાર સાંભળી ગામ–પરગામથી ભક્તજનો દોડી આવ્યા. તે બધાં સાધર્મિકોની ભક્તિ મણીયાર કુટુંબે સાવંત કરી હતી, આયુષ્યના બળે શાસનદેવોની સ્હાયે સમુદાયના પુણ્યે પૂજ્યશ્રીની તબિયત સુધરવા પામી.

૨૦૧૯. ચાતુમાસ પૂર્ણ થયે ત્યાંથી ધીમે ધીમે વિહાર કરી, શંખેશ્વર પાર્શ્વ પ્રભુને ભેટીને તબિયતના કારણે અમદાવાદ પધાર્યા. હાલ અશાતાના ઉદયને સમતા ભાવે પ્રસન્ન ચિત્તે ભોગવીને ઋણમુક્ત થવાનો આનંદ માણી રહ્યા છે.

ધન્ય છે આવા ત્યાગીઓને

## ૧૩. ઉપસંહાર

પૂ૦ રંજનશ્રીજી મહારાજનો આ ટૂંક જીવન પરિચય આપણને એમ કહી જાય છે કે જૈન સાધ્વીઓનું જીવન અતિ પવિત્ર છે, તે સ્વ–પર–કલ્યાણકારી છે અને સમાજને સન્માર્ગમાં સ્થિર કરવા માટે અતિ ઉપયોગી સેવા બજાવી રહેલ છે. જૈન સાધ્વી સંસ્થાની હરોળમાં ઊભી રહે તેવી અન્ય કોઈ પણ સાધ્વી સંસ્થા આજે ભારતમાં નથી અને વિશ્વમાં પણ નથી. તેથી તેને અનન્ય–અજોડ માની લાખ લાખ વંદના કરીએ અને તેના દ્વારા માનવજાતિનું વધારે ને વધારે શ્રેય થતું રહે, એવી અભિલાષા રાખીએ.

## પરિશિષ્ટ

### [ ૧ ]

### પૂ૦ રંજનશ્રીજી મહારાજની ૧૦ શિષ્યાઓ

| હાલનું નામ | સંસારી નામ | ગામ | દીક્ષા સંવત |
|---|---|---|---|
| ૧ ખાંતિશ્રીજી | કાંતાબહેન | સુરત | ૧૯૮૫ |
| ૨ સરસ્વતીશ્રીજી | લીલીબહેન | અમદાવાદ | ૧૯૮૭ |
| ૩ રૈવતીશ્રીજી | રતનબહેન | ગોધાવી | ૧૯૮૯–૯૦ |
| ૪ મલયાશ્રીજી | જીવીબહેન | કાસંદ્રા | ,, ૯૦ |
| ૫ પ્રવીણશ્રીજી | પુષ્પાબહેન | અમદાવાદ | ,, ૯૧ |
| ૬ સ્વ૦ મયણાશ્રીજી | મોતીબહેન | મ્હેસાણા | ૧૯૯૮ |
| ૭ સ્વ૦ પ્રિયંકરાશ્રીજી | જાસુદબહેન | રાધનપુર | ૧૯૯૯ |
| ૮ ગુણોદયશ્રીજી | નિર્મળાબહેન | અમદાવાદ | ૨૦૦૦–૧ |
| ૯ ખીરભદ્રાશ્રીજી | જેઠીબહેન | ભુજ (કચ્છ) | ૨૦૦૩ |
| ૧૦ મનોગુપ્તાશ્રીજી | મંજુલાબહેન | સુરત | ૨૦૦૫ |

### [ ૨ ]

### પ્રશિષ્યાઓની યાદી

**૨. સરસ્વતીશ્રીજી**

તેમને બે શિષ્યાઓ : (૧) સદ્‌ગુણાશ્રીજી અને (૨) અજિતાશ્રીજી (૧) સદ્‌ગુણાશ્રીજીને બે શિષ્યાઓ : સુલસાશ્રીજી અને તારકશ્રીજી. સુલસાશ્રીજીને ચાર શિષ્યાઓ, તત્ત્વાનંદશ્રીજી, સુગુણાશ્રીજી, સુધર્માશ્રીજી અને હિતોદયાશ્રીજી.

### ૩. રેવતીશ્રીજી

તેમને ૪ શિષ્યાઓ: (૧) રોહિતાશ્રીજી અને (૨) શમગુણાશ્રીજી (૩) મહાગુણાશ્રીજી, (૪) મુમુક્ષિતાશ્રીજી. રોહિતાશ્રીજીને ત્રણ શિષ્યાઓ: અભ્યુદયાશ્રીજી, રિપુજિતાશ્રીજી અને જયંકરાશ્રીજી. રિપુજિતાશ્રીજીને એક શિષ્યા: સુવિદિતાશ્રીજી, શમગુણાશ્રીજીને એક શિષ્યા પ્રશાન્તગુણાશ્રીજી.

### ૪. મલયાશ્રીજી

તેમને પાંચ શિષ્યાઓ : (૧) પ્રગુણાશ્રીજી (૨) નરેન્દ્રશ્રીજી (૩) શમદમાશ્રીજી (૪) કૈવલ્યશ્રીજી અને (૫) હિતજ્ઞાશ્રીજી (૧) પ્રગુણાશ્રીજીને બે શિષ્યાઓ: પ્રશમશીલાશ્રીજી અને ચારુશીલાશ્રીજી (૨) નરેન્દ્રશ્રીજીને એક શિષ્યા : સુસીમાશ્રીજી, તેમને એક શિષ્યા, કલ્પબોધશ્રીજી (૩) શમદમાશ્રીજીને બે શિષ્યાઓ : તત્ત્વત્રયાશ્રીજી અને તત્ત્વ-ગુણાશ્રીજી (૪) કૈવલ્યશ્રીજીને બે શિષ્યાઓ : કરુણાશ્રીજી અને ભવ્યાનંદશ્રીજી.

### ૫. પ્રવીણશ્રીજી

તેમને બે શિષ્યાઓ : (૧) મૃદુતાશ્રીજી અને (૨) સુજ્ઞતાશ્રીજી.

### ૭. સ્વ. પ્રિયંકરાશ્રીજી

તેમને પાંચ શિષ્યાઓ : (૧) ચિરંજનાશ્રીજી (૨) નિત્યાનંદશ્રીજી (૩) સુરેન્દ્રશ્રીજી (૪) જિતેન્દ્રશ્રીજી અને (૫) જયાનંદશ્રીજી (૧) ચિરંજનાશ્રીજીને બે શિષ્યાઓ : મહા-યશાશ્રીજી અને કુમુદયશાશ્રીજી (૨) નિત્યાનંદશ્રીજીને ત્રણ શિષ્યાઓ : સમરસાશ્રીજી, કલ્પજ્ઞાશ્રીજી અને સત્ત્વગુણાશ્રીજી, સમરસાશ્રીજીને એક શિષ્યા : મહાનંદાશ્રીજી, કલ્પજ્ઞા-શ્રીજીને બે શિષ્યા, નયજ્ઞાશ્રીજી સમયજ્ઞાશ્રીજી (૩) સુરેન્દ્રશ્રીજીને બે શિષ્યાઓ : ધર્મયશાશ્રીજી અને નયગુણાશ્રીજી (૪) જિતેન્દ્રશ્રીજીને ત્રણ શિષ્યાઓ : ઈન્દ્રિયદમાશ્રીજી, પૂર્ણાનંદશ્રીજી અને પ્રશમગુણાશ્રીજી. પુર્ણાનંદશ્રીજીને એક શિષ્યા : સત્વાનંદશ્રીજી.

### ૮. ગુણોદયશ્રીજી

તેમને પાંચ શિષ્યાઓ : (૧) મનોરમાશ્રીજી (૨) કલ્પલતાશ્રીજી (૩) લક્ષિતજ્ઞા-શ્રીજી (૪) સુનયજ્ઞાશ્રીજી અને (૫) ધર્મજ્ઞાશ્રીજી (૧) મનોરમાશ્રીજીને ત્રણ શિષ્યાઓ: આત્મગુણાશ્રીજી, મનોજિતાશ્રીજી અને વિનીતગુણાશ્રીજી (૨) કલ્પલતાશ્રીજીને એક શિષ્યા : તત્ત્વવિદાશ્રીજી.

### ૯. ખીરભદ્રાશ્રીજી

તેમને એક શિષ્યા : અમૃતશ્રીજી.

## ૧૦. મનોગુપ્તાશ્રીજી

તેમને એક શિષ્યા: પ્રજ્ઞપ્તાશ્રીજી.

## [ ૩ ]

## ગુરુબહેનો અને તેમનો પરિવાર

| હાલનું નામ | સંસારી નામ | ગામ | દીક્ષા સંવત |
|---|---|---|---|
| ૧ પ્રમોદશ્રીજી | ચંચળબહેન | ડાંગરવા | ૧૯૯૦ |
| ૨ સુરપ્રભાશ્રીજી | સમતાબહેન | રાણપુર | ૧૯૯૫ |

### ૧. પ્રમોદશ્રીજી

તેમને ત્રણ શિષ્યાઓ : (૧) નિપુણાશ્રીજી (૨) નિરૂપમાશ્રીજી અને (૩) હેમંત-શ્રીજી (૧) નિપુણાશ્રીજીને બે શિષ્યાઓ : નિર્જરાશ્રીજી અને ભાગ્યોદયશ્રીજી (૨) નિરુ-પમાશ્રીજીને ચાર શિષ્યાઓ : જ્યેષ્ઠાશ્રીજી, પ્રશમરસાશ્રીજી, જયરેખાશ્રીજી અને જય-ધર્માશ્રીજી. જ્યેષ્ઠાશ્રીજી ને એક શિષ્યા. પ્રમિતગુણાશ્રીજી.

### ૨. સુરપ્રભાશ્રીજી

તેમને છ શિષ્યાઓ : (૧) કનકપ્રભાશ્રીજી (૨) તત્ત્વબોધશ્રીજી (૩) ધર્માનંદશ્રીજી (૪) રત્નત્રયાશ્રીજી (૫) રત્નપ્રભાશ્રીજી અને (૬) ધર્મોદયશ્રીજી (૧) કનકપ્રભાશ્રીજીને ત્રણ શિષ્યાઓ : સુતારાશ્રીજી, નિત્યોદયશ્રીજી અને ધૈર્યપ્રભાશ્રીજી, સુતારાશ્રીજીને એક શિષ્યા, તત્ત્વરેખાશ્રીજી, નિત્યોદયશ્રીજીને એક શિષ્યા : નિરુજાશ્રીજી (૩) ધર્માનંદશ્રીજીને એક શિષ્યા મોક્ષાનંદશ્રીજી (૪) રત્નત્રયાશ્રીજીને એક શિષ્યા સૌમ્યગુણાશ્રીજી.

સંપૂર્ણ



# સિદ્ધવર ટૂંક



વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર માંડવલા (રાજસ્થાન) નિવાસી શેઠ ધુનીલાલ નેમાજી મદ્રાસવાળા તરફથી રૂા. ૧૧,૦૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી અજીતનાથ ભગવાનની ટૂંક







પૂર્વે અહીં બીજા તીર્થંકર શ્રી અજીતનાથજી સમ્મેતશિખર પહાડની ઉપર એક હજાર મુનિવરો સાથે પધારી એક મહીનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં અનશન કરી ચૈત્ર સુદ ૫ ને દિને દિવસનાં પૂર્વ ભાગમા મોક્ષે ગયાં. ત્યાર બાદ અયોધ્યાનગરીના ચક્રવર્તી સગરના પૌત્ર રાજા ભગીરથે આ. સાગરસૂરિના ઉપદેશથી આ ટૂંક ઉપર મોટો જિન પ્રાસાદ તથા ૨૦ જિનાલયો બનાવી તેમા શ્રી અજીતનાથજી વિગેરે વીસ તીર્થંકરોની ચૌમુખ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી આ રીતે પહેલો ઉદ્ધાર થયો. આ ટૂંક ઉપર કુલ ૧ અબજ, ૮૦ ક્રોડ, ૮૪ લાખ મુનિવરો મોક્ષે ગયાં હતા. આ ટૂંકની યાત્રા કરવાથી ૩૨ ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

 (જુઓ ઢાળ. ૧ થી ૩)

# શ્રી દત્તધવલ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપસ્વી સા. શ્રી તીર્થશ્રીજી મ.ના શિષ્યા શ્રી સુરપ્રભાશ્રીજી મ. ના સદુપદેશથી શાન્તાબેન માણેકચંદ હ. શેઠ રતિલાલ ગોરધનદાસ મદ્રાસવાળા તરફથી રૂા. ૬,૩૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી સંભવનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં ત્રીજા તીર્થંકર શ્રી સંભવનાથ પ્રભુ આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક માસનું અનશન કરી કાઉસગ્ગ મુદ્રામા ચૈત્ર સુ. ૫ ને દિને બપોર પછી મોક્ષે ગયા. ત્યારબાદ હેમનગરના રાજા હેમદત્તે ગણધર શ્રી વારૂકના ઉપદેશથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો બીજો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર ભ. શ્રી સંભવનાથજીનો નવો ચૌમુખ જિન પ્રાસાદ બનાવ્યો. આ ટૂક ઉપર કુલ ૯ કોડાકોડી, ૭૨ લાખ, ૪૨ હજાર, અને ૫૦૦ મુનિવરો મોક્ષે ગયાં. આ ટૂંકની યાત્રા કરવાથી ૪૨ લાખ પોષધોપવાસનુ ફળ મળે છે



( જુઓ ઢાળ ૫ મી )

# આનંદગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી જૈન રીખવદેવજી મહારાજની પેઢી ઝઘડીયાતીર્થ (ગુજરાત) તરફથી રૂા. ૬,૪૦૩) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી અભિનંદન સ્વામીની ટૂંક





પૂર્વે અહીં ચોથા તીર્થંકર શ્રી અભિનંદન સ્વામી આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી, કાઉસગ્ગ મુદ્રામાં વૈ. સુ. ૮ ને દિવસના પૂર્વ ભાગમા મોક્ષે ગયા. ધાતકીખંડના પુરણપુરના રત્નશેખર રાજાએ આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો ત્રીજો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી અભિનંદન સ્વામીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર ૭૩ કોડાકોડી, ૭૦ ક્રોડ, ૧૭ લાખ, ૪૨ હજાર અને ૭૦૦ મુનિવરો મોક્ષે ગયાં હતાં. આ ટૂંકની યાત્રા કરવાથી એક લાખ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ ૬ ગાથા ૧ થી ૯ )

# અચલગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપસ્વી સા. શ્રી તીર્થશ્રીજી મ. ના સદુપદેશથી સુરત (ગુજરાત) નિવાસી શેઠ મોહનલાલ મગનલાલ બદામી તરફથી રૂા. ૨,૫૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી સુમતિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં પાંચમા તીર્થંકર શ્રી સુમતિનાથજી આ ટૂંક ઉપર ૧૦૦૦ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગમાં રહી ચૈત્ર સુદ ૯ના દિવસના પૂર્વ ભાગમા મોક્ષે ગયા, ત્યાર બાદ પદ્મનગરના આનંદસેન રાજાએ આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો ચોથો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી સુમતિનાથજીનો નવો ચૌમુખ જિન પ્રાસાદ બનાવ્યો આ ટૂંક ઉપર કુલ ૧ કોડાકોડી ૮૪ ક્રોડ, ૭૨ લાખ ૮૧ હજાર અને ૭૦૦ મુનિવરો મોક્ષે ગયાં. આ ટૂંકની યાત્રા કરવાથી એક ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.



(જુઓ ઢાળ. ૬ ગા. ૨૧ થી ૩૩)

# મોહનાગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપાગચ્છાચાર્ય શ્રી વિજયપ્રેમસુરીશ્વરજી મ. ના પટ્ટાલંકાર આચાર્યદેવશ્રી વિજયજંબુસુરીશ્વરજી મ ના સદુપદેશથી શ્રી બીજાપુર (કર્ણાટક) જૈન સંઘ તથા શ્રી કુલપાકજી જૈન યાત્રા સંઘ ( બીજાપુર ) તથા ઘાટકોપર શ્રાવિકા અંબાબેન તરફથી રૂા ૫,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી પદ્મપ્રભુ ભગવાનની ટૂંક







પૂર્વે અહીં છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભુજી આ ટૂંક ઉપર ૩૦૮ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં કા. વ. ૧૧ ના દિવસે બપોર પછી મોક્ષે ગયા. બંગાળના પ્રભાકર નગરના સુપ્રભ રાજાએ આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો પાચમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી પદ્મપ્રભુજીનો ચૌમુખ જિન પ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૯ ક્રોડ, ૮૭ લાખ, ૪૩ હજાર અને ૭૨૭ મુનિવરો મોક્ષે ગયા હતા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

૫ ( જુઓ ઢાળ ૬ ગા. ૨૧ થી ૩૩ )

# પ્રભાસગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી જૈન દેરાસરજી જાગોતરા ( જીલ્લા-શિરોહી ) રાજસ્થાન તરફથી રૂ. ૬,૮૮૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની ટૂંક





પૂર્વે અહીં સાતમા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથજી આ ટૂંક ઉપર ૫૦૦ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં મહા વદિ ૭ ના દિવસે બપોર પહેલાં મોક્ષે ગયા હતા. તથા રાજા ઉદ્યોતે આ તીર્થના સમસ્ત જિનમંદિરોનો છઠ્ઠો ઉદ્ધાર કરાવ્યો. અને પ્રભાસ ટૂંક ઉપર શ્રી સુપાર્શ્વનાથજીનો નવો ચૌમુખ જિન પ્રાસાદ કરાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૪૯ કોડાકોડી, ૮૪ ક્રોડ, ૭૨ લાખ, ૭ હજાર મુનિવરો મોક્ષે ગયા હતા. આ ટૂંકની યાત્રા કરવાથી ૩૨ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ-૭ ગા. ૧ થી ૨૪. )

# લલિતઘટ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શેઠ આણંદજી પરમાણંદજી જૈન પેઢી શ્રી ચન્દ્રપ્રભસ્વામીના નવા દહેરાસરજી ૪૦૯, મીન્ટ સ્ટ્રીટ, મદ્રાસ તરફથી રૂા ૩૫,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી ચંદ્રપ્રભુ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભુ આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં શ્રા. વ. ૭ ના દિવસે બપોર પહેલાં મોક્ષે ગયા તથા પુંડરીક નગરના રાજા લલિતદત્તે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો સાતમો ઉદ્ધાર કરાવ્યો. આ ટૂંક ઉપર શ્રી ચંદ્રપ્રભુજી નો નવો ચૌમુખ જિનપ્રાસાદ કરાવ્યો. આ ટૂંક ઉપર ૮૪ અબજ, ૭૨ ક્રોડ, ૮૦ લાખ, ૪ હજાર અને ૫૫૫ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧૬ લાખ પૌષધોપવાસનું ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૭ મી ગાથા ૨૫ થી ૩૪ )

# સુપ્રભાગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર અચ્છારી ( ગુજરાત ) નિવાસી શેઠ રાયચંદભાઈ ગુલાબચંદજી ના ઘર દહેરાસરજી તરફથી રૂા. ૫,૦૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી સુવિધિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથજી આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી પદ્માસને કાઉસગ્ગ મુદ્રામાં ભા. સુ. ૯ ના દિવસે બપોર પછી મોક્ષે ગયા. તથા શ્રીપુર નગરના હેમપ્રભ રાજાએ આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો આઠમો ઉદ્ધાર કરાવ્યો અને આ ટૂંક ઉપર શ્રી સુવિધિનાથનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૯ ક્રોડ, ૯ લાખ, ૭ હજાર અને ૭૮૦ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૮ ગા. ૧ થી ૧૪ )

# વિદ્યુત્‌ગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી જૈન દહેરાસરજી બરલુટ ( જીલ્લા-શિરોહી રાજસ્થાન. ) તરફથી રૂા. ૮,૫૮૫) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી શીતલનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં દસમા તીર્થંકર શ્રી શીતલનાથજી આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં રહી ચૈત્ર વ. ૨ ના દિવસે બપોર પહેલાં મોક્ષે ગયા ત્યારબાદ માળવાના ભદ્દિલપુર નગરના રાજા મેઘરથે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૧૮ કોડાકોડી. ૪ ક્રોડ, ૩૨ લાખ, ૪૨ હજાર અને ૯૭૫ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

( જુઓ ઢાળ ૮. ગાથા ૧૪ થી ૨૫. )

# સંકુલગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મહારાજની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપસ્વી સા. શ્રી તીર્થશ્રીજી મ. ના સદુપદેશથી મંગુબેન ભુદરભાઇ રામપુરાવાળા, (શેઠ વાડીલાલ હરજીવનદાસનાં ધર્મપત્ની) તરફથી રૂા. ૨,૮૮૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી શ્રેયાંસનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં અગ્યારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથજી આ ટૂંક ઉપર ૧૦૦૦ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં અષાડ વદી ૩ ના દિવસે બપોર પહેલા મોક્ષે ગયા. ત્યારબાદ માળવાના બાલનગરના રાજા આનંદસેને આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો દશમો ઉદ્ધાર કરાવ્યો અને આ ટૂંક ઉપર શ્રી શ્રેયાંસનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૬ કોડાકોડી ૯૬ ક્રોડ, ૯૨ લાખ, અને ૮૯ાા હજાર અને ૫૪૨ ( નેવું હજાર અને બેંતાલીસ ) મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ ૮ મી. ગા. ૨૬ થી ૩૭ )

# નિર્મલગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર અમદાવાદ નિવાસી શેઠ ચીમનલાલ મંગલદાસના સ્મરણાર્થે તેમનાં ધર્મપત્ની મણીબેન તથા સુપુત્રો શેઠ અનુભાઈ, શેઠ બાબુભાઈ તથા શેઠ પ્રવિણભાઈ તરફથી રૂ. ૫,૫૭૫) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી વિમલનાથ ભગવાનની ટૂંક







પૂર્વે અહીં તેરમા તીર્થંકર શ્રી વિમલનાથજી આ ટૂંક ઉપર છ હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં જેઠ વ. ૭ ની મધરાત પહેલાં મોક્ષે ગયા. તથા પૂર્વ મહાવિદેહના કનકાવતી નગરીના રાજા કનકરથે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો અગ્યારમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી વિમલનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૧ ક્રોડ, ૭૬ લાખ ૬ હજાર અને ૭૪૨ મુનીવરો સાથે મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી એક ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૯ ગાથા ૧ થી ૧૫ )

# સ્વયંભૂગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર પ. પૂ. સા. શ્રી સુમંગલાશ્રીજીના ઉપદેશથી જોધપુર (રાજસ્થાન) નિવાસી સુરજકુંવરબેન તથા શ્રાવિકા સંઘો તરફથી રૂા. ૮,૩૨૫) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી અનંતનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથજી આ ટૂંક ઉપર સાત હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં ચૈત્ર સુ. ૫ ની રાત્રે મધરાત પહેલાં મોક્ષે ગયા. તથા કૌશામ્બી નગરીના રાજા બાલસેને વિદ્યાચરણમુનિના ઉપદેશથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો બારમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી અનંતનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૬ કોડાકોડી, ૧૭ ક્રોડ, ૧૭ લાખ, ૧૭ હજાર અને ૭૦૦ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ ૯ ગાથા ૧૬ થી ૫૧ )

# દત્તવરગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી શ્રાવિકા સંઘ, મરીનડ્રાઈવ, મુંબઈ, તરફથી રૂા. ૪,૧૮૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી ધર્મનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં પંદરમા તીર્થંકર શ્રી ધર્મનાથજી આ ટૂંક ઉપર ૧૦૮ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં જેઠ સુ. ૫ ની મધરાત પહેલા મોક્ષે ગયા. તથા પંજાબના શ્રીપુર નગરના ભવદત્તે માસોપવાસી આ. ધર્મઘોષસૂરીના ઉપદેશથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો તેરમો ઉદ્ધાર કરાવ્યો અને ૨૦ જિનાલયોમાં ૨૦ પ્રતિમા બેસાડી તથા આ ટૂંક ઉપર ભ. ધર્મનાથજીનો નવો ચૌમુખ જિન પ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૧૯ કોડા કોડી, ૧૯ ક્રોડ, ૯ લાખ, ૯ હજાર અને ૭૦૦ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૧૦ ગાથા ૧ થી ૫૦ )

# પ્રભાસગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર ખંભાત (ગુજરાત) નિવાસી શેઠ બાબુભાઈ છગનલાલ તરફથી તેમના પિતાશ્રી શેઠ છગનલાલ અમરચંદ તથા માતુશ્રી મણીબેનના સ્મરણાર્થે રૂા. ૧૧,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી શાંતિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથજી આ ટૂંક ઉપર ૯૦૦ મુનિવરો સાથે એક મહિનાનું અનશન કરી પદ્માસને બેસી કાઉસગ્ગ મુદ્રામાં ચૈત્ર વ. ૧૩ ની પહેલી રાત્રે મોક્ષે ગયા. તથા મિત્રપુર નગરના રાજા સુદર્શને શ્રી ચક્રાયુધ ગણધરના ઉપદેશથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો ચૌદમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી શાંતિનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯ ક્રોડાકોડી, ૯ લાખ, ૯ હજાર અને ૯૯૯ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.



( જુઓ ઢાળ ૧૧ થી ૧૬ )

# જ્ઞાનધરગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર કતારગામ (જીલ્લો સુરત-ગુજરાત)ના શ્રી આદીશ્વર ભગવાનના મોટા દેરાસરજી તરફથી રૂા. ૬,૩૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે

## શ્રી કુંથુનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં સત્તરમા તીર્થંકર શ્રી કુંથુનાથજી આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં ચૈત્ર વ. ૧ ની શરૂની રાત્રે મોક્ષે ગયા. ત્યારબાદ વત્સદેશના શાલિભદ્ર નગરના રાજા દેવધરે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો પંદરમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી કુંથુનાથજીનો નવો ચૌમુખ જિન પ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૬ કોડાકોડી, ૯૬ ક્રોડ, ૩૨ લાખ, ૯૬ હજાર અને ૭૪૬ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી એક ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ ૧૭ ગાથા ૧ થી ૨૦ )

# નાટિકગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર વઢવાણ સીટી (સૌરાષ્ટ્ર) નિવાસી શેઠ રતિલાલ, જીવણલાલ, અબજીભાઈ તરફથી રૂ. ૨,૫૦૦] આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરાવવામાં આવ્યો છે.

## શ્રી અરનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં અઢારમા તીર્થંકર શ્રી અરનાથજી આ ટ્રૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં માગશર સુ. ૧૦ ની મધરાત પછી મોક્ષે ગયા. તથા ભદ્રપુર નગરના રાજા આનંદસેને પાસેની પહાડી ઉપરના ભગવાન શાન્તિનાથના બાવન દેવકુલિકાવાળા જિનપ્રાસાદ અધિષ્ઠાયક શ્રી ગરુડયક્ષની પ્રેરણાથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો સોળમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટ્રૂંક ઉપર શ્રી અરનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ કરાવ્યો. આ ટ્રૂંક ઉપર કુલ ૯૯ ક્રોડ, ૯૯ લાખ, ૯૯ હજાર અને ૯૯૯ મુનિવરો મોક્ષે ગયા. આ ટ્રૂંકની યાત્રા કરવાથી ૯૬ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.



( જુઓ ઢાળ ૧૭ ગાથા ૨૧ થી ૪૨ )

# સબલગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી તપાગચ્છ ઉપાશ્રય જુનાગઢ (સૌરાષ્ટ્ર) તરફથી રૂા. ૨,૫૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી મલ્લિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથજી આ ટૂંક ઉપર ૫૦૦ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામા ફાગણ સુ. ૧૨ ની રાતે શરૂમાં મોક્ષે ગયા ત્યારબાદ કલિંગદેશના શ્રીપુરનગરના રાજા અમરદેવે એક મુનિવરના ઉપદેશથી આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો સત્તરમો ઉદ્ધાર કરાવ્યો અને આ ટૂંક ઉપર શ્રી મલ્લિનાથજી પ્રભુનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર ૯૬ કરોડ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી એક ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૧૮ ગાથા ૧ થી ૧૨ )

# નિર્જરગિરિ ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી જૈન શ્વેતામ્બર પેઢી છાણી (ગુજરાત) તરફથી રૂા. ૬,૮૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી મુનિસુવ્રતસ્વામિ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામિ આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી કાઉસગ્ગ મુદ્રામાં વૈ. વ. ૯ ની રાત્રે શરૂમાં મોક્ષે ગયા. ત્યારબાદ રત્નપુરી નગરીના રાજા સોમદેવે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો અઢારમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી મુનિસુવ્રતસ્વામિનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૯૯ કોડાકોડી, ૯૭ ક્રોડ, ૯ લાખ, અને ૯૯૯ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.

 ( જુઓ ઢાળ ૧૮. ગાથા ૧૩ થી ૧૫. )

# મિત્રધર ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપસ્વી સા. શ્રી તિર્થશ્રીજી મ. નાં શિષ્યા શ્રી સુરપ્રભાશ્રીજી મ. ના સદુપદેશથી શ્રી શ્રાવિકા સંઘ રાણપુર (સૌરાષ્ટ્ર) તથા શ્રી શ્રાવિકા સંઘ પુના (મહારાષ્ટ્ર) તરફથી રૂા. ૨,૫૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

## શ્રી નમિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં એકવીસમા તીર્થંકર શ્રી નમિનાથજી આ ટૂંક ઉપર એક હજાર મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી પદ્માસને બેસી કાઉસગ્ગ મુદ્રામાં ચૈત્ર વ. ૧૦ ની મધરાત પછી મોક્ષે ગયા. ત્યારબાદ શ્રીપુર નગરના રાજા મેઘદત્તે આ તીર્થના સમસ્ત જિન મંદિરોનો ઓગણીસમો ઉદ્ધાર કરાવ્યો. અને આ ટૂંક ઉપર શ્રી નમિનાથજીનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૧ ક્રોડાક્રોડી. ૪૫ લાખ, ૪૯ હજાર ૯૦૦ મુનિવરો મોક્ષે ગયા. આ ટૂંકની યાત્રા કરવાથી એક ક્રોડ પૌષધોપવાસનું ફળ મળે છે.


( જુઓ ઢાળ ૧૮ ગાથા ૧૬ થી ૨૦ )

# પાર્શ્વનાથ ભગવાનની ટૂંક

આ સુવર્ણભદ્રગિરિ ટૂંક ઊંચી ટેકરી ઉપર છે. ૮૦ પગથિયાં ચઢીને ઉપર મંદિરમાં જવાય છે. ટૂંક બહુ ઉંચી છે. વાદળાં હોય ત્યારે ચારે બાજુથી મોટો ઘટાટોપ લાગે છે. આથી આ ટુંકનું બીજુ નામ મેઘાડંબર ટુંક પણ મળે છે.

વળી છેલ્લા ૨૩ મા ભગવાન શ્રી પાર્શ્વનાથ અહીં મોક્ષે ગયા છે. તેથી સાધારણ જનતા આને પાર્શ્વનાથ પહાડ – પાર્શ્વનાથ હીલ (Parshvanath Hill) થી ઓળખે છે.

અહીંની પોસ્ટ ઓફીસનું નામ પારસનાથ છે. અને રેલ્વે સ્ટેશનનું નામ પણ પારસનાથ હીલ–ઈસરી છે.

## શ્રી પાર્શ્વનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજી સુવર્ણભદ્ર ટૂંક ઉપર ૩૩ મુનિવરો સાથે એક મહિનાના ઉપવાસ કરી ખડ્ગાસને કાઉસગ્ગ મુદ્રામા શ્રાવણ સુદ ૮ ની રાતે પૂર્વ ભાગમાં મોક્ષે ગયા ત્યારબાદ આનંદ દેશના ગંધપુર નગરના રાજા પ્રભસેને વીશ સ્થાનક તપ કરી આ. દિનકરસૂરિના ઉપદેશથી આ તીર્થનાં સમસ્ત જિન મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. અને સુવર્ણભદ્ર ટૂંક ઉપર શ્રી પાર્શ્વનાથ પ્રભુનો નવો ચૌમુખ જિનપ્રાસાદ બનાવ્યો. આ ટૂંક ઉપર કુલ ૨૪ લાખ મુનિવરો મોક્ષે ગયા આ ટૂંકની યાત્રા કરવાથી ૧ ક્રોડ પૌષધોપવાસનુ ફળ મળે છે.

 (જુઓ ઢાળ ૧૯. ગાથા ૨૨ થી ૨૪ અને ઢાળ ૨૦. ગાથા ૧ થી ૩૬)

# સુવર્ણભદ્ર ટૂંક ( મેઘાડંબર ટૂંક )

તપાગચ્છીય આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનન્દસાગર સૂરીશ્વરજી મ. ના પટ્ટાલંકાર આચાર્યશ્રી ચન્દ્રસાગર સૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી આ ટૂંકના જીર્ણોદ્ધારમાં રૂ। ૫૧,૦૦૦) શ્રી ગુજરાત તપાગચ્છ સંઘ કલકત્તા તરફથી મળ્યા છે.



શ્રી પાર્શ્વનાથજી ની ટૂંકનો બ્હારનો દેખાવ

શ્રી તપાગચ્છીય પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજકી આજ્ઞાનુયાયી સ્વ૦ બાલ બ્રહ્મચારીણી સુસાધ્વી શ્રી શિવશ્રીજી એવં ઉનકી શિષ્યા સ્વ૦ શાન્ત સ્વભાવી શ્રી હેમશ્રીજી ઉનકી શિષ્યા તપસ્વી શ્રી તીર્થશ્રીજી એવં ઉનકી શિષ્યા વિદુષી શ્રી રંજનશ્રીજી મહારાજકી પ્રેરણાસે શ્રી સમ્મેતશિખરજી મહા તીર્થકા જીર્ણોદ્ધાર કરાયા હૈ. વીર સંવત ૨૪૮૭ વિક્રમ સંવત ૨૦૧૭

શ્રી પાર્શ્વનાથ પ્રભુજીકી ટૂક કે જીર્ણોદ્ધારમેં નિમ્નલિખિત રકમ મેં પા હુઇ હૈ.

રૂા. ૧,૨૫,૦૦૦ શ્રી અનન્તનાથજી દહેરાસર બોમ્બાઇ.
રૂા. ૫૧,૦૦૦ શ્રી ગુજરાતી જૈન શ્વેતામ્બર તપાગચ્છ સંઘ કલકત્તા
રૂા ૧૧,૦૦૧ શ્રી નરેન્દ્રસિંહ સિંધી કલકત્તા
રૂા ૨,૫૦૧ શ્રી પન્નાલાલ ઉમાભાઇ અહમદાબાદ.
રૂા. ૨,૫૦૦ શ્રી ભાવનગર જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ હા. શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢી, ભાવનગર.

# આદિનાથ ભગવાનની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર બરલુટ (જીલ્લા-શિરોહી રાજસ્થાન.) નિવાસી શેઠ ધનરૂપજી, કેસરીમલજી, કાન્તીલાલજી, વીરચંદજી, થાનમલજી તથા દેલદેર, (જીલ્લા-શિરોહી રાજસ્થાન) નિવાસી શેઠ હીરાચંદજી, થાનમલજી, ભુરમલજી, કાન્તીલાલજી, નાથમલજી, તરફથી રૂા. ૮,૫૮૫) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

### શ્રી આદિનાથ ભગવાનની ટૂંક



પૂર્વે અહીં ભગવાન ઋષભદેવજી દશ હજાર મુનિવરો સાથે ૬ દિવસનું અનશન કરી પર્યંકાસને અષ્ટાપદ પર્વત ઉપર પોષ વદ ૧૩ ના દિવસે પૂર્વાહ્ન કાળમા મોક્ષે ગયા.

આ ટૂંક અહિં સંવત ૧૯૨૫ થી ૧૯૩૩ સુધીમા યાત્રિકોના દર્શનાર્થે બનાવવામાં આવી છે.

પૂ. આ. ધર્મઘોષસૂરિ લખે છે કે ભગવાન ઋષભદેવ તથા તેમના મુનિવરો શ્રી સમ્મેતશિખર ઉપર વિચર્યા હતા.

 (સમ્મે કલ્પ શ્લોક ૧૦)

# વાસુપૂજ્યસ્વામીની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર મુંબઈ, પ્રીન્સેસ સ્ટ્રીટ, દેવકરણ મેન્શનના શેઠ મુળચંદ બુલાખીદાસના શ્રી અજીતનાથજી ભગવાનના ઘર દહેરાસરજી તરફથી રૂા. ૬,૨૦૫) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

**શ્રી વાસુપૂજ્ય ભગવાનની ટૂંક**







બારમા ભગવાન શ્રી વાસુપૂજ્યસ્વામી ૬૦૦ મુનિવરો સાથે એક મહિનાનું અનશન કરી કાઉસગ્ગ મુદ્રામાં અષાડ સુદ ૧૪ ના દિવસે બપોર પછી ચંપાપુરી ( મંદાર હીલ ) મા મોક્ષે ગયા.

આ ટૂક સં. ૧૯૨૫ થી ૧૯૩૩ મા અહીં યાત્રિકોના દર્શનાર્થે બનાવવામાં આવી છે.

# નેમનાથ ભગવાનની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપસ્વી સા. શ્રી તીર્થશ્રીજી મ. ની શિષ્યા સા. શ્રી રંજનશ્રીજી મ. ની શિષ્યા સા. શ્રી સરસ્વતીશ્રીજી મ. ના સદુપદેશથી તેમના સંસારી ભાઇઓ શ્રી મરચન્ટ સોસાયટી નિવાસી સ્વ. શેઠ છગનલાલ લક્ષ્મીચંદ તથા સ્વ. શેઠ મણિલાલ લક્ષ્મીચંદ તથા સ્વ. શેઠ બાલાભાઇ લક્ષ્મીચંદ તથા શ્રીયુત ભોગીલાલ લક્ષ્મીચંદ અમદાવાદવાળા તરફથી રૂા. ૯,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી નેમનાથ ભગવાનની ટૂંક



બાવીસમા તીર્થંકર ભગવાન નેમનાથજી ૫૨૬ મુનિવરો સાથે એક મહિનાનુ અનશન કરી પર્યંકાસને બેસી ગિરનાર પર્વત ઉપર અષાડ સુદ ૮ ની રાતના પૂર્વ ભાગમા મોક્ષે ગયા.

આ ટૂંક વિ. સં. ૧૯૨૫ થી ૧૯૩૩ મા અહીં યાત્રિકોના દર્શનાર્થે બનાવવામાં આવી છે.

# મહાવીરસ્વામી ભગવાનની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર જાવાલ (રાજસ્થાન) નિવાસી શેઠ ભૂરમલજી, મૂલચંદજી તથા ગુલાબચંદજી, ચુનીલાલજી તથા શેઠ બાબુલાલજી તથા શેઠ સાકરચંદજી, તથા મનરૂપજી ગુલાબચંદજી તથા શેઠ સાકરચંદજી કોજમલજી તથા શેઠ સાકરચંદજી રાજાજી તરફથી રૂા. ૬,૮૦૧] આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી મહાવીરસ્વામી ભગવાનની ટૂંક



ચોવીશમા ભગવાન શ્રી મહાવીરસ્વામી એકાકી બે ઉપવાસ (છઠ્ઠ) કરી સમોવસરણમાં પર્યંકાસને ગુજ૦ આસો ( હિન્દી કાર્તિક ) વ. ૦)) ની રાતે છેલ્લે પહોરે સર્વાર્થસિદ્ધ મુહૂર્તમાં પાવાપુરીમાં મોક્ષે ગયા. આ ટ્રંક સંવત ૧૯૨૫ થી ૧૯૩૩માં અહિં યાત્રિકોના દર્શનાર્થે બનાવવામા આવી છે.

ભગવાન મહાવીરસ્વામી અહીં મોક્ષે ગયા નથી. પરંતુ સંભવ છે કે મુનિપણામાં (છદ્મસ્થાવસ્થામાં ) અહીં પધાર્યા હોય કેમકે સમ્મેતશિખરની તળેટીના મધુવન પાસે જમ ગામની પાસેની ઋજુવાલુકા નદીના (બાકર નદી) ના કીનારે શામજીના ખેતરમા સાલ નામના વૃક્ષની નીચે વૈ. સુ. ૧૦ ની સાંજે ઉત્કટીકાસન મુદ્રામા કેવલજ્ઞાન પામ્યા છે. એટલે આ તીર્થમા તેઓના ચરણ સ્પર્શ થયા છે.

# શ્રી ઋષભાનન શાશ્વત જિનની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર શ્રી આદિનાથજી જૈન શ્વેતામ્બર મંદિર ચીકપેઠ, બેંગલોર તરફથી રૂા. ૧૦,૦૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી ઋષભાનન શાશ્વત જિનની ટૂંક



નોંધ :— શ્રી ઋષભ-ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન આચારે શાશ્વતા તીર્થંકરોની ટૂંકો વિ. સં. ૧૯૨૫ થી ૧૯૩૩ સુધીમાં જૈન સંઘે બનાવી છે.

# શ્રી ચંદ્રાનન શાશ્વત જિનની ટૂંક

વિ. સં. ૨૦૧૭ આ. શ્રી રંજનશ્રીજી મહારાજની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર અમદાવાદ ( રાજનગર ) માં શ્રી આચાર્યદેવ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી મ. ના પટ્ટધર ઉપાધ્યાય (હાલના આચાર્ય) શ્રી દેવેન્દ્ર-સાગરજી મ.ની નિશ્રામાં શેઠ મોહનલાલ છોટાલાલ તથા શેઠ મુલચંદભાઇ છોટાલાલ તરફથી કરાવેલા શ્રી ઉપધાન તપની સં. ૨૦૧૪ ના મહા સુદ ૫ ના દિને માળની ઉછામણીની ઉપજમાંથી રૂા. ૧૨,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી ચંદ્રાનન શાશ્વત જિનની ટૂંક





# શ્રી વારિષેણ શાશ્વત જિનની ટૂંક



વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મહારાજની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર કાશીબ્હેન વનેચંદજી એટજી કોઈમ્બતુર વાળા તરફથી રૂા. ૯,૦૦૧) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

# શ્રી વર્ધમાન શાશ્વત જિનની ટૂંક



વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મહારાજની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર આંતરમંડવાડીયા (રાજસ્થાન) નિવાસી શેઠ પુનમચંદજી પોખરાજજી તરફથી રૂા. ૩,૦૨૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધાર-સમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

# શ્રી શુભસ્વામી ગણધરની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી શ્રી પાર્શ્વનાથભગવાન ના પ્રથમ ગણધર શ્રી શુભસ્વામીની આ ટૂંકનો જીર્ણોદ્ધાર તપાગચ્છીય પ પૂ. આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ. ના પટ્ટધર પૂ. આચાર્ય શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મ. ની શુભ નિશ્રામાં અમદાવાદ શેઠ હઠીભાઈની વાડીમાં તપસ્વી સાધ્વીશ્રી તીર્થશ્રીજી મ. ના શિષ્યા શ્રી સમ્મેતશિખરતીર્થ ઉદ્ધારક સાધ્વીશ્રી રંજનશ્રીજી મહારાજજીએ કરેલ શ્રી વર્ધમાનતપની ૫૩ મી ઓળીના પારણા નિમિત્તે થયેલ ૫૩ છોડનું ઉજમણું અને તેમના સદુપદેશથી શેઠ વાડીલાલ સાંકળચંદ તરફથી ઉપધાન તપની મહાન આરાધના થયેલ તેમાં માળની ઉપજમાંથી રૂા. ૧૨,૫૦૭ આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી શુભસ્વામી ગણધરની ટૂંક







# શ્રી ગૌતમસ્વામીની ટૂંક

વિ. સં. ૨૦૧૭ સા. શ્રી રંજનશ્રીજી મ. ની પ્રેરણાથી આ ટૂંકનો જીર્ણોદ્ધાર બિલીમોરા (ગુજરાત) નિવાસી શેઠ નાનચંદ વેલજીના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની મણીબ્હેન નાનચંદ તરફથી રૂા. ૨૦,૦૦૦) આપી શ્રી સમ્મેતશિખરજીતીર્થ જીર્ણોદ્ધારસમિતિ દ્વારા કરવામાં આવ્યો છે.

શ્રી ગૌતમસ્વામી ગણધરની ટૂંક





# જલમંદિર મુખ્ય ગભારામાં





તીર્થપતિ મૂળનાયકજી

શ્રી સંભવનાથ પ્રભુ **શ્રી શામળા પાર્શ્વનાથ પ્રભુ** શ્રી અભિનંદનસ્વામી પ્રભુ

(૨) શામળા પાર્શ્વનાથ પ્રભુનો લેખ:—
મોટી મારડ નિવાસી (સૌરાષ્ટ્ર) હાલ કલકત્તા, મહેતા મોતીચંદ રૂગનાથ કુટુંબના શ્રેયાર્થે તેમના સુપુત્ર અંદરજી મોતીચંદ અને તેમનાં ધર્મપત્ની અ. સૌ લીલાવંતી બહેન, તથા મગનલાલ મોતીચંદ અને તેમનાં ધર્મપત્ની અ. સૌ. કુસુમબેન તથા ભાઈ પ્રભુદાસ મોતીચંદ અને દીલીપકુમાર અંદરજીએ રૂ. ૧,૧૬,૦૦૧) માં બોલી બોલી પ્રતિષ્ઠા કરાવેલ છે. સંવત ૨૦૧૭ના મહા વદી ૭ ને બુધવાર 8th. Feb. 1961.

(૧) સંભવનાથ પ્રભુનો લેખ:—
શિવગંજ નિવાસી સંઘવી શેઠ ગેમરાજ ફતેચંદ મુલચંદ જોરાવરમલ રમણિકલાલ જયંતિલાલ તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

(૩) અભિનંદન સ્વામી પ્રભુનો લેખ:—
ચુડા નિવાસી શાંતિલાલ ચુનીલાલના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની કસ્તુરબેન તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

# જલ મંદિર જમણી બાજુના ગભારામાં



શ્રી પાર્શ્વનાથ પ્રભુ **શ્રી સહસ્ત્રફણા પાર્શ્વનાથ પ્રભુ** શ્રી પાર્શ્વનાથ પ્રભુ

**(૨) શ્રી સહસ્ત્રફણા પાર્શ્વનાથ પ્રભુનો લેખ:—**
અમદાવાદ નિવાસી સંઘવી શેઠ માણેકલાલ મનસુખભાઇના ધર્મપત્ની સૌભાગ્યલક્ષ્મીબેન તથા સુપુત્ર રાજેન્દ્રકુમાર તથા સુપુત્રી ઇન્દુમતીબેન તથા પુત્રવધુ સુબોધકુમારી તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

**(૧) શ્રી પાર્શ્વનાથ પ્રભુનો લેખ:—**
પાલજ નિવાસી શેઠ બાબુલાલ છોટાલાલ ઘી વાલા ( મુંબઈ ) ના માતુશ્રી સમરતબેન તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

**(૩) શ્રી પાર્શ્વનાથ પ્રભુનો લેખ:—**
પાલનપુર નિવાસી સ્વર્ગવાસી શેઠ કેશવલાલ રવચંદ ભણશાલીના સ્મરણાર્થે હસ્તે સરસ્વતીબેન તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

# જલ મંદિર ડાબી બાજુના ગભારામાં



શ્રી પાર્શ્વનાથ ભગવાન　　**શ્રી પદ્મપ્રભુ**　　શ્રી આદિનાથ પ્રભુ

(૨) શ્રી પદ્મપ્રભુ ભગવાનનો લેખ:—

અચ્છારી નિવાસી શેઠ રાયચંદ ગુલાબચંદ ના સુપુત્ર શાતિલાલ તથા સુંદરલાલ તથા પુત્રવધુ ઇન્દુમતીબેન તથા સ્નેહપ્રભાબેન તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

(૧) શ્રી પાર્શ્વનાથ પ્રભુનો લેખ:—

સુરત નિવાસી શેઠ મોહનલાલ મગનલાલ બદામી તથા તેમના ધર્મપત્ની મોતનગૌરી તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

(૩) શ્રી આદિનાથ પ્રભુનો લેખ:—

બાલાપુર નિવાસી શેઠ લાલચંદ ખુશાલચંદ ના ધર્મપત્ની સમરતબેન તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે પધરાવેલ છે.

# જલ મંદિર રંગમંડપ



અજીતનાથ—સંભવનાથ—અભિનંદનસ્વામી

આ તીર્થ ઉપર મુક્તિપદને પામેલા ૨૦ પ્રભુજીના વીસ ગોખલા તથા તેના પરના લેખો.

**(૧) શ્રી અજીતનાથ:-**
પ્રાગવાટ જ્ઞાતીય શ્રીયુત મોતીજીના સુપુત્ર કપુરચંદ તથા તારાચંદ જાવાલ. જીલ્લો, સીરોહી.

**(૨) શ્રી સંભવનાથ:-**
સંઘવી કાનમલજી સીંગીના ધર્મપત્ની ઉગમબાઇ પાલી, મારવાડ.

**(૩) શ્રી અભિનંદનસ્વામી:-**
સંઘવી કાનમલજી સીંગીના ધર્મપત્ની ઉગમબાઈ પાલી, મારવાડ.

**(૪) શ્રી સુમતિનાથજી:-**

સંઘવી મણીલાલ તથા કેશવલાલ માણેકચંદ તથા રમણલાલ મણીલાલ દિલીપ કુમાર તથા દિપકકુમાર, પુના. મહારાષ્ટ્ર.

**(૫) શ્રી પદ્મપ્રભુ:-**
શેઠ હીરાભાઇ નગીનભાઈ જરીવાલા સુરત.

**(૬) શ્રી સુપાર્શ્વનાથ:-**
શેઠ નેમચંદ જીવણજીના સુપુત્ર મહેન્દ્ર-કુમાર તથા માતુશ્રી સુરજબેન, બાજીપુરા



સુમતિનાથ — પદ્મપ્રભુ — સુપાર્શ્વનાથ

# જલ મંદિર રંગમંડપ



ચંદ્રપ્રભુ — સુવિધિનાથ — શીતલનાથ

(૭) શ્રી ચંદ્રપ્રભુ:-

શ્રેષ્ટિવર્ય ચીમનલાલ દોલતરામ તથા તેમના સુપુત્ર બાબુભાઈ, માણસા.

(૮) શ્રી સુવિધિનાથ:-

શેઠ રાયચંદ ગુલાબચંદ ના સુપુત્રો શાંતિલાલ તથા સુંદરલાલ, અચ્છારી.

(૯) શ્રી શીતલનાથ:-

શા. ખીમચંદજી અસલાજી તથા તારાચંદજી ખીમચંદજી તથા ભરતકુમાર તારાચંદ ખીવસરા પૂનાવાલા

માંડોલીનગર. (રાજસ્થાન)

(૧૦) શ્રી શ્રેયાંસનાથ:-

શા. ત્રિભોવનદાસ છગનલાલની સુપુત્રીઓ ચંપાબેન, પ્રભાવતીબેન તથા લીલાવતી બેન. ગોધાવી. (ગુજરાત)



શ્રેયાંસનાથ



વિમલનાથ

યક્ષદેવ :- કડી નિવાસી સંઘવી ચીમનલાલ પુંજાલાલના શ્રેયાર્થે હા. કસ્તુરભાઈ તરફથી પધરાવેલ છે.

યક્ષિણીદેવી :- સ્વ. શા વર્ધમાન ટોકરશી ગં સ્વ. રાજકોર, સુપુત્ર હીરાલાલ, પ્રભુદાસ, અ. સૌ. કમલાવતી, પાનવંતી કેશવલવાળા તરફથી.

પ્રાસાદદેવી :- કલકત્તા નિવાસી શેઠ લક્ષ્મીચંદ જગજીવનદાસ દોશી તરફથી સ્વકુટુંબ શ્રેયાર્થે

ધ્વજાદંડ :- ગેમરાજ એન્ડ સન્સ મદ્રાસવાલાના ભાગીદાર ફતેચંદ મૂલચંદ મકનચંદ બાબુલાલ. સુમેરમલ છગનલાલ. માણેકચંદ ઘેવરચંદ તરફથી

**(૧૧) શ્રી વિમલનાથ:-**
શ્રી જૈનમાર્ગપ્રભાવકસભા, શ્રાવકો ઋષભદાસ, સાંકલચંદ, કપુરચંદ, મીઠાલાલ તથા છગનલાલ વિગેરે, મદ્રાસ.



અનંતનાથ — ધર્મનાથ — શાંતિનાથ

**(૧૨) શ્રી અનંતનાથ:-**
શ્રેષ્ઠિવર્ય મોહનલાલ દોલતરામ ધર્મપત્ની નાથીબાઈ તથા સુપુત્ર સેવંતીલાલ, માણસા

**(૧૩) શ્રી ધર્મનાથ:-**
પ્રાગવાટ જ્ઞાતીય કોઠારી શાહ મગરાજજી લક્ષ્મીચંદજી તથા ઈન્દ્રમલ વિગેરે શાહ હજારીમલ જવાનમલજી બાંખલી.
[ રાજસ્થાન ]

**(૧૪) શ્રી શાંતિનાથ:-**
શાહ રસિકલાલ મણિલાલ તથા સુભદ્રા બેન જયંતિલાલ, અમદાવાદ.

# જલ મંદિર રંગમંડપ



કુંથુનાથ — અરનાથ — મલ્લીનાથ

**(૧૫) શ્રી કુંથુનાથ:-**
શેઠ માણેકચંદ લોઢા ભવાનીમંડી
શેઠ ચંદાજી ભુરમલ અલીરાજપુર

**(૧૬) શ્રી અરનાથ:-**
બાબા સોલંકી ગોત્રીય શાહ છોગમલજી હંસરાજજી તથા ધર્મપત્નિ અ. સૌ. પંકુબાઇ છોગમલજી શિવગંજ [મારવાડ]

**(૧૭) શ્રી મલ્લીનાથ:-**
શેઠ પોપટલાલ ગીરધરલાલ,
( શેઠ વાડીલાલ સાંકળચંદ ) અમદાવાદ.

**(૧૮) શ્રી મુનિસુવ્રતસ્વામી:-**
હીરાચંદ કસ્તુરચંદ તથા ધર્મપત્નિ મંગલાવતી, સુરત.

**(૧૯) શ્રી નમીનાથ:-**
સંઘવી મીઠાલાલ કાનમલજી, પાલી [મારવાડ]

**(૨૦) શ્રી પાર્શ્વનાથ:-**
સંઘવી મીઠાલાલ કાનમલજી, પાલી [મારવાડ]



મુનિસુવ્રત — નમીનાથ — પાર્શ્વનાથ

# જલમંદિર ઉપર લખાયેલા શિલાલેખો







**શ્રી શામલા પાર્શ્વનાથાય નમ:**

તપાગચ્છીય આગમોદ્ધારક આનન્દસાગરસૂરીશ્વર પટ્ટધર આચાર્યશ્રીમાણિક્યસાગરસૂરિભિઃ આચાર્યશ્રી ચંદ્રસાગરસૂરિશિષ્યોપાધ્યાય શ્રી દેવેન્દ્રસાગરૈઃ યોગનિષ્ટ આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિશ્વર પટ્ટધર આચાર્યશ્રી કીર્તીસાગરસૂરિ પ્રશિષ્યોપાધ્યાયશ્રી કૈલાસસાગરૈ તથા ગણિવર્યશ્રી ચિદાનંદસાગરૈઃ યુતૈઃ શ્રી સમ્મેતશિખર મહાતીર્થે જલમન્દિરે શ્રી જિનબિમ્બાનાં પ્રતિષ્ઠા કારિતેતિ વીર સંવત ૨૪૮૭ વિક્રમ સંવત ૨૦૧૭ ફાલ્ગુન કૃષ્ણ સપ્તમ્યાં બુધવાસરે.

**જલમંદિર**

**શ્રી શામલા પાર્શ્વનાથાય નમ:**

તપાગચ્છીય આગમોદ્ધારક આચાર્યશ્રી આનન્દસાગરસૂરીશ્વરાણાં આજ્ઞાનુવર્તિની સુસાધ્વીશ્રી શીવશ્રીજી તચ્છિષ્યા શ્રી તિલકશ્રીજી તચ્છિષ્યા શ્રી હેમશ્રીજી તચ્છિષ્યા શ્રી વર્ધમાનતપસઃ ઓલી પૂરયિત્રી શ્રો તીર્થશ્રીજી તચ્છિષ્યા વિદુષી સાધ્વી રંજનશ્રીઃ કાર્યદક્ષા સૂરપ્રભાશ્રીશ્ચ તયો સત્પ્રેરણયા શ્રી સમ્મેતશિખર મહાતીર્થે એકોનત્રિંશત્ દેવકુલિકા જલમન્દિર પ્રભૃતિના ભારતવર્ષીય શ્વેતાંબર જૈનસકલસંઘેન શ્રી સમ્મેતશિખરતીર્થ જીર્ણોદ્ધારસમિતિદ્વારેણ અયં જીર્ણોદ્ધાર કારિત ઇતિ. વીર સંવત ૨૪૮૭ વિક્રમ સંવત ૨૦૧૭ ફાલ્ગુન કૃષ્ણ સપ્તમ્યા બુધવાસરે.

## સંવત ૨૦૧૭ માં જીર્ણોદ્ધાર થયા પહેલાંની જીર્ણ હાલતની કેટલીક ટુંકોનાં દ્રશ્યો.








# શ્રી સમેતશિખર પ્રતિષ્ઠાના પ્રાસગિક ફોટાઓ.



કલ્યાણકના વરઘોડા પ્રસંગનુ ચિત્ર નં. ૧. ( પ્રભુજીનો રથ. )



દિક્ષા કલ્યાણકના વરઘોડા પ્રસંગનુ ચિત્ર નં. ૨
પ્રભુની છાબ લઇ બ્હેનો રથ પાછળ આવી રહી છે.



શ્રી સમેતશિખર પહાડના અધિષ્ઠાયક દેવ
શ્રી ભોમિયાજી મહારાજ



જળમંદિરનાં પગથીયા ઉતરતા
પૂ રંજનશ્રીજી મ. તથા તેમનો પરિવાર.



સુરતના શ્રેષ્ઠિ શ્રી બાબુભાઈ આદિ
ક્રિયાકારકો વિધિ કરાવે છે.



પ્રતિષ્ઠાકારક શેઠ અંદરજીભાઈ માઇક પાસેછે, અને
સંગીતકાર ગજાનનભાઈ પ્રભુગુણ ગાઈ રહ્યા છે.



પૂ. રંજનશ્રીજી મ. ની ત્રેપન ઓળી (૬૧૧) આયંબીલ ની પૂર્ણતા નિમિત્તે
હઠીભાઈની વાડીમાં થયેલ ઉપધાન તપના પ્રસંગનું દ્રશ્ય.
પ. પૂ આચાર્ય માણેકસાગરસૂરિશ્વરજી મ. જમણી બાજુ પૂ. હંસસાગરજી મ. પાસેના ભાગમાં ચંદ્રોદયસાગરજી મ. લબ્ધિસાગરજી મ. તથા કંચનવિજયજી મ. ડાબી બાજુ બાલમુનિ પુણ્યોદયસાગરજી મહારાજ આરાધકોને વાસક્ષેપ નાખી રહેલ છે.





પ્રતિષ્ઠા પ્રસંગે મધુવન ધર્મશાળામાં વ્યાખ્યાન પ્રસંગનુ દ્રશ્ય.



રાત્રે ભાવના પ્રસંગે સંગીતકાર ઘનશ્યામભાઇનું ભાવવાહી સંગીત ચાલી રહ્યુ છે.



પ્રતિષ્ઠા પ્રસંગે આવેલ દાદર સ્વયંસેવક મંડળ.

# શ્રી સમેતશિખરતીર્થ જીર્ણોદ્ધારસમિતિ પૈકીના સભ્યો.





ચંદુલાલ * નરેંદ્રસિંહજી * શેઠ રાજેન્દ્રકુમાર * રાયચંદ * પાનાચંદ
નાગરદાસ સિંધી માણેકલાલ ગુલાબચંદ સાકરચંદ

નિર્મલકુમાર નવલખા





રતીલાલ ગોરધનદાસ



ચીમનલાલ ગોકળદાસ



નેમચંદ જીવણચંદ

# શ્રી સમેતશિખરજી તીર્થદર્શન

## વિભાગ-૨

# જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠામહોત્સવ

[ ૧ ]

## શ્રી સમેતશિખરજી મહાતીર્થની યાત્રા

બાલબ્રહ્મચારિણી શ્રમણીકુલવિભૂષણા સાધ્વી શ્રી રંજનશ્રીજી મહારાજને કેટલાક વખતથી શ્રી સમેતશિખર મહાતીર્થની યાત્રા કરવાની ઉત્કટ ભાવના જાગી હતી. પરંતુ ભાવના, ઇચ્છા, આકાંક્ષા કે અભિલાષા તરત ફળતી નથી. તેને ફળવા માટે યોગ્ય સમયની આવશ્યકતા રહે છે. આવો સમય સં. ૨૦૦૯ ના મુંબઈ-કુર્લાનાં ચાતુર્માસ પછી તરત આવ્યો અને તેમણે એક મંગલ પ્રભાતે એ મહાતીર્થ ભણી પ્રયાણ કર્યું.

આ વખતે તેમની સાથે નીચેનો સાધ્વીસમુદાય હતો :—

| | | |
|---|---|---|
| (૧) રૈવતીશ્રીજી | (૯) ધર્માનન્દશ્રીજી | (૧૭) શમદમાશ્રીજી |
| (૨) મલયાશ્રીજી | (૧૦) મોક્ષાનંદશ્રીજી | (૧૮) કૈવલ્યશ્રીજી |
| (૩) રાજેન્દ્રશ્રીજી | (૧૧) શુભોદયાશ્રીજી | (૧૯) કરુણાશ્રીજી |
| (૪) સુમંગલાશ્રીજી | (૧૨) સુલક્ષણાશ્રીજી | (૨૦) ભવ્યાનંદશ્રીજી |
| (૫) સુવ્રતાશ્રીજી | (૧૩) નરેંદ્રશ્રીજી | (૨૧) રિપુજિતાશ્રીજી |
| (૬) રોહિતાશ્રીજી | (૧૪) અભ્યુદયાશ્રીજી | (૨૨) જયંકરાશ્રીજી |
| (૭) પ્રગુણાશ્રીજી | (૧૫) રત્નપ્રભાશ્રીજી | (૨૩) અમૃતશ્રીજી |
| (૮) ક્ષીરભદ્રાશ્રીજી | (૧૬) સુસીમાશ્રીજી | |

મુંબઈથી વિહાર કરીને શિખરજી પહોંચવા માટે લગભગ તેરસો-ચૌદસો માઈલનો વિહાર કરવો પડે. તેમાં રસ્તા અજાણ્યા આવે, જૈન વસ્તીવાળાં ગામો હોય નહિ, મુકામ પણ કોઈ હવડ ધર્મશાળામાં નિશાળની પરશાળમાં કે કોઈ ગૃહસ્થે આપેલા ઓરડા કે ઓટલા પર કરવા પડે. આહાર-પાણી મેળવવાની પણ એટલી જ મુશ્કેલી હોય. પરંતુ પૂજ્ય રંજનશ્રીજી મહારાજ અને તેમની સાથેના સાધ્વી સમુદાયે આ

કઠિન-દીર્ઘ વિહાર ઘણા ઉમંગથી કર્યો અને સાથે વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ પણ ચાલુ રાખી. તેમની આ ભવ્ય તિતીક્ષા અને તપોવૃત્તિને કોણ શ્રદ્ધાંજલિ નહિ સમર્પે ?

વસંત ઋતુમાં ગિરિરાજની આસપાસનો પ્રદેશ અત્યંત રમણીય બની જાય છે.* એ રમણીય પ્રદેશને વટાવી પૂ૦ રંજનશ્રીજી મહારાજ તેમના સાધ્વી સમુદાય સાથે ચૈત્રસુદિ ૧૪ ના દિવસે મધુવનમાં પધાર્યા અને ત્યાંનાં ભવ્ય જિનાલયોનાં દર્શન કરીને કૃતાર્થ થયા. જેની ચિરકાલથી પિપાસા હતી, તે વસ્તુ હવે સન્મુખ આવી ગઈ હતી, નજર સામે ખડી હતી, એટલે હૈયામાં હર્ષની હેલી આવે એમાં આશ્ચર્ય શું ?

પૂર્ણિમાનો પ્રાતઃકાળ થતાં ગિરિરાજ પર આરોહણ શરૂ કર્યું. એ વખતે દિશાઓ સ્વચ્છ હતી, વાયુ મંદ મંદ વહી રહ્યો હતો અને વિહંગગણે મંગલ ગાન આરંભી દીધાં હતાં. વનવૃક્ષોએ જાણે નવો જ પોષાક ધારણ કર્યો હતો અને તેઓ આ નૂતન યાત્રિકોનું ભાવભર્યું સ્વાગત કરવા માટે પોતાની શાખારૂપી ભુજાઓને નીચી નમાવી રહ્યાં હતાં આ પવિત્ર પાદભૂમિનો સ્પર્શ સંયમસાધિકાઓનાં હૃદયમાં અજબ ઉલ્લાસ પ્રેરી રહ્યો હતો અને આજે જીવનનો એક અતિ ધન્ય દિવસ છે, તેની યાદ આપી રહ્યો હતો. એક સંતકવિ કહે છે કે 'જે આત્મા મનુષ્ય જન્મ પામે તેને ધન્ય છે, આર્યકુલ પામે તેને ધન્ય છે, જૈનધર્મ પામે તેને ધન્ય છે અને આ ગિરિરાજની યાત્રા પામે તેને પણ ધન્ય છે. વળી અમે આ ગિરિરાજ પર રહેનારાં પશુ-પક્ષીઓને પણ ધન્ય માનીએ છીએ, કારણ કે તેઓ પણ આ પુણ્યભૂમિના પ્રભાવથી અવશ્ય સદ્ગતિ પામવાના.'

પૂ૦ રંજનશ્રીજી મહારાજ તથા તેમની સાથેના સાધ્વી સમુદાયને આ તીર્થની યાત્રાથી અનહદ આનંદ થયો, પણ એ જ વખતે અહીંના સ્તૂપો, અહીંની દહેરીઓ તથા જલ-મંદિરની તૂટેલી-ફૂટેલી તથા જીર્ણ અવસ્થા જોઈને હૈયું હચમચી ગયું. આવા મહાતીર્થની આ દશા ? ભાવિકો કેટકેટલે દૂરથી આ મહાતીર્થની યાત્રા કરવા આવે છે, તેમને આ દશ્ય જોઈને કેવું થતું હશે ? સમજુઓ સમજી શકે કે કાલની ગતિ કરાલ છે અને તે ગમે તેવા સુંદર-સોહામણાં સ્થાનોને પણ નષ્ટ ભ્રષ્ટ કરી નાખે છે, પણ બધા આવું ક્યાંથી સમજે ? તેમને તો જરૂર નિરાશા થાય અને આંખમાં અશ્રુનાં બિંદુઓ પણ આવી જાય. જ્યાં વીશ વીશ જિનપતિઓ નિર્વાણ પામ્યા છે, જ્યાં અનંત આત્માઓએ સિદ્ધિગતિની પ્રાપ્તિ કરેલી છે, તે સ્થાનની રોનક તો અનેરી જ હોવી જોઈએ.'

વિચારો ઘણાને આવે છે, લાગણી પણ ઘણાને થાય છે, પણ તેનું સંવેદન આત્માને સ્પર્શતું નથી; એટલે તેનો વેગ થોડા સમયમાં જ શમી જાય છે અને નવી ઇષ્ટ પરિસ્થિતિ નિર્માણ થતી નથી. જો એ સંવેદન આત્માને સ્પર્શી જાય તો તેનું

---

* શ્રી સૌભાગ્યવિજયજીએ સ્વરચિત તીર્થમાળામા તેનું સુંદર વર્ણન કરેલું છે.

પરિણામ કંઈ જુદું જ આવે. ઘરડાં-નબળાં પશુઓને આ દુનિયામાં ઘણા માણસો જુએ છે, પણ તેમાંના કેટલાને વૈરાગ્ય થાય છે? જ્યારે રાજા કરકંડુને એક ઘરડા નબળા બળદને જોઈ વિચાર આવ્યો કે 'શું હું પણ આ રીતે વૃદ્ધ થવાનો? અને મારી શક્તિઓ આ રીતે ચાલી જવાની!' આ વિચાર-મંથન તેના આત્માને સ્પર્શી ગયું અને તેણે વિશાલ રાજ્યનો ત્યાગ કરી શ્રમણાવસ્થાનો સ્વીકાર કર્યો.

પૂજ્ય મહારાજ શ્રી યાત્રા કરી મધુવનમાં પધાર્યા, પણ ચેન પડ્યું નહિ. મનમાં એ જ વિચારો આવ્યા કર્યા કે 'આ બાબતમાં શું થઈ શકે? કેમ થઈ શકે? કોનો સહકાર કામ લાગે? વગેરે, વગેરે, આખરે કોઠીના મુનીમને બોલાવી તેની સાથે વાર્તાલાપ કર્યો. તેમાં એટલું જાણી શકાયું કે જો કુશલતાથી કામ લેવામાં આવે તો આ તીર્થના વહીવટદાર મહારાજા રાજબહાદુરસિંહજીની સંમતિ મેળવી શકાય. અને કામ આગળ વધે. આથી મનને કંઇક સમાધાન સાંપડ્યું; અંતરનો ભાર કંઈક હળવો થયો.

[ ૨ ]

## કલકત્તા ચાતુર્માસ અને જીર્ણોદ્ધારનો સંકલ્પ

ચાતુર્માસની સ્થિરતા એ સાધુ-સાધ્વીઓ માટે એક વિચારણીય પ્રશ્ન હોય છે, કારણ કે ક્ષેત્ર અનુસાર ધાર્મિક પ્રવૃત્તિ થાય છે અને તેનો પોતાની સંયમસાધના તથા જનહિતની પ્રવૃત્તિ પર ભારે પ્રભાવ પડે છે. 'આ વર્ષનુ ચાતુર્માસ ક્યાં કરવુ?' તે અંગે પૂ૦ રંજનશ્રીજી મહારાજે પોતાના ગુરુણી સ્વનામધન્ય પૂ૦ તીર્થશ્રીજી મહારાજને પુછાવ્યું હતું, તેનો ઉત્તર અહીં એવો આવી ગયો કે 'આ ચાતુર્માસ કલકત્તા કરવાથી મોટો લાભ થશે.' પવિત્રાત્માઓની સલાહ-સૂચના હંમેશાં લાભદાયી હોય છે. તે કદી નિષ્ફળ જતી નથી. આગામી ઘટનાઓ આ વસ્તુને પુરવાર કરે છે.

મધુવનથી વિહાર કરીને પૂજ્ય મહારાજશ્રી પોતાના સકલ સાધ્વી સમુદાય સાથે કલકત્તા પધાર્યા અને સં. ૨૦૧૦ નું ચાતુર્માસ ત્યાં કર્યું. આ ચાતુર્માસ ધર્મધ્યાનની અનેરી આરાધનાને લીધેઅત્યંત દીપી ઉઠ્યું અને પૂજ્ય મહારાજશ્રીનાં વિશદ વ્યક્તિત્વનો પ્રભાવ શ્રાવક-શ્રાવિકાઓ પર ઘણો ભારે પડ્યો.

વિશેષમાં અહીં શ્રાદ્ધગુણસંપન્ન પંડિત પ્રભુદાસ બેચરદાસ પારેખ પાસેથી શ્રીસમેતશિખરજીના જીર્ણોદ્ધાર અંગે કેટલીક વસ્તુઓ જાણવા મળી અને તેમના દ્વારા તીર્થના વહીવટદાર મહારાજા બહાદુરસિંહજીનો સંપર્ક સાધતાં પરિણામ સુંદર આવ્યું. તેઓ જીર્ણોદ્ધાર માટે સંમત થયા.

આ કામ નાનું ન હતું. તેમાં હજારો નહિ, પણ લાખો રૂપિયાની જરૂર પડવાની

હતી, વળી સચિંત અને સક્રિય પણુ ખૂબ જ રહેવાનું હતું. છતાં પૂજ્ય રંજનશ્રીજી મહારાજે તેની હામ ભીડી, તે માટે આપણે તેમનું જેટલું અભિવાદન કરીએ તેટલું ઓછું જ છે.

[ ૩ ]

## પ્રારંભમાં જ સાંપડેલા સુંદર સહકાર

એક વસ્તુના દૃઢ સંકલ્પ થયા કે તેને પૂર્ણ કરવાના નવાનવા ઉપાયો—નવા નવા માર્ગો નીકળી આવે છે અને કેટલીકવાર ન ધારી હોય, ન કલ્પી હોય, તેવી સહાય પણ મળી જાય છે. આ કાર્યમાં પણ લગભગ આવું જ બન્યું.

રાજનગરનિવાસી શેઠ માણેકલાલ મનસુખભાઈના સુપુત્ર શ્રી રાજેન્દ્રકુમારના વિવાહ કલકત્તાનિવાસી બાબુ નિર્મળકુમાર નવલખાની પુત્રી સુબોધકુમારી સાથે થયેલા, એટલે આ અરસામાં તેમનાં માતુશ્રી સૌભાગ્યલક્ષ્મીબહેન જોડે તેમનું અહીં આવવાનું બન્યું. તેમનાં કુટુંબ ઉપર પૂજ્ય તીર્થશ્રીજી મહારાજનો ઘણો મોટો ઉપકાર હતો અને તેથી શ્રી રાજેન્દ્રકુમાર પૂરા પરિચિત હતા, તેથી તેઓ પૂ. મહારાજશ્રીના દર્શને આવ્યા અને ત્યાં તેમના મુખેથી શ્રીસમેતશિખર મહાતીર્થના જીર્ણોદ્ધારની વાત સાંભળી અત્યંત પ્રસન્ન થયા. તેમણે તે જ વખતે આ અતિ જરૂરી કાર્ય માટે રૂ. ૫૧૦૦૦) આપવાની પોતાની ઇચ્છા દર્શાવી. ખરેખર ! પ્રારંભમાં મળેલા સારો સહકાર કાર્યકર્તાઓને ઘણા આશાવાદી બનાવે છે અને કામ ગમે તેવું દુર્ઘટ હોય તો પણ તેને પૂરું કરવાની પ્રબળ ભાવના જગાડે છે.

[ ૪ ]

## જીર્ણોદ્ધાર સમિતિની રચના

હવે આ કાર્ય નિયમિત રીતે આગળ વધે, તે માટે ત્યાં '**શ્રી સમેતશિખર જૈન તીર્થ જીર્ણોદ્ધાર સમિતિ**'ની નીચે પ્રમાણે રચના કરવામાં આવી :

(૧) શેઠ રાજેન્દ્રકુમાર માણેકલાલ મનસુખલાલ, અમદાવાદ.

(૨) શેઠ રાયચંદ ગુલાબચંદ, અચ્છારી (ગુજરાત)

(૩) બાબુ નરેન્દ્રસિંહજી સિંઘી, કલકત્તા.

(૪) બાબુ છોટમલજી સુરાણા, કલકત્તા.

(૫) બાબુ નિર્મળકુમારસિંહજી નવલખા, કલકત્તા.

(૬) શેઠ રમણુલાલ દલસુખભાઈ શ્રોફ, મુંબઈ.
(૭) શેઠ ચીમનલાલ ગોકળદાસ, અમદાવાદ.

આ સમિતિનું કાર્ય પ્રારંભમાં તો ઘણું ધીમું ચાલ્યું, પરંતુ પૂ. રંજનશ્રીજી મ૦ ચાતુર્માસ પછી વિહાર કરીને સુરત પધાર્યા, ત્યાં તેમના ગુરુબહેન સુરપ્રભાશ્રીજી મ૦નો પૂર્ણ સહયોગ પ્રાપ્ત થતાં તેમાં અનેરો વેગ આવ્યો. સુંદર વૃક્ષ વાવ્યું હોય તો આગળ જતાં તેની શીતળ છાયા પ્રાપ્ત થાય છે, તેનાં પત્ર-પુષ્પનો લાભ મળે છે અને તેનાં મધુર ફળો ચાખવાનો અવસર પણ પ્રાપ્ત થાય છે.

[ ૫ ]

## વ્યવસ્થિત પ્રચારકાર્ય અને તેનું આવેલું સુંદર પરિણામ

આ ભગીરથ કાર્ય અંગે જે પ્રચાર કરવામાં આવ્યો તે કઈ ઢબે કરવામાં આવ્યો અને તેનું શું પરિણામ આવ્યું; તે પણ અહીં જણાવવું જોઈએ.

આ કાર્યના પ્રચાર માટે મુખ્ય સમિતિના અધિકાર નીચે રહીને કામ કરનારી '**શ્રી સમેતશિખર જૈનતીર્થ જીર્ણોદ્ધાર પ્રચારક સમિતિ**'ની રચના કરવામાં આવી અને તેમાં ઉત્સાહી તથા કાર્યદક્ષ એવા થોડા સભ્યોને લેવામાં આવ્યા. તેનું મુખ્ય કેન્દ્ર સુરતને બનાવવામાં આવ્યું અને તેણે પૂ. રંજનશ્રીજી મ૦ તથા પૂ. સુરપ્રભાશ્રીજી મ૦ની રાહબરી નીચે અમુક સમયના અંતરે પત્રિકાઓ પ્રકટ કરી ભારતભરની જુદી જુદી જૈન સંસ્થાઓ તથા આગેવાન ભાવિક વ્યક્તિઓને મોકલી આપી.

અહીં એ નોંધ કરવી જોઇએ કે આ પત્રિકાઓ પ્રકટ કરવા માટે પુરી જહેમત ઉઠાવવામાં આવી હતી. તે એ રીતે કે ગિરિરાજપરની વર્તમાન ટૂંકો તથા જળમંદિર વગેરેના ફોટા પડાવી, તેના બ્લોકો બનાવી, તે આ પત્રિકાઓમાં પ્રકટ કરવાના હતા અને તેમાં જે રીતે નવું કામ કરવા ધાર્યું હતું, તેના કુશળ શિલ્પીઓ પાસે પ્લાનો બનાવી તથા એસ્ટીમેટો (અંદાજી ખર્ચ) મેળવી તે પણ પ્રસિદ્ધ કરવાના હતા.

તેથી પ્રથમ તો બુહારીવાળા પદ્માબ્હેન, સુરત જૈનાનંદ પ્રેસમાં પત્રિકા છપાવવા માટે ડ્રાફ્ લઇને ગયા. પ્રેસના માલીક મોહનભાઇ બદામી ધાર્મિક કામકાજ પૈસા લઈ કરી આપતા ન હોવાથી તેમણે છાપવા ના કહી, પણ પોતાના મિત્રના પ્રેસમાં છાપી આપવા ભલામણ લખી આપી. અને તીર્થભક્તિનું કાર્ય હોવાથી બનતી મદદ કરવી આ ભાવનાએ પૂ. તીર્થશ્રીજી મ. તથા રંજનશ્રીજી મ. પાસે ગયા. તે વખતે શ્રી સમેત-શિખર મધુવન કોઠીના મુનિમ દલસુખભાઈ ત્યાં બેઠેલા હતા અને તે મોહનભાઈના પૂર્વ પરિચિત હતા તેમણે કહ્યું કે તીર્થોદ્ધાર સારી રીતે કરવો હોય તો ખૂબ પ્રચાર કરવો જોઇએ.

પૂ. મહારાજશ્રીના પ્રભાવથી મોહનભાઈએ તે કામ હાથ ધર્યું અને પ્રચારકાર્ય જોરશોરથી ચાલ્યું. પ્રારંભમાં રતીલાલ ગોરધનદાસ મદ્રાસવાળા, શા. ચંદુલાલ કેવળચંદ, અમૃતલાલ મોદી, નવલબેન, ગજરાબેન, પદ્માબેન વિગેરેએ સારી મહેનત કરી હતી.

આ પ્રચારથી જૈન સમાજને આ તીર્થ વિષયક સાચી પરિસ્થિતિનો તથા કરવા ધારેલા કાર્યનો સચોટ–સ્પષ્ટ ખ્યાલ આપ્યો હતો, અને પરિણામે જીર્ણોદ્ધારની ઝોળીમાં નાણાનો પ્રવાહ વહેવા લાગ્યો હતો. શરૂઆતમાં આવતાં નાણાં લઈ પહોંચ આપવાનું કામ મોહનભાઈ બદામી તથા તેમના ધર્મપત્ની મોતનબેને કર્યું હતું. અને પછીથી ઉપરોક્ત પ્રચારક સમિતિની રચના કરવામાં આવી હતી.

સમયનાં વહેણ સાથે આ પ્રચારક સમિતિના સભ્યો વધારવામાં આવ્યા હતા અને તેમની યાદી નીચે પ્રમાણે બની હતી :—

| | |
|---|---|
| શા. શાંતિલાલ છગનલાલ હજારી | સુરત |
| ,, પાનાચંદ સાકરચંદ મદ્રાસી | ,, |
| ,, ચંદુલાલ નાગરદાસ કોન્ટ્રેક્ટર | ,, |
| ,, મોહનલાલ મગનલાલ બદામી | ,, |
| ,, હીરાલાલ નગીનદાસ જરીવાળા | ,, |
| ,, ચંદુલાલ કે. શાહ | ,, |
| ,, ડાહ્યાભાઈ રતનચંદ કિનારીવાળા | ,, |
| ,, અમૃતલાલ મોદી | ,, |
| ,, દેવજી દામજી ખોના | મુંબઈ |
| ,, નવલચંદ ખીમચંદ ઝવેરી | ,, |
| ,, ભાઈચંદ ઝવેરચંદ | ,, |
| ,, ઉત્તમચંદ અમરચંદ | ,, |
| ,, વાડીલાલ દોલતરામ | ,, |
| ,, ચાંપશી વીરજી | ,, |
| ,, બાબુભાઈ લાલભાઈ | ,, |
| ,, ચીમનલાલ દુર્લભજી | ,, |
| ,, મણિલાલ કેશવલાલ | પૂના |
| ,, સી. અંબાલાલની કું. | ,, |
| શા. સૂરજમલ સંઘવી | ,, |
| ,, સોમચંદ ભાઈચંદ | ,, |
| ,, શાંતિલાલ બી. શાહ | ,, |
| શા. પ્રાણજીવન જેઠાભાઈ | કલકત્તા |
| ,, ચુનીલાલ ભીમજી | ,, |
| ,, મોહનલાલ લલ્લુભાઈ | ,, |
| ,, સવાઈલાલ કેશવલાલ | ,, |
| પં. પ્રભુદાસ બેચરદાસ | ,, |
| શા. લક્ષ્મીચંદ ફત્તેચંદ કોચર | ,, |
| ,, શાંતિલાલ ચુનીલાલ | ,, |
| ,, વાડીલાલ સાંકળચંદ | અમદાવાદ |
| ,, હીરાલાલ મણિલાલ | ,, |
| ,, હરગોવનદાસ જીવરાજ | રાધનપુર |
| ,, લક્ષ્મીચંદ પ્રેમચંદ | ,, |
| ,, ઝવેરચંદ પન્નાજી | બુહારી |
| ,, નેમચંદ જીવણજી | બાજીપરા |
| ,, સવજીભાઈ કોઠારી | નવસારી |
| ,, ધનરાજ ખીમજી | વાપી |
| ,, મગનલાલ પોપટલાલ | હળવદ |
| ,, વાડીલાલ હરજીવનદાસ | મૂળી |
| ,, રતિલાલ જીવણભાઈ | વઢવાણ શહેર |
| ,, ત્રિકમલાલ અમરતલાલ | ઉજ્જૈન |
| ,, દેવરાજભાઈ કચ્છવાળા | ,, |

| | | | |
|---|---|---|---|
| શા. રતિલાલ ગોરધનદાસ | મદ્રાસ | શા. જયંતકુમાર છોટાલાલ | સાયલા |
| ,, રીખવદાસજી ભભૂતમલજી | ,, | ,, ધારશીભાઈ માણેકચંદ | સુરેન્દ્રનગર |
| ,, ભૂરમલ મૂળચંદ | ,, | ,, ધીરજલાલ નરશીદાસ વોરા | ,, |
| ,, ફત્તેહચંદ અનરાજજી | ,, | ,, ચંદુલાલ કેવળદાસ કોઠારી | લીંબડી |
| ,, દલસુખભાઈ મહીજીભાઈ | મધુવન | ,, કાલિદાસ સુંદરજી કપાસી | ચૂડા |
| ,, ફુલચંદ હરિચંદ દોશી | પાલીતાણા | ,, જગજીવનદાસ નીમચંદ | રાણપુર |
| ,, કુંવરજી દામજી માસ્તર | ,, | ,, મીઠાલાલ કાનમલજી | પાલી (રા.) |
| ,, પાનાચંદ નાગજી | રામપુરા | ,, કેસરીમલજી શાંતિલાલજી | ખરલૂટ (રા.) |
| ,, ઉજમશી મોનજી માસ્તર | સુરેન્દ્રનગર | ,, સાંકલચંદ રાસાજી | જાવાલ (રા.) |
| ,, હરિલાલ શિવલાલ હે.મા. | ધોરાજી | ,, તારાચંદ કપુરચંદ | ,, |
| ,, પોપટલાલ લક્ષ્મીચંદ | ભુજ | કુ. પદ્માબેન રતિલાલ જી.એ.બી.ટી | સુરત |
| ,, આણંદજીભાઈ | ભુજપુર | ,, સુભદ્રાબેન ચીમનલાલ ઝવેરી | મુંબઈ |
| ,, રાજપાળ મગનલાલ | કટારિયા | શ્રી, સમજુબેન સી. શાહ | ,, |
| ,, ચીમનલાલજી ચંપાલાલજી | મંદસૌર | સૌ. મોતનબેન મોહનલાલ બદામી | સુરત |
| ,, લાલચંદજી નાગોરી | ઈંદોર | ,, નવલબેન રાંદેરવાલા | ,, |
| ,, મિશ્રીમલજી ધુલચંદજી | રતલામ | શ્રી. ગજરાબેન કેસરીચંદ | ,, |
| ,, માંગીલાલજી ચાંદમલજી | ,, | ,, ચંચળબેન નાનજી | ,, |
| ,, સૌભાગ્યમલજી ચંપાલાલજી | બદનાવર | સૌ. ભીખીબેન બી. શાહ | પુના સીટી |
| ,, દોલતરામજી ચંપાલાલજી | મહીદપુર | ,, પુષ્પાબેન સી. શાહ | ,, |
| ,, જ્યંતિલાલ ભોગીલાલ | ચેવલા | | |

પ્રચારકોના આ જૂથમાં સેવાભાવી કાર્યકરો વિશેષ પ્રમાણમાં ભળે તે માટે ખાસ આંદોલન કરવામાં આવ્યું હતું. તે અંગે પ્રકટ થયેલી એક પત્રિકા અહીં અક્ષરશઃ પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે પરથી પાઠકોને તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

॥ શ્રી શામળિયા પાર્શ્વનાથાય નમઃ ॥

## પુણ્યવાન જૈનોને હાકલ

પરમપવિત્ર શ્રીસમેતશિખરજી જૈન તીર્થના જીર્ણોદ્ધાર કાર્યનો આરંભ થઈ ચૂકયો છે.

આ મહાન કાર્યમાં જરૂર છે સેવાભાવી કર્મયોગીઓની.

### પ્રચારક સમિતિનો હેતુ

શ્રી સમેતશિખરજી જીર્ણોદ્ધારનો પ્રારંભ થઈ ચૂકયો છે. આ જીર્ણોદ્ધારના મહાન કાર્યમાં રૂા. ૧૦ થી ૧૨ લાખની જરૂરિયાત છે. મહાન કાર્યની જવાબદારી અને કામગીરી પણ મહાન હોય એ સ્વાભાવિક છે.

આ મહાન કાર્ય માટે સમગ્ર ભારતના મુખ્યતાએ જૈન દહેરાસરો તથા ભાવિક ગૃહસ્થોમાંથી નાણાં ભેગા કરવાનું કાર્ય પાર પાડવા સેવાભાવી, ધર્મિષ્ઠ અને કંઈક કરી છૂટવાની તમન્નાવાળા ભાઈ-બહેનોનું એક જૂથ આવશ્યક છે. જેથી આવા મહાન તીર્થના મંગળમય જીર્ણોદ્ધારનો લાભ મન, વચન, કાયાએ કરીને તેમજ કરવા, કરાવવા અનુમોદવા વડે કરીને આપણે પ્રાપ્ત કરી શકીએ. અને આવો અનુપમ લાભ વધુ આત્માઓ લઈને આત્મકલ્યાણ સાધી શકે તે હેતુથી જૈનોની વસ્તીવાળા દરેક પ્રાંતમાંથી તીર્થપ્રેમી ઉત્સાહી સભ્યો આપણે મેળવી શકીએ અને તેમના દ્વારા તે તે પ્રાંતો જૈન સંઘોમાં પ્રચાર કરી આ તીર્થભક્તિનો ઉત્તમ લાભ લેવડાવી શકીએ, તે કારણથી એક પ્રચારકસમિતિ રાખવામાં આવી છે.

આ કાર્યકર ભાઈ કે બહેને પોતાના પ્રાંત કે જીલ્લામાં આ મહાન કાર્યની યોજના પર પ્રકાશ પાડવો જોઈશે અને જરૂરી પ્રસંગે એ આજુબાજુનાં સ્થળોએ જઈ, ત્યાંના સંઘના કાર્યકરોને મળી 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' શક્ય હોય તે રકમ મેળવવા તનતોડ પ્રામાણિક પ્રયાસ કરવો જોઈશે.

જૈન સમાજમાં સાચા અંતરંગ કાર્યકરોની ખોટ કદાચ પડતી હશે, પરંતુ આવા જગવિખ્યાત પરમ પાવનકારી તીર્થના જીર્ણોદ્ધારનાં ભગીરથ કાર્યમાં તો જરૂર કાર્યકરો મળી જ રહેશે. એવો અમને અચળ વિશ્વાસ છે.

લક્ષ્મીનંદનો અને શ્રીમંતો પણ આ કાર્યની અસીમ મહત્તા અને ગંભીરતાનો વિચાર કરી, પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવાનું ન જ ચૂકે. આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે—

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः, स्वयं न खादन्ति फलानि वृक्षाः ।
नादन्ति शस्यं खलु वारिवाहाः, परोपकाराय सतां विभूतयः ॥

**કાર્યકરોની ફરજ :—**

૧. જીર્ણોદ્ધાર કાર્યના હિમાયતી અને તીર્થ પ્રત્યે બહુમાનવાળા રહેવું જોઈએ.

૨. તીર્થનો સારો અને સહેલી રીતે ઉદ્ધાર કેવી રીતે થાય તેના વિચાર કરવા જોઈએ.

૩. પોતે તે નિમિત્તે વિચાર, વાણી કે વર્તનથી કેટલું કાર્ય કર્યું, તેની નોંધ રાખવી જોઈએ.

૪. તીર્થના રક્ષણ અને પ્રગતિ અર્થે અન્ય કાર્યકરોને મદદગાર બનવું જોઈએ.

૫. કાર્યકરોને સગવડતા મળે, કાર્ય વધુ સરળ બને તે માટે સંમેલન બોલાવાય તો આવવા માટે ભાવના રાખવી જોઈએ.

## નાણાં મોકલવાનાં સ્થળો

**૧. મુખ્ય પેઢી :**

श्री समेतशिखर जैन तीर्थ जीर्णोद्धार समिति

खज़ानची नरेन्द्रसिंह सिंघी ४८, गरीआहार रोड, वालीगंज कलकत्ता १९

**૨. શાખા પેઢી :**

શ્રી સમેતશિખરજી જૈન તીર્થોદ્ધારક ફંડ

ઠે. આગમોદ્ધારક સંસ્થા ગોપીપુરા, સુરત

**૩. પત્રવ્યવહાર નીચેનાં સરનામે કરવો :**

શ્રી સમેતશિખરજી જૈન તીર્થ જીર્ણોદ્ધાર પ્રચારક સમિતિ

મધુભાઈ દીપચંદની ધર્મશાળા ગોપીપુરા, સુરત

પૂ૦ રંજનશ્રીજી મ૦ તથા તેમના ગુરુ બહેન સુરપ્રભાશ્રીજી મ૦ ની અપૂર્વ ધગશ, સતત પ્રેરણા અને સુંદર ઉપદેશને લીધે આ કાર્યનો આટલો વ્યાપક અને વ્યવસ્થિત પ્રચાર થઈ શકયો હતો અને તેનું પરિણામ ઘણું સુંદર આવ્યું હતું. પુરુષાર્થી આત્માઓને માટે આ જગતમાં અશકય શું છે?

[ ૬ ]

## જીર્ણોદ્ધાર

જીર્ણોદ્ધારનું કામ ઘણું મોટું હતું. લગભગ દરેક ટૂંકમાં કંઈને કંઈ સમારકામ કરવાનું હતું. વળી તેમાં નવા કઠેરા નાખવાના હતા અને ચરણપાદુકાઓ કે જે ખુલ્લી જગામાં હતી. તેના પર રંગમંડપો બાંધવાની જરૂર હતી, જેથી યાત્રિકો છાયામાં બેસીને ચૈત્યવંદનાદિ કરી શકે અને બે ઘડી ધ્યાનમાં બેસી પોતાનાં હૃદયનો તાર પ્રભુ સાથે જોડી શકે. વળી જળમંદિર કે જે આ ગિરિરાજની મુખ્ય શોભા છે, તેનો ઉદ્ધાર તથા વિસ્તાર કરવાની પણ આવશ્યકતા હતી. ઉપરાંત ગૌતમ સ્વામીની ધર્મશાળા, ગાંધર્વ માતાની દહેરી, ભૈરવની બંને દહેરીઓ, સીતાનાળા પરનો બંગલો, ક્ષેત્રપાલ ઘાટ તથા ચોપડાકુંડ પણ કેટલીક મરામત માગતા હતા.

આ બધાં કાર્ય માટે પ્રથમ રૂપિયા દશ લાખનો ખર્ચ અંદાજવામાં આવ્યો હતો, પણ વધતી રહેલી મોંઘવારીને લીધે તથા કેટલુક કામ વધવાને પરિણામે આ ખર્ચ રૂપિયા પંદર લાખ પર પહોંચ્યો હતો. આમ છતાં ભાવિક જૈન સમાજે પોતાના પ્રાણ-પ્યારા આ તીર્થને માટે એ રકમ પૂરી કરી દીધી હતી અને કાર્યકર્તાઓને નિશ્ચિંત બનાવ્યા હતા.

જીર્ણોદ્ધારનું કામ વ્યવસ્થિત, સુંદર અને સંગીન બને તે માટે સં. ૨૦૧૧ ની સાલમાં નીચે પ્રમાણે એક બાંધકામ સમિતિ નીમવામાં આવી હતી.

(૧) શ્રી ચંદુલાલ નાગરદાસ કોન્ટ્રેકટર—અમદાવાદ

(૨) ચીમનલાલ ગોકળદાસ શાહ —અમદાવાદ

(૩) શ્રી પાનાચંદ સાકેરચંદ મદ્રાસી —સુરત

(૪) શ્રી રતિલાલ ગોરધનદાસ —મદ્રાસ

(૫) શ્રી નેમચંદ જીવણચંદ —બાજીપુરા

આ સમિતિની વિચક્ષણતા તથા કાર્યદક્ષતાને લીધે જીર્ણોદ્ધારનું કામ સારી રીતે આગળ વધવા પામ્યુ હતું અને લગભગ બે વર્ષના ગાળામાં ૨૯ ટૂંકોનો જીર્ણોદ્ધાર પૂરો થયો હતો. હવે માત્ર જળમંદિરનો જીર્ણોદ્ધાર બાકી રહ્યો હતો. એવામાં આ કાર્યના સમર્થ સહાયક પૂ૦ સુરપ્રભાશ્રીજી મ૦ સં. ૨૦૧૩ ના વૈશાખ વદિ ૨ ના રોજ અમદાવાદ મુકામે સ્વર્ગવાસી બન્યા અને 'श्रेयांसि बहु विघ्नानि महत्तामपि' એ સૂત્ર ચરિતાર્થ બન્યું.

પૂ૦ રંજનશ્રીજી મહારાજ તથા કાર્યકર્તાઓને મોટો આઘાત પહોંચ્યો, આમ છતાં ધૈર્ય રાખી તેમણે આ કાર્ય આગળ ધપાવ્યું. એક કવિએ ઠીક જ કહ્યું છે કે 'અધમ આત્માઓ વિઘ્નના ભયથી કામની શરૂઆત જ કરતા નથી. મધ્યમ આત્માઓ થોડું વિઘ્ન આવતાં આરંભેલા કામને છોડી દે, જ્યારે ઉત્તમ આત્માઓ પુનઃ પુનઃ વિઘ્નોથી હણાવા છતાં આરંભેલું કાર્ય છોડતાં નથી. અર્થાત્ તેને પુરું કરીને જ જંપે છે—

જલમંદિરના ઉદ્ધાર અને વિસ્તારનું કાર્ય મોટું હતું, તે ઓછામાં ઓછા પાંચ લાખ રૂપિયાની અપેક્ષા રાખતું હતું, એટલે તે શરૂ કરવું કે કેમ ? તેની કાર્યકર્તાઓનાં મનમાં મોટી વિમાસણ હતી પરંતુ પૂ૦ રંજનશ્રીજી મ૦ ની અતૂટ આત્મશ્રદ્ધા તથા શાસનદેવની કૃપાએ એ કાર્યને પણ સરળ બનાવ્યું. તે અંગે દાનેશ્વરીઓ તથા સંઘો તરફથી મદદ આવવા લાગી.

સં. ૨૦૧૫ ના ફાગણ સુદિ ૨ ને બુધવારના રોજ અમદાવાદના સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ તથા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ શેઠ કસ્તુરભાઈના સુપુત્ર શ્રી શ્રેણિકભાઈના શુભ હસ્તે જલમંદિરના જિનપ્રાસાદનું શિલાસ્થાપન કરવામાં આવ્યું.

આમ આ જલમંદિરનાં જિનપ્રાસાદના જીર્ણોદ્ધારનું કાર્ય હાથ ધરવામાં આવ્યું. આ પણ વિકટ કાર્ય હતું. પહાડ પર પથ્થરો ચડાવવાના હતાં. અન્ય સાધન સામગ્રી એટલે ઉંચે પહોંચાડવાની હતી. કુશળ કારીગરોને ત્યાં જવાનું હતું. તેટલું જ નહીં પણ

શિયાળાની કડકડતી ટાઢમાં અને ચોમાસા ઉપરાંત શિયાળા અને ઉનાળામાં આવતાં અચોક્કસ વરસાદનો સામનો કરવાનો હતો. સ્થળ અને કાળની વિપરિતતાનો સબળ સામનો કરવામાં આવ્યો. વાવાઝોડા અને વીજળીની મુશ્કેલી હોવા છતાં સતત આઠ માસ સુધી કામ કરતાં. આ ભગીરથ તીર્થોદ્ધારનું કાર્ય પાંચથી છ વર્ષે પૂર્ણ થયું. તેની પાછળ અનેક લોકોએ ધર્મભાવનાથી પ્રેરાઈ પરિશ્રમ કર્યો હતો અને એ પરિશ્રમ સફળ બન્યો. કદાચ જૈનોના આવા ભવ્ય પરિશ્રમને જોઈને જ મહા કવિ ન્હાનાલાલે કહ્યું છે—

"સજાવ્યા જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર"

આમાં તીર્થપતિઓના કલામય કારીગરી વડે વીસ ગોખલા કંડારવામાં આવ્યાં. આ ઉપરાંત આને આનુષંગિક દરેક કાર્યમાં કારીગરોની કલાત્મકતાની પ્રતીતિ થાય છે. અને બાંધકામ સમિતિના અથાગ પરિશ્રમ અને ઝીણી ચીવટને પરિણામે આ કાર્ય સુંદર રીતે પૂર્ણ થયું.

જેની ચારે બાજુએ ઝરણાનું જળ વહી રહ્યું છે. એવું આ જળમંદિર મનભરીને નીરખ્યા જ કરીએ ! અને નીરખીને ન ધરાઈએ એવું મનોહર જાણે સ્વર્ગલોકનું એક રૂપકડું દેવવિમાન પહાડ ઉપર ઊતર્યું હોય એવા સુંદર પ્રાસાદના દર્શન કરવાં એતો જીવનનો એક અમર લ્હાવો છે. સદાય અંતરમાં જડાઈ જાય એવું સ્વર્ગીય એ મંદિર બન્યું.

આ રીતે શ્રી સમ્મેતશિખરજી મહાતીર્થનો જીર્ણોદ્ધાર પૂરો થયો.

[ ૭ ]

## અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવનો નિર્ધાર અને તે અંગેની તૈયારીઓ :

શ્રી સમ્મેતશિખરજી મહાતીર્થનો જીર્ણોદ્ધાર પૂરો થયો. પણ તે અંગે હજી એક મહત્વની કામગીરી બાકી હતી. શ્રી જલમંદિરનું કાર્ય પાયામાંથી નવેસર કરાવવામાં આવ્યું હતું. તેથી શ્રી શામળિયાજી પાર્શ્વનાથ આદિ જિનબિંબોની પુનઃ પ્રતિષ્ઠા કરવાની હતી, તેમજ નવાં જિનબિંબોને યથાસ્થાને પ્રતિષ્ઠિત કરવાનાં હતાં. આ કારણે સમિતિએ અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ કરવાનું નક્કી કર્યું અને તે માટે વિ. સં. ૨૦૧૭ ના મહા વદિ ૭ તા. ૮–૨–૬૧ બુધવારનો શુભ દિવસ નિર્ધારિત કરવામાં આવ્યો.

આ નિર્ધાર થયા પછી પ્રતિષ્ઠાદિ કાર્યો કરાવવા માટે આગમપ્રજ્ઞ ધ્યાનસ્થ દીર્ઘદૃષ્ટા પૂજ્ય આચાર્યદેવેશ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્ય ગચ્છાધિપતિ પૂ૦ આચાર્યદેવશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજને વડોદરા મુકામે વિનંતિ કરવામાં આવી. પૂ૦ આચાર્ય ભગવંતે શાસનનું મહાન કાર્ય હોઈ એ વિનંતિનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ નીચેની પત્રિકા પ્રકટ કરવામાં આવી :

પત્રિકા

॥ श्री शामलिया पार्श्वनाथाय नमः ॥

## શ્રી સમ્મેત શિખર મહાતીર્થ પ્રતિષ્ઠા

શ્રી સમ્મેતશિખર તીર્થ ભારતભરમાં પ્રસિદ્ધ અને પરમ પવિત્ર છે. તે તીર્થ જીર્ણ શીર્ણ દશામાં હતું. તેનો જીર્ણોદ્ધાર વિ. સં. ૨૦૧૨ માં શરૂ કરવામાં આવ્યો હતો. તે હવે પૂર્ણ થયો છે.

આ પરમપાવન તીર્થાધિરાજની પ્રતિષ્ઠા વિ૦ સં. ૨૦૧૭ ના મહા વદિ ૭ તા. ૮–૨–૬૧ બુધવારના રોજ નિર્ધારેલ છે. તે નિમિત્તે પ્રતિષ્ઠાનો મહા મહોત્સવ તથા નવીન તૈયાર થયેલ ભવ્ય જિન પ્રાસાદમાં મૂળ નાયક સહિત નવ જિનેશ્વર ભગવંતોનાં બિંબો પ્રતિષ્ઠત કરવાનાં છે.

પરમપાવન મહાચમત્કારી અતિ પ્રાચીન ભવ્ય મૂળ નાયક ભગવંતની પ્રતિષ્ઠા ઉછામણી બોલીને કરવાની છે. તેમાં રૂા. ૧,૧૧,૧૧૧ એક લાખ અગિયાર હજાર એકસોને અગિયાર એક મહા ભાગ્યશાળી ભાઈએ જાહેર કર્યા છે. તેનો છેલ્લો આદેશ કલકત્તામાં ૯૬ કેનીંગ સ્ટ્રીટ જૈન ઉપાશ્રયમાં વિ. સં. ૨૦૧૭ના કારતક વદિ ૧ તા. ૪–૧૧–૬૦ શુક્રવારના રોજ આપવામાં આવશે. આ પહેલાં મુંબઈ, અમદાવાદ, કલકત્તા, બેંગ્લોર, મદ્રાસ, પૂના, સાદડી વગેરે સ્થળે વ્યાખ્યાનોના અવસરે જે આંકડો વધશે તે જાહેર કરવામાં આવશે અને છેલ્લે કલકત્તામાં નિર્ધારિત કરેલ દિવસે છેલ્લો આદેશ આપવામાં આવશે.

આ પ્રતિષ્ઠા મહોત્સવ સાથે અંજનશલાકા મહોત્સવ વગેરેની પણ ઘણી બોલી બોલવાની છે. તે કયે સ્થળે બોલાવવી, તેનો નિર્ણય હવે પછી જાહેર કરવામાં આવશે.

પ્રતિષ્ઠા અંગે નીચેનાં જિનેશ્વર ભગવંતોનાં જિનબિંબોને પ્રતિષ્ઠિત કરવા માટે આ પ્રમાણે નિર્ધાર કર્યો છે. તેમાં જે ભાગ્યશાળીઓ લાભ લેવા માગતા હોય તેમણે પોતાનું પુનિત નામ જીર્ણોદ્ધાર સમિતિને જણાવવું.

૧ શ્રી પાર્શ્વનાથ ભગવંત–શ્યામ ૪૫ ઇંચ મૂળ નાયક–ઉછામણી બોલવાની

૨ શ્રી આદીશ્વર ભગવંત–શ્વેત ૨૯॥ ઇંચ
મૂળ નાયકની જમણી બાજુ નકરો. રૂા. ૨૧૦૦૧

૩ શ્રી અભિનંદન સ્વામી–શ્વેત ૩૧ ઇંચ
મૂળ નાયકની ડાબી બાજુ નકરો. રૂા. ૨૧૦૦૧

૪ શ્રી સહસ્ત્રફણા પાર્શ્વનાથ–શ્વેત ૪૧ ઇંચ
મુખ્ય મૂળ નાયકની જ૦ બા૦ મૂ૦ ના૦ નકરો. રૂા. ૨૫૦૦૧

૫ શ્રી પાર્શ્વનાથ ભગવંત–શ્યામ ૧૩ ઇંચ
જમણી બા૦ મૂ૦ ના૦ ની જમણી બાજુ નકરો. રૂા. ૧૧૦૦૧

૬ શ્રી પાર્શ્વનાથ ભગવંત–શ્યામ ૧૫ ઇંચ
જમણી બાજુ મૂ૦ ની ડાબી બાજુ નકરો. રૂા. ૧૧૦૦૧

૭ શ્રી પદ્મપ્રભુ સ્વામી–શ્વેત ૩૧ ઇંચ
મુખ્ય મૂળનાયકની ડાબી બાજુના નકરો. રૂા. ૨૫૦૦૧

૮ શ્રી પાર્શ્વનાથ ભગવંત–શ્યામ ૧૯ ઇંચ
ડાબી બાજુના મૂળ નાયકની જમણી બાજુ નકરો. રૂા. ૧૧૦૦૧

૯ શ્રી સંભવનાથ ભગવંત–શ્યામ ૧૭ ઇંચ નકરો. રૂા. ૧૧૦૦૧

અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે નવકારશી તથા ભાતા આદિનો નકરો નીચે પ્રમાણે નિર્ધારિત કરેલ છેઃ—

## ભાતા માટે

વિ૦ સં૦ ૨૦૧૭ ના મહા સુદિ તા. ૨૬–૧–૬૧ ગુરુવારથી મહા વદિ ૨ તા. ૨–૨–૬૧ ગુરુવાર સુધીના દરરોજ સવારના ભાતા માટે રૂા. ૩૦૦૧ ત્રણ હજાર એક

મહા વદિ ૩ તા. ૩–૨–૬૧ થી શુક્રવારથી મહા વદિ ૬ તા. ૭–૨–૬૧ મંગળવાર સુધી દરરોજ સવારના ભાતા માટે રૂા. ૫૦૦૧ પાંચ હજાર એક

મહા વદિ ૭ તા. ૮–૨–૬૧ બુધવારના રોજ પ્રતિષ્ઠાદિને સવારના ભાતા માટે રૂા. ૭૦૦૧ સાત હજાર એક

મહા વદિ ૮ તા. ૯–૨–૬૧ ગુરુવારના રોજ સવારના ભાતા માટે રૂા. ૩૦૦૧ ત્રણ હજાર એક

## નવકારશી માટે

મહા સુદિ ૧૦ તા. ૨૬–૧–૬૧ ગુરુવારથી મહા વદિ ૨ તા. ૨–૨–૬૧ ગુરુવાર સુધીના પ્રતિદિનની નોકારશી માટે રૂા. ૧૦૦૦૧ દશ હજાર એક

મહા વદિ ૩ તા. ૩–૨–૬૧ શુક્રવારથી મહા વદ ૬ તા. ૭–૨–૬૧ મંગળવાર સુધી પ્રતિદિનની નોકારશી માટે રૂા. ૧૫૦૦૧ પંદર હજાર એક

મહા વદિ ૭ તા. ૮–૨–૬૧ બુધવારની નોકારશી માટે રૂા. ૨૧૦૦૧ એકવીશ હજાર એક

મહા વદિ ૮ તા. ૯–૨–૬૧ ગુરુવારની નોકારશી માટે રૂા. ૧૦૦૦૧ દશ હજાર એક

આ પ્રમાણે ઉપરની વસ્તુઓની નકરાની રકમ નિર્ધારિત કરેલ છે.

શ્રી સમ્મેતશિખર એ જૈનોનું મહાતીર્થ છે. આવા મહાતીર્થની પ્રતિષ્ઠાનો પ્રસંગ સેંકડો વર્ષ બાદ કોઇક જ વાર આવે છે, તો પુણ્યવાનો પોતાની લક્ષ્મીને આવાં પવિત્ર કાર્યમાં ખર્ચી સફળતા ઉપાર્જન કરે.

લિ૦

શ્રી સમ્મેતશિખર જૈન તીર્થ જીર્ણોદ્ધાર સમિતિ

હા. રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાલા

ઠે. ગોપીપુરા, આગમ મંદિર, સુરત

મેઘનું આગમન મયૂરોને માટે પરમ આનંદનું કારણ બને છે, તેમ આ પત્રિકાનું પ્રકાશન સમસ્ત ભારતવર્ષના ભાવિક વર્ગને માટે પરમ આનંદનું કારણ બન્યું અને તે અત્યારથી જ શુભ મનોરથો કરવા લાગ્યો. જેઓ લક્ષ્મીની ચંચળતા જાણી ચૂકયા હતા અને તેનો સન્માર્ગે વ્યય કરવાની ભાવનાવાળા હતા, તેમણે પ્રભુજીને પધરાવવા માટે, ભાતા માટે કે નોકારશી માટે પોતાના નામો સમિતિ તરફ મોકલવા માંડયા. જેઓ આ મહોત્સવમાં સદેહે ભાગ લેવાની ભાવનાવાળા હતા, તેમણે સમિતિને અનેક જાતની પૂછપરછ કરવા માંડી. સ્પેશ્યલ ટ્રેઈન અને ડબ્બાવાળાઓએ આ પ્રસંગે સ્પેશ્યલ ટ્રેઈન કે ડબ્બા લઈ જવાની યોજના ઘડી તે માટે રેલ્વે અધિકારીઓને અરજી કરી તેની મંજૂરી માગી. સંઘો, સંસ્થાઓ, મંડળો વગેરેમાં આ સમાચારે એક જાતની હલચલ મચાવી દીધી અને ભારે ઉત્સુકતા પેદા કરી.

પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્ય ભગવંતને આ પ્રસંગે પધારવ માટે આગ્રહભરી વિનંતિ થયેલ હોવાથી તેઓશ્રીએ સં. ૨૦૧૬ ના મહા વદિ ૨ રવિવારના રોજ અમદાવાદથી શુભ પ્રયાણ કર્યું. ઉગ્ર વિહાર દ્વારા તેઓશ્રી નાગપુર પધાર્યા. સં. ૨૦૧૬ નું ચાતુર્માસ ત્યાં વ્યતીત કરી તેઓશ્રીએ તેમજ હિંગનઘાટ ચાતુર્માસ રહેલ પૂ. ઉપા૦ દેવેન્દ્રસાગરજી (હાલના આચાર્ય દેવેન્દ્રસાગર સૂરિજી) મ૦ આદિઠાણાએ પોતાનો વિહાર શ્રી સમેતશિખરજી મહાતીર્થ ભણી લંબાવ્યો.

પૂ૦ રંજનશ્રીજી મ૦ આ વખતે રાજનગરમાં પોતાના ગુરુણી તીર્થશ્રીજી મ૦ની સેવામાં હતા. તેઓશ્રીની શુભ પ્રેરણાથી જ આ મહાન કાર્ય નિષ્પન્ન થયેલું હોવાથી સમિતિવાળાની ત્યાં પધારવાની ખૂબ જ આગ્રહભરી વિનંતિ થઈ. પૂ. ગુરુણી મહારાજે એ વિનંતિનો સ્વીકાર કરી સં. ૨૦૧૭ ના કારતક સુદિ ૧૫ના દિવસે આશીર્વાદ આપી પૂ૦ રંજનશ્રીજી મહારાજને નીચે મુજબ ૧૪ ઠાણા સહિત એ મહાતીર્થ તરફ પ્રયાણ કરાવ્યું.

(૧) ગુણોદયશ્રીજી
(૨) મનોગુપ્તાશ્રીજી
(૩) રત્નત્રયાશ્રીજી
(૪) શમદમાશ્રીજી
(૫) સુસીમાશ્રીજી
(૬) કલ્પલતાશ્રીજી
(૭) લક્ષિતજ્ઞાશ્રીજી
(૮) સુનયજ્ઞાશ્રીજી
(૯) પ્રજ્ઞપ્તાશ્રીજી
(૧૦) કલ્પબોધશ્રીજી
(૧૧) તત્વત્રયાશ્રીજી
(૧૨) તત્વગુણાશ્રીજી
(૧૩) ધર્મજ્ઞાશ્રીજી
(૧૪) તત્વવિદાશ્રીજી

પહેલો મુકામ નરોડા થયો. ત્યાં હજારો નરનારીઓ વંદન કરવાને આવ્યાં, ધર્મનિષ્ઠ ગુણાનુરાગી શેઠ વાડીલાલ સાંકળચંદ તરફથી ત્યાં પૂજા ભણાવવામાં આવી અને સાધર્મિક ભક્તિનો લાભ પણ લેવાયો. એક મંગલ પ્રસંગ બીજા અનેક મંગલ પ્રસંગોને જન્મ આપનારો બને છે, તે વાત ખોટી નથી.

અન્ય સાધુ-સાધ્વી મહારાજો પણ ઉપસ્થિત થનાર મહોત્સવની મહત્તા પિછાણી શ્રી સમેતશિખર ગિરિરાજ ભણી વિહાર કરવા લાગ્યા.

અહીં એ નોંધ કરવી જોઈએ કે મુખ્ય મૂળ નાયક શ્રી શામળિયા પાર્શ્વનાથ ભગવાનને ગાદી નશીન કરવાની ઉછામણી વધતાં વધતાં રૂા. ૧,૧૬૦૦૧ સુધી પહોંચી હતી. આ ઉછામણી બોલનાર કલકત્તા નિવાસી ધર્મપ્રિય ઉદારાત્મા શેઠ શ્રી અંદરજી મોતીભાઈ હતા.

અગાઉથી પત્રિકામાં જાહેર કર્યા મુજબ સં. ૨૦૧૭ ના કારતક વદિ ૧ ના રોજ આ કાર્યનો આદેશ આપવા માટે શ્રી ચતુર્વિધ સંઘની સભા મળી હતી અને તેને પૂજ્ય ઉપા૦ શ્રી કૈલાસસાગરજી મહારાજનું સાન્નિધ્ય પ્રાપ્ત થયું હતું. આ સભાનો ઉછરંગ અનેરો હતો. એમાં શ્રી અંદરજીભાઈને આ ચિરસ્મરણીય પવિત્ર કાર્યનો આદેશ આપવામાં આવ્યો હતો.

ત્યારબાદ વાતાવરણમાં પ્રતિષ્ઠા મહોત્સવનો ધ્વનિ ખૂબ જોરથી ગાજતો થયો હતો અને તે અંગેની તૈયારીઓ ઝડપથી આગળ વધી હતી. 'કીડીને કણ ને હાથીને મણ' એ ન્યાયે મહાન ઉત્સવની તૈયારીઓ પણ ઘણી મહાન જ હોય, એ કહેવાની જરૂર છે ખરી? તે માટે સમિતિના ઉત્સાહી સભ્યો તથા અન્ય કાર્યકરો ખૂબ પરિશ્રમ કરી રહ્યા

હતા અને દરેક બાબતની ઝીણવટ ભરી ગણતરી કરીને તેને છેવટનું રૂપ આપવા લાગ્યા હતા. આ સેવાભાવી મહાનુંભાવોને આપણે જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં જ છે.

[૮]

## આમંત્રણ પત્રિકાએ કરેલું અનેરૂં આકર્ષણ

મહોત્સવનું એક અગત્યનું અંગ આમંત્રણ પત્રિકા છે. તે ભાવોત્પાદક તથા માહિતીથી પૂર્ણ હોય તો આમંત્રિતને અનેરું આકર્ષણ કરે છે અને તેને સૂચિત મહોત્સવમાં ભાગ લેવાને પ્રેરે છે. આ વસ્તુ લક્ષમાં રાખીને સમિતિએ ભાવોત્પાદક તથા માહિતીથી પૂર્ણ એવી આમંત્રણ પત્રિકા શ્વેત-સુંદર આર્ટ પેપર પર છપાવીને પ્રસિદ્ધ કરી હતી અને તેને આગેવાન જૈન સંઘો, જાણીતી વ્યક્તિઓ તથા આ કાર્યમાં છૂટથી મદદ કરનાર મહાનુભાવો પર મોકલી આપી હતી.

આ આમંત્રણ પત્રિકાનો અક્ષરદેહ નીચે મુજબ હતો.



॥ શ્રી શામળીયા પાર્શ્વનાથાય નમઃ ॥

શ્રી સમ્મેતશિખર મહાતીર્થે શ્રી અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ નિમિત્તે

### શ્રી સંઘ આમંત્રણ પત્રિકા

મંગળ શ્લોકો

जिणबिंबपइट्ठं, जे करंति कारवेंति भत्तिए ।
अणुमन्नंति पइदिणं, सव्वे सुहभाइणो हुंति ॥ १ ॥

यः सप्त विश्वाधिपति त्वसूचानुभान भोगीन्द्रफणातपत्रैः,
विभाति देवेन्द्रकृतां हि सेवः श्री पार्श्वनाथाय स शिवाय भूयात् ॥ १ ॥

यन्मूर्त्या समलङ्क रोति पुरुषादानीयपार्श्वप्रभुः
सम्प्राप्ता किल विंशतिः शिवपद यत्राजिताद्या जिनाः ।
यस्य स्पर्शनदर्शन स्तवनतो गच्छन्ति मुक्ति जनाः,
तत्तीर्थ प्रणमन्तु शुद्ध मनसा सम्मेतशैलाभिधम् ॥ २ ॥

उद्धारं यस्तवकार्षीद्गणधर मद्वनीयागमानां समन्तात्,
वाग्मभूवः सत्यसम्राद जिनसमयसूरी वादिजेता गभीरः ।
दुष्प्रापः क्षुद्रसत्त्वैः प्रवचनपटुगीर्यस्य शास्ता कुपादीन्,
भक्त्या वन्देभूताब्धि सकल वुधानुतं सागरानन्दसूरिम् ॥ १ ॥

गीतार्थः शान्तमूर्तिः सकलबुधनुतो गच्छनेता प्रवीणः
तत्त्वानां पारगामी प्रवचनपटुभिः शिष्यवर्यैः समेतः ।
मूलीसंस्थानराज्ञो जिनवरकथिते शास्त्रतत्त्वे रुचीकृत्
माणिक्यसागरान्तो बुध इह जयतात् सूरिराजः समन्तात् ॥ २ ॥

શ્રી પાર્શ્વજિનં પ્રણમ્ય અનેક જિનમંદિરોથી વિભૂષિત ...............નગરે દેવગુરુ-ધર્મઆરાધક પંચપરમેષ્ઠિમંત્રસ્મારક શ્રાદ્ધધર્મોપાસક શ્રેષ્ઠિવર્ય શ્રી...................આદિ સંઘસમસ્ત યોગ્ય.

લિ૦ શ્રી સમ્મેત શિખર (મધુવન) થી શ્રી સમ્મેતશિખર જૈન તીર્થ જીર્ણોદ્ધાર સમિતિના બહુમાન પૂર્વક પ્રણામ સ્વીકારશોજી.

વિશેષ વિનંતિ સાથે સહર્ષ જણાવવાનું કે તરણ-તારણ એવા ૨૦ તીર્થંકર ભગવંતો જ્યાં મુક્તિપદને પામ્યા છે, એવા આ પરમ પવિત્ર પ્રાચીન શ્રી સમ્મેતશિખરજી મહાતીર્થ ઉપર ૨૦ તીર્થંકરોની ૨૦ દેવકુલિકાઓ તથા શ્રી ઋષભદેવજી, શ્રી વાસુપૂજ્ય સ્વામી શ્રી નેમિનાથ સ્વામી, શ્રી મહાવીર સ્વામી એ ચાર તીર્થંકરોની ૪ દેવકુલિકાઓ તથા ૪ શાશ્વતા જિનેશ્વરોની ૪ દેવકુલિકાઓ તથા શ્રી ગૌતમ સ્વામી ગણધર મહારાજની એક દેવકુલિકા એમ કુલ ૨૯ દેવકુલિકાઓ તથા શ્રી શામળા પાર્શ્વનાથ ભગવંતનું જલમંદિર વગેરે ઘણી જીર્ણદશામાં હોવાથી એનો જીર્ણોદ્ધાર પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજની આજ્ઞાવર્તિની બાલબ્રહ્મચારિ પૂ૦ શિવશ્રીજીના પ્રશિષ્યા સાધ્વી શ્રી રંજનશ્રીજી મ૦ ની શુભ પ્રેરણાથી વિક્રમ સંવત્ ૨૦૧૨ માં શરૂ કરાવ્યો હતો. તે જીર્ણોદ્ધાર શાસનદેવની શુભ સહાયથી નિર્વિઘ્ને પૂર્ણ થયો છે. તે જલમંદિરમાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ પ્રભુજી વગેરે વિરાજમાન કરાવવાનું તથા નવીન જિનબિંબોની અંજનશલાકા તથા વિ. સં. ૨૦૧૭ ના મહા વદિ ૭ તા. ૮-૨-૬૧ બુધવારને દિવસે પ્રતિષ્ઠા કરાવવાનું નક્કી કરવામાં આવેલ છે.

આ શુભ પ્રસંગે અમારી આગ્રહભરી વિનંતિનો સ્વીકાર કરીને શ્રી આગમમંદિરોના સંસ્થાપક શ્રી શૈલાના નરેશ-પ્રતિબોધક આગમવાચન દાતા આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજના અનન્ય પટ્ટધર મૂળીનરેશ પ્રતિબોધક શાંતમૂર્તિ આચાર્યદેવશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજ તથા વર્ધમાન તપો નિષ્ણાત આચાર્ય શ્રી ચન્દ્રસાગરસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન્ શિષ્ય રત્ન ઉપાધ્યાય શ્રી દેવેન્દ્રસાગરજી ગણિવર તથા ગણિવર શ્રી ચિદાનંદસાગરજી તથા મુનિરાજશ્રી ગુણસાગરજી મ૦ તથા બાલમુનિ શ્રી પુણ્યોદયસાગરજી મહારાજ આદિ ઠાણા ૨૨ તથા યોગનિષ્ઠ આચાર્ય શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વરજીના પટ્ટધર શાન્તમૂર્તિ આચાર્ય કીર્તિસાગરસૂરીશ્વરજીના વિદ્વાન પ્રશિષ્ય ઉપાધ્યાય શ્રી કૈલાસસાગરજી ગ૦ આદિ

ઠાણા ૬ તથા આચાર્ય શ્રી **વિજયનીતિસૂરીશ્વરજી**ના સમુદાયના પન્યાસ શ્રી **રામવિજયજી** ગણિવર આદિ ઠાણા ૨ તથા આચાર્ય શ્રી કેશરસૂરીશ્વરજીના સમુદાયના મુનિ **પ્રભાવવિજયજી** આદિ ઠાણા ૪ તથા પૂ૦ આચાર્ય શ્રી **વિજયસમુદ્રસૂરીશ્વરજી**ના અંતેવાસી મુનિરાજ **શ્રી વલ્લભદત્તવિજયજી** આદિ ઠાણાં ૨ સપરિવાર પધારેલ છે. દરેક કાર્યો પૂ૦ આચાર્યદેવશ્રીની શુભનિષ્ઠામાં થશે.

## મહામંગલકારી મહોત્સવનો શુભ કાર્યક્રમ

**મહા સુદિ ૮** મંગળવાર તા. ૨૪–૧–૬૧ જલયાત્રાનો વરઘોડો, આંગી તથા ભાવના.

**મહા સુદિ ૯** બુધવાર તા. ૨૫–૧–૬૧ મધુવનમાં મંડપમાં પ્રભુજી પધરાવવા, ક્ષેત્રપાલ પૂજન, દ્વારપાલપૂજન, પીઠપૂજન, શુભ મુહૂર્તે કુંભસ્થાપન, દીપસ્થાપન તથા જવારા સ્થાપન, આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૦** ગુરુવાર તા. ૨૬–૧–૬૧ નવગ્રહ પૂજન, દશ દિક્પાલ પૂજન, અષ્ટમંગલ પૂજન, નંદાવર્ત પૂજન, આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૧** શુક્રવાર તા. ૨૭–૧–૬૧ શ્રી સિદ્ધચક્ર પૂજન તથા વીશસ્થાનક પૂજન તથા સોળ વિદ્યાદેવી પૂજન, આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૨** શનિવાર તા. ૨૮–૧–૬૧ આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૩** રવિવાર તા. ૨૯–૧–૬૧ આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૪** સોમવાર તા. ૩૦–૧–૬૧ ગિરિરાજ ઉપર જલમંદિરમાં કુંભસ્થાપના, દીપસ્થાપના, જવારા સ્થાપના, આંગી, પૂજા તથા ભાવના.

**મહા સુદિ ૧૫** મંગળવાર તા. ૩૧–૧–૬૧, ઇન્દ્ર, ઇન્દ્રાણી સ્થાપના, ચ્યવન કલ્યાણક મહોત્સવ, સ્વપ્નદર્શન, ચ્યવન કલ્યાણકનો વરઘોડો, આંગી, પૂજા તથા ભાવના.

**મહા વદિ ૧** બુધવાર તા. ૧–૨–૬૧ જન્મકલ્યાણક મહોત્સવ, છપ્પનદિક્કુમારિકા મહોત્સવ, સુઘોષાઘંટાવાદન, જન્મકલ્યાણકનો વરઘોડો, મેરુશિખર ઉપર પ્રભુનો જન્માભિષેક મહોત્સવ, અઢાર અભિષેક, નામસ્થાપના, આંગી, પૂજા તથા ભાવના.

**મહા વદિ ૨** ગુરુવાર તા. ૨–૨–૬૧ લેખનશાળા, ચોરીમંડપ, પાણિગ્રહણ, શ્રી પાર્શ્વકુમારનો દરબાર, આંગી, પૂજા તથા ભાવના.

**મહા વદિ ૩** શુક્રવાર તા. ૩–૨–૬૧ લોકાંતિક દેવોની વિનંતિ, સાંવત્સરિક દાન, દીક્ષા કલ્યાણક તથા દીક્ષા કલ્યાણકનો વરઘોડો, કેવળજ્ઞાન કલ્યાણક તથા કેવળજ્ઞાન કલ્યાણકનો વરઘોડો, આંગી, પૂજા તથા ભાવના.

માહ વદિ ૩ શનિવાર તા. ૪–૨–૬૧ શુભ મુહૂર્તે અંજનશલાકા, મોક્ષકલ્યાણક તથા મોક્ષકલ્યાણકનો વરઘોડો, શાન્તિસ્નાત્ર, આંગી તથા ભાવના.

માહ વદિ ૪ રવિવાર તા. ૫–૨–૬૧ આંગી, પૂજા તથા ભાવના.

માહ વદિ ૫ સોમવાર તા. ૬–૨–૬૧ ગિરિરાજ ઉપર જલમંદિરમાં નવગ્રહ-પૂજન, દશદિક્પાલ પૂજન, અષ્ટમંગલપૂજન, નંદાવર્તપૂજન વગેરે આંગી, પૂજા તથા ભાવના.

માહ વદિ ૬ મંગલવાર તા. ૭–૨–૬૧ ગિરિરાજ ઉપર ચૈત્યાભિષેક, ધ્વજાદંડ પૂજન, કલશ પૂજન, ચૈત્યપ્રતિષ્ઠા, વેદિકાપૂજન, આંગી, પૂજા તથા ભાવના.

માહ વદિ ૭ બુધવાર તા. ૮–૨–૬૧ શ્રી મૂળનાયકજી તથા બીજાં પ્રતિમાજી-ઓનો પ્રવેશ તથા શુભ મુહૂર્તે પ્રતિષ્ઠા ગાદીનશીન ક્રિયા, બપોરે અષ્ટોત્તરી સ્નાત્ર, રાત્રે વૃષ્ટિ.

માહ વદિ ૮ ગુરુવાર તા. ૯–૨–૬૧ સવારે શુભ મુહૂર્તે દ્વારોદ્ઘાટન ક્રિયા તથા પૂ૦ આચાર્ય મહારાજશ્રીની દેશના.

## શ્રી નવકારશી કરાવનારાઓનાં શુભ નામો.

શેઠ પરિચંદજી, શ્રીચંદજી તથા શ્રી ગંભીરચંદજી બોથરા તરફથી માહ સુદિ ૧૩ તા. ૨૯–૧–૬૧ રવિવારે.

શ્રી મદ્રાસ જૈન યાત્રા સ્પેશ્યલ ટ્રેઈનના યાત્રિકો તરફથી માહ વદિ ૭ તા. ૮–૨–૬૧ બુધવારે.

સંઘવી શેઠ મીઠાલાલજી કાનમલજી કુશલરાજજી સિંઘી પાલી (રાજસ્થાન) તરફથી માહ વદિ ૮ તા. ૯–૨–૬૧ ગુરુવારે.

## શ્રી ભાતું આપનારાઓનાં શુભ નામો

શેઠ નિર્મલકુમારસિંગજી નવલખા–કલકત્તાવાળા તરફથી માહ સુદિ ૧૩ તા. ૨૯–૧–૬૧ રવિવારે.

શેઠ નિહાલચંદજી નથમલજી સાદડી (રાજસ્થાન) વાળા તરફથી માહ સુદિ ૧૫ તા. ૩૧–૧–૬૧ મંગળવારે.

સંઘવી શેઠ માણેકલાલ મનસુખલાલ અમદાવાદવાળા તરફથી માહ વદિ ૧ તા. ૧–૨–૬૧ બુધવારે.

શ્રી કચ્છી જૈન ભાઈઓ કલકત્તાવાળા તરફથી માહ વદિ ૨ તા. ૨–૨–૬૧ ગુરુવારે.

શેઠ ચુનીલાલજી તારાચંદજી લોઢા તથા મગનલાલજી તારાચંદજી લોઢા હો. વજેચંદ તથા ઝવેરચંદ લોઢા બગવાડા (ગુજરાત) વાળા તરફથી માહ વદિ ૫ તા. ૬–૨–૬૧ સોમવારે.

સંઘવી શેઠ કાનમલજી સિંગીના ધર્મપત્ની શ્રીમતી ઉગમકુંવરબાઈ સિંગી પાલી (રાજસ્થાન) વાળા તરફથી માહ વદિ ૮ તા. ૯–૨–૬૧ ગુરુવારે.

આ પ્રતિષ્ઠા મહોત્સવ ઉપર અમારી વિનંતિનો સ્વીકાર કરીને આગમોદ્ધારક આચાર્ય દેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજની આજ્ઞાવર્તિની સાધ્વી શ્રી **તિલકશ્રીજી** મ૦ ના શિષ્યા **હેમશ્રીજી** મ૦ ના શિષ્યા તપસ્વિની સાધ્વી શ્રી **તીર્થશ્રીજી** મ૦ ના શિષ્યા પરમ વિદુષી સાધ્વીજી **શ્રીરંજનશ્રીજી** મ૦ આદિ ઠાણાં ૨૭ તથા પૂ૦ આચાર્યશ્રી **વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજના સમુદાયના સાધ્વી શ્રી સરસ્વતીશ્રીજી આદિ ઠાણાં ૪ તથા પૂ૦ આચાર્યશ્રી **બુદ્ધિસાગરસૂરીશ્વરજી** મહારાજના સમુદાયના સા. કુસુમશ્રીજી આદિ ઠાણાં ૭ તથા પૂ૦ આચાર્ય **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજના સમુદાયના સાધ્વી શ્રી હેમચન્દ્રશ્રીજી આદિ ઠાણાં ૩ તથા પૂ૦ આચાર્ય શ્રી વિજય હિમાચલસૂરીશ્વરજી મહારાજના સમુદાયના સાધ્વી શ્રી ઉદ્યોતશ્રીજી આદિ ઠાણાં ૪ તથા પૂ૦ આચાર્યશ્રીજી **વિજયનીતિસૂરીશ્વરજી** મહારાજના સમુદાયના સા. નિર્મળાશ્રીજીની શિષ્યા સા. પદ્મયશાશ્રીજી આદિ ઠાણાં ૪ પધારેલ છે.

આ મહોત્સવ પ્રસંગે શ્રી સમ્મેતશિખરજી તીર્થ જીર્ણોદ્ધાર નિમિત્તે **૧૨૧ છોડનું** ઉજમણું કરવામાં આવશે.

આ મહાતીર્થમાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠા આદિ ક્રિયાઓનાં વિધિવિધાન કરાવવા માટે સુરતનિવાસી ક્રિયાકારક વયોવૃદ્ધ શ્રેષ્ઠિવર્ય બાલુભાઈ ઉત્તમચંદ કાપડિયા તથા શ્રી ફકીરભાઈ વગેરે પોતાની મંડળી સાથે પધારશે. પૂજા તથા ભાવના માટે પંજાબવાળા શ્રી ઘનશ્યામદાસભાઈ તથા અમદાવાદ નિવાસી વાસુદેવ ભોજકની મંડળી વગેરે પધારશે. આ વખતે મેરુશિખર વગેરે રચનાઓ રચાવવામાં આવશે.

આ મહાતીર્થ ઉપર શ્રી જલમંદિરમાં શ્રી મૂળનાયક શ્રી પાર્શ્વનાથજી ભગવંતને બિરાજમાન કરવાનો આદેશ મોટી મારડ (સૌરાષ્ટ્ર)નિવાસી શ્રેષ્ઠિવર્ય શ્રી અંદરજીભાઈ મોતીચંદ કલકત્તાવાળાને રૂા. ૧૧૬૦૦૧ માં આપવામાં આવ્યો છે.

હવે અમારી આપ શ્રીસંઘને આગ્રહભરી વિનંતિ છે કે આ મહાતીર્થમાં ઘણાં વર્ષોએ થતા અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે આપ સહુ સહકુટુંબ પધારી શાસનશોભામાં અભિવૃદ્ધિ કરશોજી. અહીં પધારવાથી સ્થાવર તીર્થ સ્વરૂપ મહાતીર્થની યાત્રા સાથે જંગમ તીર્થભૂત પૂ. આચાર્ય ભગવંત તથા પૂ. ઉપાધ્યાય મહારાજો આદિ મુનિમંડળ તથા સાધ્વીજીઓનાં દર્શન–વંદન તથા વ્યાખ્યાન વાણીનો લાભ મળશે.

લિ૦ સંઘસેવકો

કસ્તૂરભાઈ લાલભાઈ–અમદાવાદ
નરેન્દ્રસિંગ સિંગી–કલકત્તા
મહીપાળ બહાદુરસિંગ દુગડ–કલકત્તા
રાજેન્દ્રકુમાર માણેકલાલ–અમદાવાદ
બંસીલાલ કોચર–હિંગનઘાટ
હીરાલાલ રાયચંદ ભણશાળી પાલણપુરવાળા } કલકત્તા
રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળા, અચ્છારી
રમણલાલ દલસુખભાઈ–ખંભાત
બહાદૂરસિંહજી રાજેન્દ્રસિંગજી–કલકત્તા

નિર્મળકુમારસિંગજી નવલખા–કલકત્તા
જીવણલાલ (૧૯૨૯) લીમીટેડ,
હા. હેમચંદભાઈ–કલકત્તા
ગોવિંદજી જેવત ખોના–મુંબઈ
માણેકલાલ ચુનીલાલ–મુંબઈ
પરિચંદ બોથરા–કલકત્તા
જીવરાજ રામપુરિયા–કલકત્તા
છગનલાલ હરજીવનદાસ
હઃ હીરાલાલભાઈ શિવ–મુંબઈ
દેવચંદ ઝીણાભાઈ (વેરાબ્રધર્સ લી.વાળા) કલકત્તા

## — બાંધકામ સમિતિ —

ચંદુલાલ નાગરદાસ કોન્ટ્રેકટર–અમદાવાદ
ચીમનલાલ ગોકળદાસ–અમદાવાદ
પાનાચંદ સાકેરચંદ મદ્રાસી–સુરત

રતિલાલ ગોરધનદાસ–મદ્રાસ
નેમચંદ જીવણચંદ–ખાજીપુરા

સ્થળ—

મધુવન–પોસ્ટ પ્રતિષ્ઠા મહોત્સવ–શિખરજી
જિલ્લો હજારીબાગ, બિહાર.
વિ. સં. ૨૦૧૭ માહ સુદિ બીજ
તા. ૧૮–૧–૬૧ મંગળવાર

તા. ક. મધુવન (શિખરજી) પધારવા માટે ઈસ્ટર્ન રેલ્વેના પારસનાથ અને ગીરડી એ બંને સ્ટેશનોથી અવાય છે. એ બંને સ્ટેશનોએથી મધુવન (શિખરજી) આવવા માટે મોટરબસ વગેરેનો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. તેમજ ત્યાં સ્વયંસેવકો હાજર રહેશે. પારસનાથ સ્ટેશને દરેક મેઈલ તથા એકસપ્રેસ ટ્રેઈન ઊભી રહે તેવી ગોઠવણ કરવામાં આવી છે મધુવન (શિખરજી)ની ધર્મશાળામાં ‘ પ્રતિષ્ઠા–મહોત્સવ પોસ્ટ ઓફિસ ’ એ નામથી પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફિસ તા. ૧૫–૧–૬૧ થી ચાલુ થઈ છે તથા ટેલીફોનની સગવડ પણ રાખવામાં આવી છે. યાત્રાળુઓને ઉતરવા માટે તેમજ ડોળી વગેરેની પણ પૂરતી સગવડ રાખવામાં આવી છે. ઠંડીની ઋતુ હોવાથી બિસ્તરો વગેરે ઓઢવા–પાથરવાનાં જરૂરી સાધનો સાથે લાવવા ખાસ વિનંતિ છે.

વિશાળ કાર્યક્રમનું આયોજન અને દરેક પ્રકારની સગવડ સૂચવતી આ આમંત્રણ-પત્રિકા બહાર પડ્યા પછી 'ચલો સમેતશિખર'નો નાદ ગાજતો થયો હતો અને હજારો યાત્રાળુઓ રેલ્વે, મોટર, ટેકસી વગેરે દ્વારા શિખરજી આવવા લાગ્યા હતા. વળી નિયત કાર્યક્રમ મુજબ સ્પેશ્યલ ટ્રેઈનો અને ડબ્બાઓનું આગમન પારસનાથ કે ગીરડી સ્ટેશને થવા લાગ્યું હતું અને બસો તથા ટેકસીઓનો કાફલો તેમાંના યાત્રિકોને મધુવનમાં પહોંચાડવા લાગ્યો હતો.

બીજી બાજુ આમંત્રણ પત્રિકામાં નિર્દેશાયેલ પૂજ્ય સાધુ–સાધ્વીઓનો સમુદાય અનેક પ્રકારનાં કષ્ટો વેઠીને તથા દીર્ઘ વિહારો કરીને ગિરિરાજની સમીપે આવી પહોંચ્યો હતો. તેમનો પ્રવેશ માહ સુદિ ૫ શનિવારના રોજ ઘણી ધામધૂમથી કરાવવામાં આવ્યો હતો.

થોડા દિવસોમાં તો મધુવન યાત્રિકોથી ઉભરાવા લાગ્યું હતું અને જાણે માનવ-મહેરામણ હેલે ચડ્યો હોય, એવો દેખાવ થઈ રહ્યો હતો.

[ ૯ ]

## વિશિષ્ટ તૈયારીઓનું દિગ્દર્શન

આમંત્રણપત્રિકામાં દર્શાવ્યા ઉપરાંત સમિતિએ બીજી પણ કેટલીક વિશિષ્ટ તૈયારીઓ કરી હતી, તેનું અહીં દિગ્દર્શન કરાવવું ઉચિત લેખાશે.

મધુવનમાં યાત્રિકોને ઉતરવા માટે ત્રણ ધર્મશાળાઓ હતી, પરંતુ યાત્રિકોની સંખ્યા ઘણી મોટી થશે એમ માનીને તેમનાં વસવાટ માટે તદ્દન નવા ૬૦૦ તંબુઓ નાખવામાં આવ્યા હતા. આ દરેક તંબુમાં પાર્ટીશન વડે બે ખંડોની વ્યવસ્થા કરવામાં આવી હતી અને ખાસ સગવડ કરીને તેમાં વીજળીની બત્તીઓ મૂકવામાં આવી હતી.

આ તંબુઓની ગોઠવણ એક નાનકડાં નગરનો ખ્યાલ આપતી હતી અને આ 'પારસનાથી નગર'ની એક સરખી શ્વેતતાને લીધે પ્રેક્ષકોનાં મન પર અદ્દભૂત છાપ પાડતી હતી. આ તીર્થ પર પુરુષાદાનીય શ્રી પાર્શ્વનાથ પ્રભુનો કેવો પ્રભાવ છે, તે અમે 'શ્રી સમ્મેતશિખર–તીર્થદર્શન' નામના પૂર્વ નિબંધમાં વિસ્તારથી જણાવેલું છે તેમનાં પુણ્ય સ્મરણરૂપે આ નામ રાખવામાં આવ્યું હતું.

અતિ મોટા યાત્રિકસમૂહને પીવાનું તથા નહાવા–ધોવાનું પાણી પૂરતા પ્રમાણમાં સમયસર કેમ આપવું ? એ એક વિચારણીય પ્રશ્ન હતો, પરંતુ કાર્યવાહકોએ દીર્ઘદૃષ્ટિ વાપરી પહાડ પરનાં એક ઝરણાં આડે બંધ બાંધી લઈ એક નાનકડું તળાવ બનાવ્યું હતું અને તેમાંથી પાઈપ લાઈન વડે 'પારસનાથ નગરમાં' પાણી આવે એવી ગોઠવણ કરી

હતી. વળી પાણી મેળવવામાં ધમાલ ન થાય કે વધારે વખત ન જાય તે માટે છૂટથી નળો નાખવામાં આવ્યા હતા. વધારે સ્પષ્ટ કહીએ તો લગભગ દરેક તંબુને આગવો નળ મળી રહે તેવી ગોઠવણ કરવામાં આવી હતી અને કેટલાંક સ્નાનગૃહો પણ ઊભા કરવામાં આવ્યાં હતાં.

યાત્રિકોને સમયસર સાત્ત્વિક ભોજન મળી રહે તે માટે મોટા પાયે ગોઠવણો કરવામાં આવી હતી. ભોજનમંડપ ઘણો વિશાળ બનાવવામાં આવ્યો હતો અને પીરસનારાઓની સંખ્યા પણ ઘણી મોટી રાખવામાં આવી હતી, તેથી ભોજન કરનારને દરેક વસ્તુ સમયસર મળી રહે અને ખોટી થવું ન પડે.

મોટા ઉત્સવોમાં ક્યાં જવું ? શું કરવું ? કોને મળવું ? વગેરે બાબતોની માણસોને મુંઝવણ હોય છે, તેથી આવા પ્રસંગે પૂછપરછ કાર્યાલય ( Inquiry office ) ખોલવામાં આવે છે. અહીં શ્વેતાંબર કોઠીની બહાર ભોમિયાજીનાં મંદિરની સામે આવું કાર્યાલય ખોલવામાં આવ્યું હતું અને તેમાં સંતોષકારક જવાબો આપી શકે તેવા કાર્યકર્તાઓની નિમણુક કરવામાં આવી હતી.

આ કાર્યાલયની પાસે જ વૈદકીય રાહતની સગવડ રાખવામાં આવી હતી અને ત્યાં દર વખત ડોકટર-વૈદ્ય મળી રહે તેવો પ્રબંધ કરવામાં આવ્યો હતો.

અનુભવીઓ કહે છે કે આવી સુંદર સગવડો તો આ મહોત્સવમાં જ પહેલીવાર જોવા મળી હતી.

મધુવનમાં પ્રતિષ્ઠા મહોત્સવના મંડપની બાજુમાં ૧૨૧ છોડનું ભવ્ય ઉજમણું રાખવામાં આવેલ હતું. તે છોડ ભરાવનાર ભાગ્યશાળી તથા તે છોડ ક્યાં આપ્યો તેની યાદી પાછળ આપેલ છે.

[ ૧૦ ]

## મહોત્સવની ભવ્ય ઉજવણી

### પહેલો દિવસ–માહ સુદિ ૮ :

દિવસોથી જેની આતુરતાભરી પ્રતીક્ષા થઈ રહી હતી, તે મહોત્સવનાં મંડાણ સં. ૨૦૧૭ના માહ સુદિ ૮ના મંગલ પ્રભાતે મધુવનમાં થયાં હતાં, શું તે વખતનો ઉત્સાહ ! શું તે વખતનો આનંદ ! જુદા જુદા પ્રાંતમાંથી ભેગાં થયેલાં હજારો હૈયાં એ વખતે હસી રહ્યાં હતાં અને જગદુદ્ધારક જિનેશ્વર ભગવંતોને ભાવકુસુમો ચડાવી રહ્યાં હતાં આવો મંગલ અવસર તો જીવનમાં કોઈક જ વાર સાંપડે, એવી સહુને પ્રતીતિ હતી, એટલે તેઓ પોતાનાં તન-મન તેને સમર્પિત કરી રહ્યાં હતાં.

આજે બપોરે મધુવનમાં જલયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો અને કુંભ માટેનુ જળ ઋજુવાલિકા નદીમાંથી વિધિવિધાનપૂર્વક લાવવામાં આવ્યું હતું.

રાત્રે સંગીતમય સુંદર ભાવના ભાવવામાં આવી હતી. તીર્થોદ્ધારના ઇતિહાસમાં આ દિવસ સુવર્ણાક્ષરે લખાયો હતો.

**બીજો દિવસ માહ સુદિ ૯:**

આજે મધુવનના ભવ્ય મંડપમાં પ્રભૂજીને પધરાવવાનો તથા કુંભ સ્થાપવા વગેરેનો કાર્યક્રમ હતો. તે સર્વની ઉછામણી પૂજ્ય આચાર્ય મહારાજની નિશ્રામાં સવારના વ્યાખ્યાન સમયે બોલાવવામાં આવી હતી. તેમાં નીચે પ્રમાણે આદેશો અપાયા હતા :—

—ભગવાન શ્રી સુપાર્શ્વનાથને પધરાવવાનો આદેશ બાબુ નિર્મળકુમારસિંહજી નવલખાને.

—તેમની બંને બાજુ શ્રી મહાવીર સ્વામી તથા અન્ય ભગવંતને પધરાવવાનો આદેશ મે. પી. બી. શાહ એન્ડ કું. વાળાને

—ભગવાન શાતિનાથને પધરાવવાનો આદેશ કનસુખરાના વતની શા. પોપટલાલ હેમરાજને

—કુંભસ્થાપનાનો તથા વરઘોડા વખતે રથમાં બેસી સારથી બનવાનો આદેશ પી. બી. શાહ એન્ડ કું.વાળાને.

—રામણદીવડાનો આદેશ સુરતનિવાસી શ્રીયુત હીરાલાલ દીપચંદને.

—જવારા રોપણ તથા પોંખવાનો આદેશ શા. પોપટલાલ હેમરાજને.

આ પ્રમાણે ઉછામણી બોલાવ્યા બાદ શ્રી સુપાર્શ્વનાથ ભગવાન આદિ બિંબોને વાજતેગાજતે વરઘોડો ચડાવી મંડપમાં પધરાવવામાં આવ્યા હતા, ત્યારબાદ ક્રિયાકારક શ્રી બાબુભાઈ ઉત્તમચંદ સુરતવાળાએ કુંભસ્થાપન, ક્ષેત્રપાલપૂજન, દ્વારપાલપૂજન, પીઠપૂજન, દીપસ્થાપન, જવારા રોપણ આદિ વિધિઓ સુંદર રીતે કરાવી હતી

બપોરે પૂજા ભણાવવામાં આવી હતી તથા રાત્રે ભાવના ભાવવામાં આવી હતી. આજે પ્રભુજીની અંગરચના ઘણી આકર્ષક બની હતી.

**ત્રીજો દિવસ–માહ સુદિ ૧૦ :**

નિયત થયેલા કાર્યક્રમ મુજબ આજે મધુવનમાં નવગ્રહપૂજન વગેરે ક્રિયાઓ થવાની હતી અને તે માટે ભાવિકો વહેલી સવારથી જ તૈયારી કરવા લાગ્યા હતા. પ્રથમ આ ક્રિયાના આદેશો અપાયા બાદ તેનો વિધિ શરુ થયો હતો.

નવગ્રહ પૂજન અને દશદિક્પાલ પૂજનના બે પાટલાનું પૂજન અનુક્રમે શેઠ રાયચંદ ગુલાબચંદ અમછારીવાલાએ તથા શેઠ ફત્તેહચંદજી લક્ષ્મીચંદજી કોચેરે કર્યું હતું.

અષ્ટમંગલના બે પાટલાનું પૂજન અનુક્રમે સુરતનિવાસી શેઠ પાનાચંદ સાકેરચંદ તથા અમદાવાદ નિવાસી ભરતકુમાર કાંતિલાલે કર્યું હતું. નંદાવર્ત પાટલાનું પૂજન કરવાનો લાભ કનસુખરાવાળા શા. પોપટલાલ હેમરાજે લીધો હતો અને ક્ષેત્રપાલપૂજન, સોળ વિદ્યાદેવી પૂજન તથા ભૈરવ પૂજનનો લાભ શેઠ ગુંમરમલજી બચ્છાવતવાળાના ફાળે ગયો હતો.

આજે અંગરચનાનું આકર્ષણ વધ્યું હતું, પૂજામાં અનેરો રંગ પૂરાણો હતો અને યાત્રિક વૃંદે મોડે સુધી ભાવના ભાવી હતી. જે કાર્ય હૃદયના ઉલ્લાસપૂર્વક થાય તે જરૂર સોહામણું બને છે અને સફળતાને વરે છે.

### ચોથો દિવસ–માહ સુદિ ૧૧ :

આજે શ્રી સિદ્ધચક્ર ભગવંતનું બૃહત્ પૂજન આદિ વિધિઓ થવાની હતી, એટલે યાત્રિકોના ઉત્સાહનું પૂછવું જ શું ? તેઓ નિયત સમય પહેલાં જ મંડપમાં આવી ગયા હતા, આખો મંડપ ચિકાર ભરાઈ ગયો હતો.

પ્રથમ શ્રી સિદ્ધચક્ર બૃહત્ પૂજન થયું, તેનો લાભ શ્રી દુલીરાજ પ્રેમચંદ જલગાંવવાળાએ લીધો હતો. પછી તીર્થંકર નામકર્મ ઉપાર્જવામાં કારણભૂત એવાં વીશ સ્થાનકોનું પૂજન થયું, તેનો લાભ જીવણબહેન કલકત્તાવાળાએ લીધો હતો. ત્યાર બાદ અમરોની આલમમાં અદ્વિતીય અધિકાર ભોગવનાર ૬૪ ઈન્દ્રોનું પૂજન થયું હતું, તેનો લાભ શ્રી મનહરલાલ માધવલાલ પોરબંદરવાળાએ લીધો હતો. છેવટે શાસનરક્ષા કરવામાં શૂરીપૂરી એવી ૨૪ દેવીઓનું પૂજન થયું હતું, તેનો લ્હાવો શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળાએ લીધો હતો.

અહીં એટલી નોંધ કરવી જોઈએ કે ક્રિયાકારક બાબુભાઈ આદિએ મંત્રોના શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચારથી સારાયે વાતાવરણને ભાવનામય બનાવી દીધું હતું.

પૂજા, આંગી, ભાવનાની રોનક આજે પણ અનેરી રહી હતી.

### પાંચમો દિવસ–માહ સુદિ ૧૨ :

આજે સવારે ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્ય ભગવંત તથા ઉપાધ્યાય મહારાજનું વ્યાખ્યાન હતું. તેમાં તેઓશ્રીએ ધાર્મિક અનુષ્ઠાનોનું રહસ્ય પ્રકાશ્યું હતું અને તેનાથી થનાર અનેકવિધ લાભોનું વર્ણન કર્યું હતું.

આજે પ્રભુજીની અંગરચના ઘણી સુંદર થઈ હતી. અને પૂજા તથા ભાવના પ્રસંગે સંગીતની સરિતા વહી હતી એ સરિતામાં નિમજ્જન કરનારાઓ અપૂર્વ આનંદનો અનુભવ કર્યા સિવાય કેમ રહે ?

### છઠ્ઠો દિવસ–માહ સુદિ ૧૩ :

આજે સવારે પણ ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્ય ભગવંતનું વ્યાખ્યાન થયું હતું.

તેમાં આવતી કાલે ગિરિરાજ ઉપર જલમંદિરમાં થનાર કુંભ સ્થાપન, દીપસ્થાપન વગેરેની ઉછામણી બોલાવવામાં આવી હતી. યાત્રિકોએ ઉત્સાહ ઘણો સારો બતાવ્યો હતો.

આજે બાબુ નિર્મળકુમારસિંગજી નવલખા કલકત્તાવાળાએ યાત્રિકોને ભાતું આપીને તથા બાબુશ્રી પરિચંદ્રજી બોથરા, શ્રી ચંદજી બોથરા તથા ગંભીરચંદજી બોથરા કલકત્તાવાળાએ નવકારશી કરીને સંઘ ભક્તિનો લ્હાવો લીધો હતો.

આજે દેવાધિદેવ શામળા પાર્શ્વનાથ પ્રભુને દર્શનીય અંગરચના કરવામાં આવી હતી અને પૂજા તથા ભાવનાનો કાર્યક્રમ રાબેતા મુજબ રહ્યો હતો.

**સાતમો દિવસ–માહ સુદ ૧૪ :**

આજે ઉષાનું આગમન થતાં પહેલાં યાત્રિકોએ ગિરિરાજ પરનું આરોહણ શરુ કરી દીધું હતું અને 'शुभस्य शीघ्रम्' એ ઉક્તિને ચરિતાર્થ કરી હતી. તેમણે માર્ગમાં સહસ્રરશ્મિને સાત ઘોડા પર સવાર થઈને આવતો જોયો હતો. અને આનંદ અનુભવ્યો હતો. ઉગતા સૂર્યના–બાલરવિના કિરણો લેવાની પ્રથા આજે ઓછી થઈ ગઈ છે, પણ તેમાં અપૂર્વ તાજગી આપનારાં તત્ત્વો છે, એ આપણે ભૂલવાનું નથી.

પૂજ્ય ઉપાધ્યાય શ્રી દેવેન્દ્રસાગરજી હાલના આચાર્ય શ્રી દેવેન્દ્રસાગરસૂરિજી તથા ઉપા૦ કૈલાસસાગરજી મહારાજ સમયસર જલમંદિરમાં આવી જતાં આજનો ભવ્યકાર્યક્રમ શરૂ થયો હતો. સર્વ વિધિ વિધાનો તેઓશ્રીની જ પુણ્ય નિશ્રામાં કરવામાં આવ્યાં હતાં. તેમાં કુંભસ્થાપનનો લાભ બાબુ રાજમલ સુરાણાએ, દીપ પ્રકટાવવાનો તેમજ જવારારોપણનો લાભ શા નેમચંદ દેવચંદ સલોત કલકત્તાવાળાએ તથા શાંતિકલશનો લાભ શા. પોપટલાલ હેમરાજે લીધો હતો. આ ક્રિયાઓ સેંકડો વર્ષ બાદ તીર્થાધિરાજ પર થતી હોઈને યાત્રિકોનો આનંદ અવધિ વટાવી ગયો હતો. તેઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા હતા.

આજે મધુવનમાં વ્યાખ્યાન પ્રસંગે આવતી કાલે નીકળનાર ચ્યવન કલ્યાણકના વરઘોડાની ઉછામણી બોલાવવામાં આવી હતી અને રાત્રે ભાવના પ્રસંગે ઈન્દ્ર–ઇન્દ્રાણીનો આદેશ આપવામાં આવ્યો હતો.

આજે પૂજાનો ઠાઠ અનેરો રહ્યો હતો અને અપૂર્વ અંગરચનાને લીધે પ્રભુજીની સુરત ઘણી પ્યારી લાગતી હતી. તે ફરી ફરીને જોવાનું મન થયા જ કરતું હતું. અમને અહીં સ્પષ્ટ કહેવા દો કે જેનાં હૃદયનો તાર પ્રભુ સાથે જોડાય છે, તે જ આ ભીષણ ભવસાગરનો પાર પામી શકે છે.

**આઠમો દિવસ–માહ સુદિ ૧૫ :**

આજે ચ્યવન કલ્યાણકનો વરઘોડો હોવાથી યાત્રાળુઓ વહેલી સવારથી તૈયાર થઇ ગયા હતા અને વરઘોડા અંગેની વ્યવસ્થા કરવા લાગ્યા હતા. ચ્યવન કલ્યાણકની

ઉજવણી કરવા માટે ઈન્દ્ર-ઈન્દ્રાણીની સ્થાપના કરવામાં આવી હતી. તેનો આદેશ સમરથ બહેન લાલચંદભાઈ બાલાપુરવાળાએ લીધો હતો. તેમણે આ સમયે જે વેશપરિધાન કર્યો હતો, તે સાક્ષાત્ ઇંદ્રાણી હોય એવો ખ્યાલ આપતો હતો-

ચ્યવન કલ્યાણકનો વરઘોડો ગજરાજની હાજરીને લીધે ઘણો શોભી ઉઠયો હતો અને તે પાર્શ્વનગરમાં ફરીને મહોત્સવના વિશાળ-ભવ્ય મંડપ આગળ ઉતર્યો હતો.

ત્યારબાદ હજારો યાત્રાળુઓની હાજરીમાં ચ્યવન કલ્યાણકની ઉજવણી શરૂ થઈ હતી. શ્રી પાર્શ્વનાથ પ્રભુનો આત્મા દશમા દેવલોકમાંથી ચ્યવીને ભરત ક્ષેત્રમાં વારાણસી નગરીમાં અશ્વસેન રાજાની રાણી વામાદેવીની કુક્ષિમાં અવતરે છે. એ વખતે તેઓ શુભસૂચક મંગળમય ચૌદ સ્વપ્નોનું દર્શન કરે છે. આ બધાં દૃશ્યો સુંદર રીતે બતાવવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે સંગીત વિશારદ ગજાનનભાઈએ સૂરીલાં સુંદર ગીતોથી મંડપને ગજાવી મૂકયો હતો.

અહીં એ પણ જણાવી દેવું જોઇએ કે વરઘોડાના પ્રસંગે આવતી કાલે ઉજવવામાં આવનાર જન્મકલ્યાણક સંબંધી ઉછામણી બોલાવવામાં આવી હતી. તેમાં ભગવંતના માતા પિતા બનવાનો લાભ મુંબઈ-કોટનિવાસી શેઠ ગુલાબચંદ ફૂલચંદે લીધો હતો.

આજે સાદડીવાળા શેઠ નિહાલચંદ નથમલજી તરફથી યાત્રાળુઓને ભાતું આપી ભક્તિ કરવામાં આવી હતી.

પૂજા-આંગી-ભાવનાનો કાર્યક્રમ નિત્ય મુજબ ઘણા ઉત્સાહથી થયો હતો.

**નવમો દિવસ-માહ વદિ ૧ :**

મહોત્સવનો કાર્યક્રમ જેમ જેમ આગળ વધતો જતો હતો, તેમ તેમ લોકોની હાજરી વધી રહી હતી. અને તેમના ઉત્સાહમાં પણ નોંધપાત્ર ઉમેરો થઇ રહ્યો હતો. આજે તો સ્પેશ્યલ ટ્રેઇનો દ્વારા હજારો નવીન યાત્રિકો આ મહોત્સવમાં ભાગ લેવાને આવી પહોંચ્યા હતા અને :તેથી પાર્શ્વનગરની વસ્તીમાં ઘણો વધારો થઈ ગયો હતો. બીજા શબ્દોમાં કહીએ તો એ ખીચોખીચ ભરાઈ ગયું હતું.

ગઈ કાલે પ્રથમ કલ્યાણકની ઉજવણીમાં લોકોને ઘણો આનંદ આવ્યો હતો અને આજે બીજા કલ્યાણકની ઉજવણીમાં તેથી પણ વધારે આનંદ આવવાનો સંભવ હતો, એટલે લોકો ઝડપથી તૈયાર થઇને મહોત્સવ મંડપ ભણી વળી રહ્યા હતા. ત્યાં આજના શુભ પ્રસંગની ઉજવણી માટે તડામાર તૈયારીઓ ચાલી રહી હતી. ઇન્દ્ર. ઇન્દ્રાણી, છપ્પન દિક્ કુમારિકાઓ આદિ પોત પોતાને અનુકૂળ વેશભૂષા ધારણ કરીને તૈયાર થવા લાગ્યા હતા. સંગીતવિશારદ ગજાનનભાઇને આ વસ્તુનો સારો અનુભવ હોઇને તેઓ આ કાર્યમાં ઘણા મદદગાર નીવડયા હતા.

ઉજવણીની શરૂઆત ભગવંતના જન્મની વધામણીથી થઈ હતી. આ વધામણી શાહ ઇન્દરજીભાઈ મોતીચંદની પુત્રી..............એ ભગવાનના પિતા અર્થાત્ અશ્વસેન રાજા બનેલ શેઠ ગુલાબચંદ ફુલચંદને આપી હતી.

ભગવાનનો જન્મ થતાં જ છપ્પન દિક્કુમારીઓનું આગમન થયું હતું અને તેમણે જન્મ મહોત્સવ ઉજવવાની શરૂઆત કરી હતી. કેવું હતું એ ભવ્ય દૃશ્ય !

પ્રથમ બધી કુમારિકાઓએ માતા વામાદેવીને વિનયપૂર્વક નમસ્કાર કરીને અંતરંગ હર્ષ પ્રકટ કર્યો હતો. સામાન્ય પુત્રનો જન્મ પણ મનુષ્યોને આનંદનું કારણ થાય છે, તો સમસ્ત વિશ્વના ઉદ્ધારક મહાન આત્માનો જન્મ મનુજ–દેવ–અસુર સર્વને પરમ હર્ષનું કારણ કેમ ન થાય ?

ત્યારબાદ એ કુમારિકાઓ એ પોતાના કલ્પ મુજબ આવશ્યક વિધિ કરવા માંડી. એ સમયનું દૃશ્ય પણ ઘણું જ ભવ્ય હતું. આઠ કુમારિકાઓએ સંવર્ત વાયુ વડે કચરાનું હરણ કરતી હોય એવો અભિનય કર્યો હતો. પછી આઠ કુમારિકાઓએ ત્યાં ગંધોદકની વૃષ્ટિનાં પ્રતીક રૂપે સુગંધી જળનાં છાંટણાં નાખ્યાં હતાં. બાદ આઠ કુમારિકાઓએ કલશમાં જલ ભર્યું હતું, આઠ કુમારિકાઓ હાથમાં દર્પણ લઈને લઈને ઊભી રહી હતી, આઠ કુમારિકાઓએ વામાદેવીને ચામર ઢાળ્યા હતા, આઠ કુમારિકાઓએ વામાદેવીને પંખા વડે પવન નાખ્યો હતો, ચાર કુમારિકાઓએ દીપક ગ્રહણ કર્યા હતા અને ચાર કુમારિકાઓ રક્ષા કરતી ઊભી રહી હતી.

દરેક અભિનય અને ક્રિયા પ્રસંગે શ્રી ગજાનનભાઈનાં પ્રસ્તાવોચિત ગીત ગાન ચાલુ હતાં અને તેથી રસની ભારે જમાવટ થઈ હતી. જો અમે એમ કહીએ કે આજ સુધીમાં ક્યાંય ન જોયો હોય એવો આ જન્મ મહોત્સવ હતો, તો પાઠકોએ તેમાં જરા પણ અત્યુક્તિ માનવી નહિ.

છપ્પન દિક્કુમારિકાઓનો મહોત્સવ પૂર્ણ થયા બાદ પ્રભુજીની માતાને અને ભગવંતને સુંદર અને સુશોભિત એવા ત્રણ કેલિગૃહમાં લઈ જવામાં આવ્યા અને ત્યાં સ્નાન, અલંકાર આદિ સર્વ કાર્યોનો વિધિ કરવામાં આવ્યો.

દિક્કુમારિકાઓનું કાર્ય પૂર્ણ થયા પછી ઇન્દ્રાદિ દેવોએ જન્માભિષેક ઉજવવાની તૈયારી કરી.

પ્રથમ હરિણૈગમેષી બનેલ સુખલાલ ઓસનલાલ બાલાપુરવાળાએ સુઘોષા ઘંટ વગાડ્યો. તેનો નાદ પહાડની સાથે અથડાવવાથી યાત્રાળુઓને વિશેષ આનંદ આપનાર નીવડ્યો. પછી હરિણૈગમેષી દેવે સર્વ દેવોને ભગવંતનાં મહોત્સવમાં પધારવાની વિનંતિ કરી. એટલે ઇન્દ્ર અને દેવોની વેશભૂષા ધારણ કરીને સજ્જ બનેલા અનેક મહાનુભાવો તથા ચતુર્વિધ સંઘ જન્મકલ્યાણકના વરઘોડામાં જોડાયા. આ વરઘોડો ઇન્દ્રધ્વજ,

હાથી, રથ, બેન્ડવાજા વગેરેથી અતિ ભવ્ય બનેલો હતો. તે પાર્શ્વનાથ નગરમાં ફરીને જ્યાં મેરુ પર્વતની રચના કરવામાં આવી હતી, તેની સમીપે આવ્યો.

ત્યાં સૌધર્મેન્દ્ર બનેલ બાલાપુરવાળા ભાઈએ ભગવંતને ખોળામાં લીધા. એટલે અચ્યુતેન્દ્ર બનેલ અચ્છારીવાલા શાહ રાયચંદ ગુલાબચંદે પ્રથમ અભિષેક કર્યો. ત્યાર પછી કોલ્હાપુરવાળા શાહ ચંદુલાલ લાલચંદે ઈશાનેન્દ્રરૂપે ભગવંતને પોતાના ખોળામાં બેસાડવાની માગણી કરી, એટલે સૌધર્મેન્દ્રે ભગવંતને ઈશાનેન્દ્રના ખોળામાં બેસાડયા. અને પોતે વૃષભનું રૂપ લઈ જળથી ભરેલાં શ્રૃંગવડે ભગવંતને અભિષેક કર્યો. આ આખુંયે દશ્ય અત્યંત ભાવવાહી અને હુબહુ હતું, એટલે પ્રેક્ષકોનાં મન પર ચિરસ્મરણીય છાપ પાડતું ગયું હતું.

આજે નામ સ્થાપન વગેરેનો કાર્યક્રમ હતો, પણ જન્મકલ્યાણકની ઉજવણીમાં વધારે સમય જવાથી તેને બીજા દિવસ પર મુલત્વી રાખવામાં આવ્યો.

આજે અમદાવાદના ખ્યાત નામ દાનેશ્વરી શેઠ માણેકલાલ મનસુખભાઈ તરફથી ભાતું આપી સાધર્મિકોની ભક્તિ કરવામાં આવી હતી.

બપોરે રાગરાગિણીપૂર્વક પૂજા ભણાવવામાં આવી હતી અને રાત્રે ભાવના પ્રસંગે શ્રી ગજાનંદભાઈએ જન્મકલ્યાણકનાં વર્ણન અને મહિમાનાં ભાવભર્યાં ગીતો ગાઈને સહુને રસમાં તરબોળ કરી દીધા હતા. આજે ભાવના રોજ કરતાં વધુ વખત ચાલી હતી.

પ્રભુજીને રોજ નવી નવી રીતે અંગરચના થતી હતી અને તે યાત્રિકોનો ભાવોલ્લાસ વધારવામાં કારણભૂત બનતી હતી.

### દશમો દિવસ–માહ વદિ ૨ :

તીર્થયાત્રા મનુષ્યનાં જીવનમાં મોટું પરિવર્તન કરે છે, નહિ ધારેલો પલટો લાવે છે, તેમાંયે આવા ધાર્મિક મહોત્સવો યોજાયા હોય, ત્યારે તેનું વાતાવરણ એટલું સાત્ત્વિક બની જાય છે કે તે ગમે તેવાં કઠિન હૃદયવાળા મનુષ્યને પણ અસર કર્યા વિના રહેતું નથી. આ મહોત્સવમાં ભાગ લેનાર અનેક યાત્રાળુઓને આ વસ્તુનો અનુભવ થયો હતો.

આજે ભગવંતનાં નામ સ્થાપન આદિનો કાર્યક્રમ હતો. તેમાં ભાગ લેવા માટે ચતુર્વિધ સંઘ મહોત્સવસ્થાને સમયસર એકત્ર થઈ ગયો હતો.

પ્રથમ નામ સ્થાપન વિધિ કરવામાં આવ્યો. તેનો આદેશ કોલ્હાપુરવાળા શેઠ ચંદુલાલ લાલચંદે લીધો હતો. તેમણે ભગવંતનું નામ પાર્શ્વકુમાર પાડયું અને સર્વત્ર આનંદની લહરિ વ્યાપી ગઈ.

પછી અઢાર અભિષેકની ક્રિયા શરૂ થઈ, તેનો લાભ જુદી જુદી વ્યક્તિઓએ લીધો હતો.

ત્યારપછી નિશાલ ગરણાનો વિધિ શરૂ થયો હતો તેનો આદેશ કે. છોટાલાલની કું. કલકત્તાવાળાએ લીધો હતો. તેમણે પંડિતજીનો સુંદર વેશ પહેરી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનના રંગમંડપમાં આવી બાળકોને નમસ્કાર મહામંત્ર ભણાવ્યો હતો અને ત્યારબાદ સ્લેટ, પેન, નોટ આદિની પ્રભાવના કરી હતી

નિશાળગરણું થઈ રહ્યા બાદ પાણિગ્રહણનો (લગ્નનો) વિધિ શરૂ થયો હતો, ભગવાનના સાસુ–સસરા બનવાનો લાભ બાજીપુરાવાળા શેઠ નેમચંદ જીવણચંદે લીધો હતો. ભગવાનનું ફૂલેકું ચડયું તેમાં ભગવાનના પિતા (શેઠ ગુલાબચંદ ફૂલચંદ) ભગવાનની માતા. ઈન્દ્ર, ઈન્દ્રાણી આદિ સહુ જોડાયા હતા. ફૂલેકું ફરીને વેવાણનાં ઘરે આવ્યું હતું. તે વખતે લુણ ઉતારવાનો આદેશ વેરાવળવાળા શેઠ વર્ધમાન ટોકરશી શાહે લીધો હતો.

ભગવાનનું ફૂલેકું આવ્યા બાદ સાસુ બનેલા તારાબહેન નેમચંદે ભગવાનને પોંખણાં કર્યા હતાં. ત્યારપછી ભગવાનને લગ્નપીઠિકા પર પધરાવવામાં આવ્યા હતા. તેમની ચારે બાજુ ભગવાનના માતા, પિતા, સાસુ, સસરા, ઈન્દ્ર, ઈન્દ્રાણી સમેત ચતુર્વિધ શ્રી સંઘ બેઠો હતો. ત્યારબાદ કન્યાના મામા બનનાર કોલ્હાપુરવાળા શેઠ સોમચંદ લાલચંદે કન્યારૂપકલશને ભગવાનની સામેની પીઠિકા પર પધરાવ્યો હતો.

ત્યારબાદ પંડિતજી બનેલ કે. છોટાલાલની કું.વાળાએ લગ્નવિધિની શરૂઆત કરાવી હતી. ત્યારે સુંદર ગીતનાદ અને મંત્રોચ્ચારણથી મંડપ ગાજી ઉઠયો હતો. શ્રી ગજાનન ભાઈએ સંગીતની સુંદર જમાવટ કરીને યાત્રિકોનાં દિલ ખુશ કરી દીધાં હતાં.

તે પછી રાજ્યાભિષેક વિધિની શરૂઆત થઈ હતી. તેમાં દરબાર ભરાતાં શ્રી પાર્શ્વકુમારને સિંહાસન પર બિરાજમાન કરવામાં આવ્યા હતા. બાજુમાં મંત્રી, નગરશેઠ આદિ યથાસ્થાને બેઠા હતા. નગરશેઠ બનવાનો લાભ શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળાએ લીધો હતો. સેનાપતિ શેઠ જીવરાજ અમરચંદ મુંબઈવાળા બન્યા હતા. તેઓ સેનાપતિનો પોશાક ધારણ કરીને સહુના મોખરે ઊભા હતા. ભગવાનની બંને બાજુ ચામર ઢાળનાર તથા છડી ધારણ કરનાર ઉભા હતા. આમ ભગવાનના દરબારનો ઠાઠ ખૂબ જામ્યો હતો.

બાદ ભગવાનને યુવરાજતિલક કરવાનો વિધિ થયો હતો; તિલક કરવાનો લાભ કલકત્તાવાળા શા. શાંતિલાલ દેવશીભાઈએ લીધો હતો.

આજે કલકત્તાના જૈનભાઈઓએ ભાતુ આપીને સંઘની ભકિત કરી હતી.

પૂજા, આંગી તથા ભાવના નિત્ય મુજબ સારી રીતે થયા હતા.

## અગિયારમો દિવસ–માહ વદિ ૩ :

ચ્યવનકલ્યાણક અને જન્મકલ્યાણક પછી આજે ત્રીજા દીક્ષાકલ્યાણકની ઊજવણી થવાની હતી, તે અંગે યાત્રિકવર્ગમાં ભારે ઉત્સાહ વ્યાપ્યો હતો.

પ્રથમ લોકાંતિક દેવ બનેલા મુંબઈ–અંધેરી નિવાસી શેઠ સેવંતીલાલ નગીનદાસ વગેરેએ ભગવાનને વિનંતિ કરી હતી કે 'भयवं तित्थं पवत्तेह –હે ભગવંત' તીર્થ પ્રવર્તાવો.' આ વચનો ઉપદેશરૂપ નહિ પણ વૈતાલિક વચનરૂપ છે, એટલી વાત સુજ્ઞ પાઠકોએ લક્ષમાં રાખવી ઘટે છે. લોકાંતિક દેવો પોતાનો તે પ્રકારનો કલ્પ જાણીને જ આ પ્રકારે વિનંતિ કરે છે.

તે પછી ભગવાનનાં વર્ષીદાન તથા દીક્ષાકલ્યાણકનો વરઘોડો ચડાવવામાં આવ્યો હતો. વર્ષીદાન આપવાનો લાભ કલકત્તાનિવાસી શેઠ દામોદર જીણાભાઈ એ લીધો હતો. તેમણે તથા તેમનાં ધર્મપત્નીએ ગજરાજ પર બેસીને ઉદારભાવે–છૂટા હાથથી દાન આપ્યું હતું. જીવનમાં આવો લ્હાવો ફરીને ક્યારે મળવાનો ?

ચતુર્વિધ સંઘની હાજરીથી ભવ્ય બનેલો આ વરઘોડો વાજતે ગાજતે પાર્શ્વનગરમાં ફરીને મહોત્સવમંડપમાં આગળ આવ્યો હતો.

ત્યારબાદ દીક્ષાવિધિ શરૂ કરવામાં આવ્યો હતો. પ્રથમ આશ્રમપદ ઉદ્યાનમાં આવેલ વડવૃક્ષની નીચે સુંદર સિંહાસન ઉપર ભગવાનને બિરાજમાન કરવામાં આવ્યા હતા. ત્યારબાદ 'નમો સિદ્ધાણં' બોલી સામાયિક ઉચ્ચરાવવામાં આવ્યું હતું. પછી ચાર મુષ્ટિ લોચવિધિ થયો હતો. એ વખતે ઈન્દ્રે ભગવાનના સ્કંધ ઉપર દેવદુષ્ય વસ્ત્ર મૂક્યું હતું.

હૃદયમાં આનંદ અને ઉત્સાહની ભરતી હોય છે, ત્યારે સમય કેમ પસાર થઈ ગયો ? તેની સમજ પડતી નથી. આવા વખતે દિવસ કલાક જેટલો લાગે છે અને કલાક મિનિટ જેટલો લાગે છે. આજે અગિયારમો દિવસ વ્યતીત થવા છતાં યાત્રિકોને તો એમ જ લાગતું હતું કે આપણે હમણાં જ શિખરજી આવ્યા છીએ.

આજે બોલીની ઉપજ રૂપિયા દશ હજાર ઉપરાંત થઈ હતી.

અહીં એ નોંધ કરવી જોઈએ કે વિવિધ રાગરાગિણીથી ગવાતી પૂજાઓ. ઝવેરાતની અપૂર્વ આંગી અને સંગીતમય સુંદર ભાવના યાત્રિકોને ઉચ્ચ કોટિના આનંદ પ્રદેશમાં વિચરણ કરાવતી હતી અને તેમની ધર્મભાવનાને ખૂબ ઉત્તેજિત કરતી હતી.

આજે રાત્રે ત્રણ વાગે પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી માણિક્યસાગર સૂરીશ્વરજી મ૦ તથા પૂ૦ ઉપાધ્યાય શ્રી કૈલાસસાગરજીમ૦ શ્રીએ અંજન શલાકા મંડપમાં ભગવંતને અંજન શલાકા અંગેની અધિવાસનાવિધિ કરાવી હતી.

## બારમો દિવસ-મહા સુદિ બીજી ૩ :

આજે પૂજ્ય ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી તથા બંને ઉપાધ્યાય ભગવતોએ સવારમાં શુભ મુહુર્તે અંજનવિધિ કરી હતી. તે પછી શ્રી સંઘે પ્રભુજીનાં દર્શન-પૂજન ઘણા જ ઉલ્લાસથી કર્યાં હતાં પ્રભુજીનાં દર્શન કરાવવાનો આદેશ શેઠ ભાઈચંદ કપુરચંદે તથા સોનામહોર વડે પૂજન કરવાનો લાભ કોલ્હાપુરવાળા શાહ ચંદુલાલ લાલચંદે લીધો હતો. આ રીતે અંજનશલાકા વિધિ આનંદ મંગલપૂર્વક નિર્વિઘ્નપણે પૂર્ણ થયો હતો.

ત્યારબાદ ચોથા કેવલજ્ઞાન કલ્યાણક ઉજવવાની શરૂઆત થઈ હતી. ભગવાનને કેવલજ્ઞાન થતાં જ દેવદેવીઓનો સમૂહ પોતાનાં વિમાનોમાં બેસીને ભગવાનની સમીપે આવે છે અને તેમની વંદના-સ્તવના કરી મહોત્સવ ઉજવે છે. આ ઘટનાના પ્રતીકરૂપે અહીં કેવલજ્ઞાન કલ્યાણકનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો. તેમાં અનેક યાત્રિકો દેવ અને ઈન્દ્રોનો વેશ ધારણ કરી સાથે ચાલ્યા હતા. બેન્ડવાજાં, હાથી આદિ અનેકવિધ સામગ્રીથી આ વરઘોડો ઘણો શોભી ઊઠયો હતો પાર્શ્વનગરમાં ફરી આ વરઘોડો મહોત્સવનાં સ્થાને આવ્યો હતો.

ત્યારબાદ વિજય મુહુર્તે શ્રી શાન્તિસ્નાત્રની શરૂઆત થઈ હતી. તે અંગેની ઉછામણી સારી થઈ હતી. દરેક પૂજામાં રૂપિયો તથા શ્રી ફળ મૂકવાનો આદેશ ફુલોધિવાળા શાહ લક્ષ્મીચંદ સંપત્તલાલે લીધો હતો.

શ્રી શાન્તિસ્નાત્ર પૂર્ણ થયા બાદ ભગવાનના નિર્વાણ મહોત્સવનો વરઘોડો ઘણા ઠાઠથી ચઢાવવામાં આવ્યો હતો. આ વરઘોડામાં પૂ૦ આચાર્ય ભગવંત, સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકા સારી સંખ્યામાં જોડાયા હતા. પાર્શ્વનગરમાં ફરી મહોત્સવસ્થાને આવ્યા બાદ આ વરઘોડો વિખરાયો હતો. આ રીતે પાંચે કલ્યાણકની ઉજવણી ઘણી સારી થઈ હતી.

પ્રભુજીને ભવ્ય અંગરચના કરવાનો તથા ભાવનાનો કાર્યક્રમ હંમેશ મુજબ ચાલુ રહ્યો હતો.

એકંદર આજનો દિવસ ભરચક કાર્યક્રમથી પસાર થયો હતો. અને યાત્રિકોને તેમાં ખૂબ આનંદ આવ્યો હતો. તેમના ઉત્સાહને અમાપ કહીએ તો ખોટું નથી.

## તેરમો દિવસ-મહા વદિ ૪ :

આજે સવારમાં પૂ૦ આચાર્યદેવનું વ્યાખ્યાન હતું, તેનો યાત્રિકોએ સારો લાભ લીધો હતો, બપોરે વિવિધ રાગરાગિણીથી પૂજા ભણાવવામાં આવી હતી અને રાત્રે ભક્તિ ભરપુર ભાવનાનો કાર્યક્રમ અમલમાં મૂકાયો હતો. અંગરચના ઘણી આકર્ષક બની હતી.

## ચૌદમો દિવસ–માહ વદિ ૫ :

આજે સવારમાં અંજનવિધિ થયેલ વીશ પ્રભુજીને વીશ ડોળીમાં વાજતે ગાજતે ચતુર્વિધ સંઘ સાથે ગિરિરાજ ઉપર લઈ જવામાં આવ્યા હતા. તે વખતનું દૃશ્ય ઘણું ભવ્ય હતું, કારણ કે ડોળી ઉંચકનાર દરેક શ્રમિકને પૂજાનો એક સરખો લાલ અને પીળો પોશાક પરિધાન કરાવવામાં આવ્યો હતો.

જલમંદિરમાં પ્રભુજીને પધરાવ્યા બાદ નવગ્રહ પૂજન, દશદિક્પાલ પૂજન, અષ્ટ-મંગલ પૂજન, નંદ્યાવર્ત પૂજન આદિ ઘણા ઉલ્લાસથી થયાં હતાં. દરેક ઉછામણીમાં ઉપજ ઘણી સારી થઈ હતી.

આજે શેઠ ચુનીલાલ તારાચંદ લોઢા, મગનલાલ તારાચંદ લોઢા તથા ઝવેરચંદ લોઢા તરફથી યાત્રિકોને ભાતું આપી ભક્તિ કરવામાં આવી હતી.

આજે ભાવનામાં પંજાબી સંગીતકાર ઘનશ્યામભાઈએ સંગીતદ્વારાએ સૌના દિલ ડોલાવી દીધા હતા.

## પંદરમો દિવસ–માહ વદિ ૬ :

આજે ચૈત્યાભિષેક વગેરેનો કાર્યક્રમ હોવાથી યાત્રાળુઓ ગિરિરાજ પર ચડવા લાગ્યા હતા, પણ ધુમ્મસ અને વરસાદનાં કારણે વિશેષ સંખ્યામાં લાભ લઇ શક્યા ન હતા. જેમણે ગિરિરાજ પર ચડવાની શરૂઆત કરી હતી, તેમને કેટલીક તકલીફ પડી હતી, આમ છતાં તેઓ સમયસર પહોંચી ગયા હતા.

ત્યારબાદ શુભ મુહૂર્તે ચૈત્યાભિષેકની ક્રિયા થઈ હતી. તેનો લાભ બાબુ નરેંદ્ર સિંહજી સિંગીએ લીધો હતો. તે પછી અઢાર અભિષેક, ધ્વજદંડ પૂજન, કલશ પૂજન, ચૈત્ય પ્રતિષ્ઠા, વેદિકા પૂજન આદિ ક્રિયાઓ શાસનદેવની કૃપાથી સારી રીતે થઈ હતી. ક્રિયાકારક કુશલ હતા અને તેઓ દરેક ક્રિયા ખૂબ શુદ્ધિપૂર્વક સોલ્લાસ કરાવતા હતા.

ગિરિરાજ ઉપરનો વિધિ પૂર્ણ થયા બાદ મધુવન–મહોત્સવ મંડપમાં બાકી રહેલ પ્રતિમાજીઓની પ્રતિષ્ઠા નિમિત્તે ઉછામણી બોલાવવામાં આવી હતી, પણ વરસાદને કારણે યાત્રાળુઓ વિશેષ લાભ લઈ શક્યા ન હતા.

આજે મધુવનમાં તેમ જ ગિરિરાજ ઉપર પ્રભુજીને ભવ્ય અંગરચના કરવામાં આવી હતી અને બપોરે પૂજા તથા રાત્રે ભાવનાનો કાર્યક્રમ રોજ મુજબ રખાયો હતો.

## સોળમો દિવસ–માહ વદિ ૭ :

આખા યે મહોત્સવમાં આજનો દિવસ અત્યંત પવિત્ર અને મહત્ત્વનો હતો. કેમકે ગિરિરાજ ઉપર મૂળનાયક આદિ ભગવંતોની પ્રતિષ્ઠા કરવાની હતી. આથી યાત્રિકો વહેલી સવારથી તૈયાર થવા લાગ્યા હતા.

છેલ્લા બે ત્રણ દિવસથી ઋતુ જોઇએ તેવી અનુકૂળ ન હતી. ખાસ કરીને ધુમ્મસ તથા વરસાદ પોતાનું જોર અજમાવી રહ્યા હતા. પરંતુ આજે એકાએક એ નડતરો દૂર થઈ ગઈ હતી. વાદળાં વિખરાઈ ગયાં હતાં અને આકાશ સ્વચ્છ બની ગયું હતું. વળી સૂર્યનારાયણ સોળે કળાએ પ્રકાશવા લાગ્યા હતા. આથી યાત્રિકો ખૂબ જ આનંદમાં આવીને ગિરિરાજ ચડવા લાગ્યા હતા અને જલમંદિરમાં મોટી સંખ્યામાં એકત્ર થઈ ગયા હતા.

પૂજ્ય આચાર્ય ભગવંત તથા ઉપાધ્યાય ભગવંતો આદિ પધાર્યા બાદ શુભ મુહૂર્તે '**ॐ पुण्याहं पुण्याहं प्रीयन्तां प्रीयन्ताम्**'નો મંગલ ધ્વનિ ગાજતો થયો હતો. શબ્દશક્તિથી અમે પૂરા પરિચિત નથી, પણ એટલું જણાવીએ છીએ કે આ પવિત્ર ધ્વનિથી વાતાવરણ ઘણું વિશુદ્ધ બની ગયું હતું અને તેણે ઉપસ્થિત થયેલાં સ્ત્રી–પુરુષોના અંતરમાં ભાવનાની ભભક ઠાંસીને ભરી દીધી હતી.

બાદ પ્રતિષ્ઠા વિધિ શરૂ થયો હતો અને મહામંત્રોનાં ઉચ્ચારપૂર્વક કલકત્તાવાળા શેઠ અંદરજીભાઈ મોતીચંદના શુભ હસ્તે મૂળનાયક શ્રી શામળા પાર્શ્વનાથ ભગવાનને ગાદીનશીન કરવામાં આવ્યા હતા. એ વખતનો ઉત્સાહ વર્ણવી શકાય એવો ન હતો સહુ પ્રભુની અલબેલી સુરતને વારંવાર નિહાળી રહ્યા હતા અને ભવોભવમાં તેનાં દર્શન થાય એવી ભાવના ભાવી રહ્યા હતા. શેઠ અંદરજીભાઈને, અંદરજીભાઈની ધર્મનિષ્ઠાને અમે શતશઃ ધન્યવાદ આપીએ છીએ કે જેમણે પોતાની લક્ષ્મીનો આવો સદ્વ્યય કર્યો અને મહાન પુણ્ય ઉપાર્જન કર્યું.

ત્યાર પછી સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનને શેઠ માણેકલાલ મનસુખલાલ અમદાવાદવાળાએ તથા શ્રીપદ્મપ્રભસ્વામીને શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળાએ ગાદીનશીન કરી અપૂર્વ લાભ મેળવ્યો હતો. તેમને પણ અમે વારંવાર અભિનંદન આપીએ છીએ.

ત્યાર પછી જલમંદિરના ગભારામાં અન્ય બિંબોની તથા રંગમંડપમાં વીશ જિન બિંબોની પ્રતિષ્ઠા કરવામાં આવી.

પ્રતિષ્ઠાવિધિ પૂર્ણ થયા બાદ ત્યાં અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું. તેમાં દરેક પૂજાએ રૂપિયો અને શ્રીફળ મૂકવાનો આદેશ કોલ્હાપુરવાળા શેઠ હિંદુમલજી જિતમલજીવાળાએ લીધો હતો.

આજે શ્રીમદ્રાસ જૈન સ્પેશ્યલ ટ્રેઈનના યાત્રિકો તરફથી નવકારશીનું જમણ આપવામાં આવ્યું હતું.

આવતી કાલે ગિરિરાજ ઉપર જલમંદિરનું દ્વારોદ્ઘાટન હોવાથી મધુવન–મહોત્સવ મંડપમાં તેની ઉછામણી બોલાવવામાં આવી હતી. સંગીતકાર ઘનશ્યામભાઈએ ભાવભર્યા ભક્તિરસથી ભરપુર ગીતગાન કરી યાત્રિકોમાં અનેરો ઉત્સાહ વધાર્યો હતો, એટલે ઉછા-

મણીની રકમ ઝપાટાબંધ વધવા પામી હતી. છેવટે એ ઉછામણીનો આદેશ કલકત્તાવાળા શેઠ પરિચંદજી, શ્રીચંદજી તથા ગંભીરચંદજી બોથરાએ લીધો હતો.

પૂજા, આંગી, ભાવના નિત્ય મુજબ થયાં હતાં.

**સત્તરમો દિવસ–માહ વદિ ૮ :**

આજે મહોત્સવનો છેલ્લો દિવસ હતો, છતાં યાત્રિકોનો ઉત્સાહ ઓસર્યો ન હતો. તેઓ ગિરિરાજ પર થનારી દ્વારોદ્‌ઘાટનની ક્રિયામાં ભાગ લેવા માટે વહેલી સવારથી તૈયાર થઈ ગયા હતા. દ્વારોદ્‌ઘાટનનો આદેશ લેનાર ભાગ્યશાળી મહાનુભાવો શેઠ પરિચંદજી બોથરા, શેઠ શ્રી ચંદજી બોથરા તથા શેઠ ગંભીરચંદજી બોથરા સહકુટુંબ સકલ-સંઘ સાથે વાજતે ગાજતે ગિરિરાજ ઉપર ચડયા હતા.

પ્રારંભમાં આચાર્ય ભગવંત પાસે જઈ, વિધિપૂર્વક વંદન કરી, વાસક્ષેપ નંખાવ્યા બાદ તેઓ ચતુર્વિધ સંઘસમેત જલમંદિર પાસે ગયા હતા. ત્યાં શુભ મુહૂર્તે ક્રિયાકારક શેઠ બાલુભાઈએ કરાવેલ વિધિ અનુસાર દ્વારોદ્‌ઘાટન કર્યું હતું અને પ્રભુદર્શન કરી કૃતાર્થ થયા હતા. ત્યાર બાદ સકલસંઘે આચાર્ય ભગવંતની સાથે ત્યાં ચૈત્યવંદન કર્યું હતું.

તે પછી આચાર્ય ભગવંતે પ્રસ્તાવોચિત દેશના દેતાં પ્રતિષ્ઠા મહોત્સવનો મહિમા સમજાવ્યો હતો અને દેવ–ગુરુ–ધર્મમાં પૂર્ણ શ્રદ્ધાન્વિત થવાનો અનુરોધ કર્યો હતો. છેવટે બધા યાત્રાળુઓ દર્શન–પૂજનનો લાભ લઈ મધુવનમાં પાછા ફર્યા હતા.

આજે રાજસ્થાન–પાલી નિવાસી શ્રીમતી ઉગમકુંવરબાઈ તરફથી યાત્રાળુઓને ભાતુ અપાયું હતું અને તે જ નગરના નિવાસી શેઠ મીઠાલાલજી તરફથી નવકારશીનો લાભ લેવાયો હતો.

પૂજા–આંગી–ભાવનાની રંગત રોજના જેવી જ રહી હતી.

## ૧૧. અભિનંદન સમારોહ

સારૂં કાર્ય કરવા માટે કાર્યકર્તાઓને અભિનંદન આપવા તથા તેમના પ્રત્યે બહુ માનની લાગણી પ્રકટ કરવી, એ શિષ્ટ પુરુષોએ પ્રવર્તાવેલી એક પ્રશસ્ત પ્રણાલિકા છે.

જીર્ણોદ્ધાર સમિતિના સભ્યોએ પાંચ વર્ષના ગાળામાં આ મહાતીર્થનો જીર્ણોદ્ધાર કરાવી તીર્થની અપૂર્વ ભક્તિ કરી હતી. વળી તે અંગે અંજનશલાકા તથા પ્રતિષ્ઠાનો ભવ્ય મહોત્સવ યોજીને સંઘ તથા શાસનની એક મહાન સેવા બજાવી હતી. ત્રમે તેવા મુશ્કેલ સંયોગો ઉત્પન્ન થવા છતાં તેમણે સ્વીકારેલો સેવાધર્મ છોડયો ન હતો. તેમાં જરાય ઢીલાપણું બતાવ્યું ન હતું. આથી યાત્રિક સંઘે આજ રાત્રે તેમને અભિનંદન આપવાનો એક સમારોહ મહોત્સવ મંડપમાં યોજ્યો હતો.

પ્રારંભમાં જુદા જુદા વકતાઓએ આ જીર્ણોદ્ધારની પ્રેરણા કરનાર પૂ. રંજનશ્રીજી મહારાજને ભાવભરી શ્રદ્ધાંજલિ સમર્પી હતી. તથા જીર્ણોદ્ધાર સમિતિના સભ્યો શ્રી નરેન્દ્રસિંહજી સિંગી, શ્રી રાયચંદ ગુલાબચંદ, શ્રી પાનાચંદ મદ્રાસી તથા શ્રી ચંદુલાલ નાગરદાસ કોન્ટ્રેક્ટર વગેરેને તેમણે બજાવેલી સેવા માટે અભિનંદનો આપ્યાં હતાં, તેમનાં કાર્યની અનુમોદના માટે વિશિષ્ટ પ્રતીકો આપ્યાં હતાં.

પ્રત્યુત્તરમાં **શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળાએ** જણાવ્યું હતું કે અહીં જે કંઈ કાર્ય થયું છે, તે શાસનદેવની કૃપા અને શ્રીસંઘના પુણ્ય પસાયે થયું છે, અમે તો કંઈ જ કર્યું નથી. છતાં આપે અમારા પ્રત્યે સદ્ભાવ બતાવીને અભિનંદન આપ્યાં છે, તે માટે અમો આપના આભારી છીએ. શકય પ્રયત્નો કરવા છતાં આપ બધાને કંઈ તકલીફ પડી હોય તો ઉદારદિલે ક્ષમા આપશો. શાસનહિતનાં કાર્યોમાં આપણે સહુ સંગઠિત રહીએ અને યથાશક્તિ ફરજ બજાવીએ, એ જ મારી આપ સહુને વિનંતિ છે.

ત્યારબાદ **શ્રી નરેન્દ્રસિંહજી સિંગીએ** જણાવ્યું હતું કે આ મહાન કાર્ય આપ બધા ભાઈઓનો સુંદર સહકાર મળવાથી જ થઈ શકયું છે. વાસ્તવમાં કોઈ પણ મહાન કાર્ય સમાજના સહકાર વિના થઈ શકતું નથી.

ખુશીની વાત છે કે આ કાર્યમાં અમને જોડનાર શ્રમણીકુલ વિભૂષણા વિદુષી સાધ્વી રંજનશ્રીજી મહારાજ તથા તેમના ગુરુવર્ય આચાર્યશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજ આ પ્રસંગે હાજર રહ્યા છે અને મહોત્સવની નાની મોટી અનેક બાબતમાં તેમણે અમને સુંદર માર્ગદર્શન આપ્યું છે. એટલે આ મહોત્સવની સફલતાનો ખરો યશ તો તેમને ઘટે છે. આ સ્થળેથી હું આ બંને પૂજ્યોનો, તેમજ આ મહોત્સયને સાન્નિધ્ય આપનાર દરેક સાધુ–સાધ્વીનો અંતઃકરણથી આભાર માનું છું અને તેમના પ્રત્યે મારી કૃતજ્ઞતા પ્રકટ કરું છું.

આ મહોત્સવમાં ભાગ લેનાર દરેક યાત્રાળુને બનતી સગવડ આપવા માટે અમે પ્રયત્નો કર્યા છે, છતાં કોઈ ત્રુટિ રહી ગઈ હોય અને આપને અગવડ ભોગવવી પડી હોય તો ઉદાર હૃદયે ક્ષમા આપશો.

કેટલીક બાબતો એવી હોય છે કે જેનો દોર આપણા હાથમાં હોતો નથી. દાખલા તરીકે મહોત્સવ પુર બહારમાં ચાલી રહ્યો હતો, તે જ વખતે હવામાન પ્રતિકૂલ બન્યું અને વરસાદ જોરથી પડવા લાગ્યો. તેથી તંબૂઓમાં પાણી ભરાઈ ગયું અને આપને તકલીફ પડી, જો કે તેનું શકય નિવારણ કરવા માટે અમે સચિંત અને સક્રિય રહ્યા હતા, પણ રૂઠેલી કુદરત આગળ માનવીનું ગજું શું ? આ પ્રસંગે આપે નોંધપાત્ર હિમ્મત અને ધૈર્યનું અવલંબન લીધું, તે માટે આપને મુબારકબાદી આપું છું.

મહોત્સવ દરમિયાન કોઈ પ્રત્યે અવિનય આશાતના થઈ હોય કે કડવું વચન કહેવાઈ ગયું હોય તેની ક્ષમા માગી મારું વક્તવ્ય સમાપ્ત કરું છું.

ત્યારબાદ જિનશાસનના જયનાદ વચ્ચે સભા વિખરાઈ હતી અને સહુ પોતપોતાનાં સ્થાને ગયા હતા.

[ ૧૨ ]

## ઉપસંહાર

શ્રી સમેતશિખર મહાતીર્થના જીર્ણોદ્ધારનું અને તે અંગે યોજાએલ અંજનશલાકા પ્રતિષ્ઠા મહોત્સવનું વર્ણન અહીં પૂરું થાય છે. તેમાં રજૂ થયેલી હકીકતોનો સાર એ છે કે,

પૂ. રંજનશ્રી મહારાજે સં. ૨૦૧૦ની સાલમાં સુસાધ્વીઓ સાથે આ મહાતીર્થની યાત્રા કરી તેનાં સ્પર્શન–દર્શનથી તેમને ખૂબ આનંદ થયો, પણ તેની જીર્ણ–શીર્ણ દશા જોઈને હૃદય ઘવાયું. કોઠીના મુનીમજીને પૂછતા માર્ગ સમજાયો અને કલકત્તામાં ચાતુર્માસ થતાં એ માર્ગ નિશ્ચિત થયો. કુનેહથી કામ લેતાં આ તીર્થનાં વહીવટદાર મહારાજા બહાદુરસિંહજીને જીર્ણોદ્ધાર માટે સમજાવી શકયા. જે કામ મોટા મોટા આચાર્યોથી નહિ બનેલું તે એક સાધ્વીથી બન્યું. આનો અર્થ એમ સમજવાનો કે આપણો સાધ્વી સમાજ સત્ત્વશાળી છે અને તેમાં અનેક છૂપાં રત્નો પડેલાં છે. જો તક મળે તો તેઓ પણ ઘણાં મહાન કામો કરી શકે એમ છે.

જીર્ણોદ્ધારનો સંકલ્પ પાકો થયા પછી થોડા જ વખતમાં અમદાવાદનિવાસી શેઠ રાજેન્દ્ર માણેકલાલ મનસુખલાલ કલકત્તા આવ્યા, તેમણે આ કાર્ય માટે રૂા. ૫૧૦૦૦ આપવાની ઈચ્છા દર્શાવી અને જીર્ણોદ્ધારનાં કાર્યને ઘણું પ્રોત્સાહન મળ્યું. ત્યારબાદ શ્રીસમેતશિખર જૈન તીર્થ જીર્ણોદ્ધાર સમિતિની રચના થઈ. પૂ રંજનશ્રીજી મહારાજ કલકત્તાનું ચાતુર્માસ પૂર્ણ કરીને સુરત આવતાં તેમના ગુરુબહેન સુરપ્રભાશ્રીજી મહારાજનો પૂરેપૂરો સહયોગ સાંપડ્યો અને કાર્યમાં અનેરો વેગ આવ્યો. તે માટે ખાસ પ્રચારક સમિતિની નિમણુંક થઈ.

જ્યારે એક કાર્યની લગની લાગે છે, ત્યારે તે અંગે નવા નવા માર્ગો–ઉપાયો મળી આવે છે અને સફલતા સમીપ આવતી જાય છે પૂ રંજનશ્રીજી મહારાજ તથા સુરપ્રભાશ્રીજી મહારાજને આ કાર્યની લગની લાગી અને તેઓ રાત દિવસ તેનુ ચિંતન કરી રહ્યા હતા, એટલે તેમને નવા નવા માર્ગો–ઉપાયો સૂઝયા અને તે કારગત નીવડયા.

જીર્ણોદ્ધારની ઝોળીમાં નાણાં પડતાં આ કાર્ય માટે એક બાંધકામ સમિતિ નીમવામાં આવી. તેણે સં. ૨૦૧૨ ની સાલથી ગિરિરાજ પર કામ શરૂ કરાવ્યું. અનેક શિલ્પીઓ તથા મજૂરો એ કામમાં જોડાયા.

આ કાર્ય માટે રૂ. દશલાખ મેળવવાના હતા, જે રકમ નાની તો ન જ કહેવાય પણ ધીમે ધીમે તેમાં પ્રગતિ થતી ગઈ અને તે રકમ મળી ગઈ. પણ હવે ખર્ચનો અંદાજ પંદર લાખ પર પહોંચ્યો હતો, એટલે નવા પાંચ લાખ રૂપિયા મેળવવાના હતા તે માટે પૂ. રંજનશ્રીજી મહારાજે અચળ શ્રદ્ધા રાખી કામ આદર્યું અને શાસનદેવની અદૃશ્ય સહાયે તેમાં સફળતા અપાવી.

ગિરિરાજ પરની ટૂંકોમાં યોગ્ય સમારકામ થયું એટલું જ નહિ, પણ જે જે વસ્તુ ભેગી કરવા જેવી લાગી તે પણ કરવામાં આવી અને તેણે સારાયે તીર્થની રોનક ફેરવી નાખી. જલમંદિર તો પાયામાંથી જ નવું બન્યું અને તેમાં આ ગિરિરાજ પર નિર્વાણ પામેલ વીશ તીર્થપતિઓ માટે વીશ કલામય ગોખલા થતાં તેની ભવ્યતામાં ઘણોજ વધારો થયો. એકલાં આ મંદિરની પાછળ જ રૂ. પાંચ લાખથી પણ અધિક ખર્ચ થયો.

જીર્ણોદ્ધારનું કાર્ય પૂર્ણ થતાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ યોજવાનો નિર્ણય થયો અને તે માટે તૈયારીઓ થવા લાગી. સમિતિના ઉત્સાહી સભ્યોએ તે માટે તન–મન–ધનનો સારો એવો ભોગ આપ્યો.

સં. ૨૦૧૭ ના માહ સુદિ ૮ તા. ૨૪–૧–૬૧ મંગળવારથી મહોત્સવનો પ્રારંભ થયો અને માહ વદિ ૮ તા. ૯–૨–૬૧ ગુરુવારે તેની પુર્ણાહુતિ થઈ. કુલ સત્તર દિવસ ચાલેલા આ મહોત્સવને પૂજ્ય આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ–મુનિઓનું સાનિધ્ય સારા પ્રમાણમાં પ્રાપ્ત થયું અને સાધ્વીઓની સંખ્યા પણ ખૂબ સારી રહી. ભારતના જુદા જુદા પ્રાંતમાંથી આવેલા હજારો શ્રાવક–શ્રાવિકાએ તેમાં ભાગ લીધો અને તીર્થભક્તિ ગુરુભક્તિ, સંઘભક્તિ સારાં પ્રમાણમાં કરી. ઉછામણીની રકમ એકંદર ઘણી સારી થઈ અને તેથી દેવદ્રવ્યમાં વૃદ્ધિ થવા પામી.

વચ્ચે બે ત્રણ દિવસ ધુમ્મસ તથા વરસાદની નડતર થઈ, પણ એ કોઈના હાથની વાત ન હતી. તેનાથી ઊભી થયેલી અગવડોને દૂર કરવા માટે સમિતિએ સબળ પ્રયાસ કર્યો હતો.

શ્રીમાન્ નરેન્દ્રસિંહજી સિંઘી અને શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળાએ આ કાર્યમાં ઘણો જ રસ લીધો હતો અને મહોત્સવ દરમિયાન ખડા પગે હાજરી આપી હતી.

આ રીતે શ્રી સમેતશિખર મહાતીર્થના ઇતિહાસમાં એક નવું પૃષ્ઠ ઉમેરાયું હતું. અને તે ચિરસ્મરણીય બન્યું હતું.

સંપૂર્ણ.

श्री शामळा पार्श्वनाथाय नमः

ભારતવર્ષીય શ્રી શ્વેતામ્બર જૈન સકલ સંઘે શ્રી સમ્મેતશિખર તીર્થ જીર્ણોદ્ધાર સમિતિ દ્વારા કરાવેલ શ્રી સમ્મેતશિખરજી જીર્ણોદ્ધારમાં રકમો આપનાર પુણ્યવંત આત્માઓની નામાવલિ.

સંઘવી માણેકલાલ મનસુખભાઈ—અમદાવાદ.

શ્રી મુંબઈના શ્રી ગોડીજી મહારાજના જૈન દેરાસરજી તથા ધર્માદા ખાતાઓની પેઢી.... મુંબઈ.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદ.

શ્રી ભોયણીજી તથા શ્રી શંખેશ્વરજી કારખાના પેઢી.... અમદાવાદ.

શેઠ મોહનલાલ છોટાલાલ તથા શેઠ મૂળચંદ છોટાલાલ તથા શેઠ શંકરલાલ છોટાલાલ તરફથી કરાવેલ શ્રી ઉપધાન તપની સં. ૨૦૧૪ મહા૦ સુ. ૫ ની માલની ઉછામણીની ઉપજમાંથી. અમદાવાદ.

શેઠ રાયચંદ ગુલાબચંદજી તથા તેમના સુપુત્રો શાન્તિલાલ તથા સુંદરલાલ—અચ્છારી.

શ્રી મુંબઈ કોટની ઉપધાન તપ સમિતિ તથા ભાયખલા તપ સમિતિ.

શ્રી સમ્મેતશિખરજી તીર્થ યાત્રા સંઘ

શ્રી ભાવનગર જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપાગચ્છ સંઘ હ. શેઠ ડોસાભાઈ અભેચંદની પેઢી.......ભાવનગર (સૌરાષ્ટ્ર)

શ્રી ચાણસ્મા જૈન દહેરાસરજી....ચાણસ્મા (ગુજરાત)

શ્રી પાર્શ્વનાથ ભગવાનના જૈન દેરાસરજી નવસારી (ગુજરાત)

શેઠ રમણલાલ દલસુખભાઈ મુંબઈ.

શ્રી અજિતનાથ ભગવાનનું જૈન દેરાસર વાપી (ગુજરાત)

શેઠ છોટમલજી સુરાણા. કલકત્તા.

શેઠ જીવરાજજી રામપુરીયા કલકત્તા.

શ્રી આદીશ્વરજી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક દહેરાસર ટ્રસ્ટ, રતનપોલ નગીનાપોલ, અમદાવાદ.

શ્રીમતી સુલોચના નરોત્તમદાસ જીર્ણોદ્ધાર ટ્રસ્ટ, અમદાવાદ.

શેઠ ચીમનલાલ ગોકળદાસ, અમદાવાદ.

શ્રી એડન જૈન શ્વેતામ્બર શાન્તિનાથજીનું દહેરાસર, એડન કેમ્પ.

શ્રી સંઘ જુના મંદિર, મદ્રાસ.

શેઠ માણેકલાલ ચુનિલાલ, મુંબઈ.

શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન જીર્ણોદ્ધાર ફંડ, મુંબઈ.

શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપાગચ્છ સંઘ—નાગપુર.

શ્રી રાજનગર પાવાપુરી જૈન યાત્રિક ટ્રેન— અમદાવાદ.

શ્રી કોઠીપોલ જૈન સંઘ, વડોદરા.

શેઠ ભોગીલાલ લહેરચંદના ઘર દેરાસરજી હ૦ ચંપાબહેન—મુંબઈ

શ્રી મારવાડી જૈન પંચ કમિટિ મસ્કતી મારકીટ—અમદાવાદ.

શ્રી તોડાની પોલ દેરાસરજી, અમદાવાદ.

શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ. હા૦ શ્રી જૈન શ્વે. મૂર્તિપૂજક સુધારા ખાતાની પેઢી મહેસાણા (ઉ. ગુજરાત)

શ્રી સાઉથ ઇન્ડીયન ફ્લોર મીલ્સ પ્રાઇવેટ લી મદ્રાસ.

શ્રી નરોડા જૈન દેરાસરજી, નરોડા(અમદાવાદ.)

શ્રી વર્ધમાન જૈન આગમ મંદિર સંસ્થા પાલીતાણા.

પ૦ પૂ૦ ગણિવર્ય શ્રી ધર્મસાગરજી મહારાજ તથા પ૦ પૂ૦ પંન્યાસજી શ્રી કૈલાસસાગરજી મ૦ ના ઉપદેશથી શ્રી નરોડા ઉપધાન સમિતિ, નરોડા (અમદાવાદ)

શેઠ લક્ષ્મીચંદ ફત્તેચંદજી કોચર–કલકત્તા.

પંડિત શ્રી વીરવિજયજી મહારાજના ઉપાશ્રયનો જૈન સંઘ, અમદાવાદ (ગુજરાત)

શ્રીમતી મણીબેન–તે વાડીલાલ દેવચન્દના ધર્મપત્ની–અમદાવાદ.

શ્રી ભુરીબેન–તે શેઠ પુંજાલાલ નગીનદાસનાં ધર્મપત્ની–અમદાવાદ.

શ્રી ગીરધરલાલ છોટાલાલ, અમદાવાદ.

શ્રી જાસુદબેન ચીમનલાલ તથા ચોકસી શાંતાબેન લાલભાઈ, અમદાવાદ.

શ્રી જૈન સ્વયંસેવક શિખરજી સ્પેશીઅલ યાત્રિક સંઘ. હ૦ મોહનલાલ દીપચંદ ચોકસી મુંબઈ.

શેઠ હાલાભાઈ ઉગરચંદ તથા શેઠ મણીલાલ ભગવાનદાસ અમદાવાદ

શ્રી બગવાડા પરગણા પંચ સમસ્ત. શ્રી અજીતનાથજી ભગવાનના દેરાસરજી, હ૦ વજેચંદ ચુનીલાલ બગવાડા (ગુજરાત)

આચાર્ય શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મ૦ના શિષ્યરત્ન પન્યાસ શ્રી વિનયવિજયજી મહારાજ તથા શ્રી ગુણવિજયજી મહારાજના સદુપદેશથી શ્રી આરંભડા શ્રી વાસુપૂજ્યસ્વામિ જૈન દેરાસરજી આરંભડા

શ્રી જૈનસંઘ હ. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ધ્રાંગધ્રા (સૌરાષ્ટ્ર)

ગાંધી વાડીલાલ નાથજીભાઈ વેજલપુરવાળાના સુપુત્રો. કપડવંજ (ગુજરાત)

શ્રી જૈન દેરાસરજી શાંતાક્રુઝ (મુંબઈ)

શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ ડીસા (બનાસકાંઠા)

શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપુજક સંઘ મુલી ( સૌરાષ્ટ્ર )

શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપુજક સંઘ બારડોલી

શ્રી આગમોદ્ધારક સંસ્થા સુરત (ગુજરાત)

શ્રી મહાવીર સ્વામી જૈન દેરાસરજી પ. પૂ. આ. શ્રી ભક્તિસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી. સમી

શેઠ છગનભાઈ ઉર્ફે મંગલભાઈ લક્ષ્મીચંદ વડુવાલા વડોદરા

શ્રી ડાહ્યાભાઈ પ્રેમચંદ બુહારી (ગુજરાત)

શ્રી ઉમેદચંદ ભુરાભાઈ તથા તેમની સુપુત્રીઓ સુભદ્રા બેન તથા સવિતા બેન શાહપુર (અમદાવાદ)

શ્રી હરિપુરાના શ્રી શીતલનાથજી ભગવાનના જૈન દેરાસરજી હ લાડુઆ શ્રીમાળી જૈન સંઘ. સુરત

શ્રી જૈન દેરાસરજી હ. રાજસ્થાન જૈન સંઘ થાણા (મુંબઈ)

શેઠ કસ્તુરચંદ ધનાજી અચ્છારી (ગુજરાત)

શેઠ નગીનદાસ હેમચંદ સંઘવી શાહપુર (જી થાણા)વાળાના સ્મરણાર્થે હ. તેમના ધર્મપત્ની ચંદનબાઈ થાણા (મુંબઈ)

શ્રી રૂપવિજયજી મહારાજનો ડહેલાનો ઉપાશ્રય અમદાવાદ

સંઘવી શેઠ માનમલ રાજાજી ચીકપેઠ બેંગલોર

શ્રી શામળાની પોળ જૈન સકલ સંઘ અમદાવાદ

શેઠ રતનાજી મોટાજી રુઘનાથજી હ. મોટાજી રુઘનાથજી પૂના

શેઠ બાલારામજી છોટમલજી બાબુ હ. ભીખમચંદજી પૂના

પ. પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન પૂ. મુનિ શ્રી ગુણસાગરજી મહારાજના સદુપદેશથી શેઠ સુરજમલજી ઈન્દ્રચંદજી જાલોરી વોરા તથા તેમના ધર્મપત્ની ચંપાબાઈ સાંદા

શેઠ અમરચંદ વજેચંદ સંઘવીની સુપત્ની મણીબેન—સુરત.

શેઠ ધારશીભાઈ ગણપતભાઈ છેડા—મુંબઈ

બાબુ શેઠ અમીચંદ પનાલાલ ટેમ્પલ ટ્રસ્ટ—મુંબઈ.

શ્રી શેઠજીનું આદીશ્વરજીનું દેરાસરજી જામનગર (સૌરાષ્ટ્ર)

શેઠ મણીલાલ સુલચંદ રીલીજીયસ ટ્રસ્ટ—અમદાવાદ.

શેઠ જમનાભાઈ ભગુભાઈના ઘર દેરાસરજી—અમદાવાદ.

શેઠ ચિમનલાલ મંગળદાસ અમદાવાદ.

શેઠ રાવતમલજી ભેરુદાનજી સુરાણા, કલકત્તા

શેઠ જયંતિલાલ ગણપતરામ વખારીયાના માતુશ્રી દીવાળીબેન સુરત

ધી યુનીવર્સલ ટયુરીસ્ટ બ્યુરો શ્રી બાલુભાઈ લાલભાઈ તથા પ્રભાવતીબેન બાલુભાઈ મુંબઈ

શ્રીમતી અંગુરાબાઈ સીંધી કલકત્તા

શેઠ દેવચંદ જેરામભાઈનો પરિવાર મુંબઈ

ગોપીપુરા મેઈન રોડના શ્રી કુંથુનાથજી ભગવાનના દેરાસર તરફથી સુરત

શેઠ હરિદાસ સોભાગચંદ તથા ચતુરાબેન સોભાગચંદ મુંબઈ

પ૦ પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી ગુણસાગરજી મ૦ ના સદુપદેશથી શેઠશ્રી બન્સીલાલજી ડાગર તથા તેમના ધર્મપત્ની ગુગનીબાઈ હિંગનઘાટ (વિદર્ભ)

શ્રી ખુશાલ ભુવન ઉપાશ્રય, હ ભોગીલાલ મગનલાલ સુતરીયા—અમદાવાદ.

શેઠ શાંતિનાથ વર્ધમાનની જૈન પેઢી પાલેજ ( ગુજરાત )

શ્રી જૈન દેરાસરજી મલાડ (મુંબઈ)

શેઠ ફૂલચંદ હઠીચંદના સ્મરણાર્થે હ૦ શેઠ શીવલાલ ફૂલચંદ ચાણસ્મા (ગુજરાત)

શ્રી જૈન શ્વે. મૂ. સંઘ, હ૦ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, સુરેન્દ્રનગર (સૌરાષ્ટ્ર)

શ્રી જૈન શ્વેતામ્બર સંઘ હ૦ શ્રી મહાવીર સ્વામી ભગવાનની જૈન દેરાસરની પેઢી વલસાડ (ગુજરાત)

શ્રી ધનપીપલીની ખડકીના જૈન દેરાસરજી હ૦ ચમનલાલ સકરચંદ તથા નેમચંદ ભાઈ નિહાલચંદ, અમદાવાદ.

શ્રી ચિંતામણી પાર્શ્વનાથજી જૈન દેરાસર ટ્રસ્ટ મુંબઈ

શ્રી નિર્મલકુમારસિંહજી નવલખા કલકત્તા

શેઠ સુબાજી રવચંદ જેચંદ જૈન વિદ્યાશાળા ટ્રસ્ટ ખાતુ અમદાવાદ

શ્રીમતી પાતુબાઈ રાયપુર



# શ્રી સમેતશિખરજી તીર્થદર્શન

## વિભાગ-૩

### શ્રી સમેતશિખરજી તીર્થનો રાસ તથા રાસનો સંક્ષિપ્ત સાર.

### ટૂંકોનું વર્ણન અને ઇતિહાસઃ-

### લેખક-મુનિ દર્શનવિજયજી ત્રિપુટી-અમદાવાદ.

णमो अरिहंताणं चवण-जम्म-वय-नाण निव्वाण पत्ताणं ।
विणियादिसु तित्थेसु अट्ठावय-सम्मेतचंपा-उज्जिंतसेलपावासु ॥१॥

### શિખરજી તીર્થની મહત્તાઃ—

વર્તમાન અવસર્પિણી કાલમાં ચોવીસ તીર્થંકરો થયા હતા. તેમાંના પહેલા ભ. ઋષભદેવજી અષ્ટાપદ પર્વત ઉપર, બારમા ભ. વાસુપૂજ્યસ્વામી ચંપાપુરીમાં, ૨૧મા ભ. નેમિનાથજી ગિરનાર પર્વત ઉપર, ચોવીશમા ભ. મહાવીરસ્વામિ પાવાપુરીમાં મોક્ષે ગયા. આ સિવાયના ૨૦ તીર્થંકરો સમેતશિખર પહાડ ઉપર મોક્ષે ગયા હતા. તેમની સાથે અને તેમના પછી બીજા હજારો મુનિવરો સમેતશિખર પહાડ ઉપર મોક્ષે ગયા હતા.

આથી સ્પષ્ટ થાય છે કે-ભારતમાં સમેતશિખર ગિરિ મોટું સિદ્ધક્ષેત્ર તીર્થ છે. તેનું પ્રસિદ્ધ નામ સમ્મેતશિખર છે. પણ તેનાં ૨૧ ટૂંકોના હિસાબે જુદા જુદા ૨૧ પણ નામ છે. તેનું અર્વાચિન નામ પારસનાથ (હિલ) પહાડ છે. જૈનાગમો, પંચાંગી, વસુદેવહીંડી, ચઉવણ્ણ મહાપુરીસ ચરિયમ્, ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર, તીર્થકલ્પ તથા બીજા ચરિત્ર ગ્રંથોમાં તથા તીર્થમાલાઓમાં સમ્મેતશિખર તીર્થના ઉલ્લેખો અને વર્ણનો મળે છે. જૈન મુનિવરોએ તેના આધારે સમ્મેતશિખરના સ્વતંત્ર વર્ણનના ગ્રંથો પણ બનાવ્યા હતા.

### શિખરજી તીર્થના મહિમાના ગ્રંથોઃ-

**૧ સમ્મેતશિખર માહાત્મ્યઃ—**

મહાકવિ આ. શ્રી દેવસૂરિ તથા તેમની શિષ્ય પરંપરાનો ઈતિહાસ "જૈન પરંપરાનો

ઇતિહાસ" (પૃ. ૪૧. પૃ. ૪૬૦ થી ૫૦૧)માં વિસ્તારથી આપ્યો છે. તેમાંની "નાગોરી તપાગચ્છની શાખા"માં ૪૮ મા પટ્ટધર આ. રત્નશેખરસૂરિ થયા હતા. તેમનાં સં. ૧૩૭૨ માં જન્મ, સં. ૧૩૮૫માં દીક્ષા, સં. ૧૪૦૦ માં બિલાડા નગરમાં આચાર્યપદ અને સં. ૧૪૨૮ પછી સ્વર્ગગમન થયું હતું. તેમણે ખરતરગચ્છના આ. જિનપ્રભસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો. તેમને "મિથ્યાંધકાર નભોમણિ"નું બિરૂદ મળ્યું હતું. તેમણે સં. ૧૪૪૭ માં ગુણસ્થાનકમારોહ સ્વોપજ્ઞવૃત્તિ, વીરંજય ક્ષેત્રસમાસ સ્વોપજ્ઞવૃત્તિ, ગુરુગણ–પટ્ત્રિંશત્–પટ્–ત્રિંશિકાવૃત્તિ, સબોધસત્તરીવૃત્તિ, સં. ૧૪૧૮ માં સિરિસિરિ-વાલકહા, સિદ્ધચક્ર લેખન વિધિ, *દિનશુદ્ધિ દીપિકા, ગા. ૧૪૪, છંદો, રત્નાવલી અને પટ્દર્શન સમુચ્ચય વિગેરે ગ્રંથોની રચના કરી હતી. આચાર્યશ્રીએ સં. ૧૪૦૭ માં ફિરોજશાહ તઘલખને ઉપદેશ આપ્યો. અને બાદશાહે તેમને સં. ૧૪૧૪ માં વિવિધ ફરમાનો આપ્યાં હતાં આચાર્યશ્રીએ ૧૦૦૦ ઘરોના માણસોને નવા જૈન બનાવ્યાં. આ. રત્નશેખરસૂરિએ આ સિવાય કોઈ ગ્રંથ બનાવ્યાનો ઉલ્લેખ મળતો નથી. પણ ખુશીની વાત છે કે પં. રૂપરુચિ ગણિના શિષ્ય પં. કવિ દયારુચિ ગણિજી "સમ્મેતશિખર રાસ" (ઢા. ૫, ગા. ૪૧)માં લખે છે કે આ. રત્નશેખરસૂરિએ સં. ૧૪૦૦ પછી સંસ્કૃતમાં "સમ્મેતશિખર માહાત્મ્ય" ગ્રં. ૧૬૦૦૦ બનાવ્યું હતું. આ માહાત્મ્ય આજે ઉપલબ્ધ નથી. સાહિત્ય પ્રેમીએ વિશેષ સાવચેત રહી આ ગ્રંથ શોધી કાઢવો જોઈએ.

૨ સમ્મેતશિખર રાસઃ—

તપાગચ્છના ગીતાર્થ પં. રૂપરુચિગણિના શિષ્ય કવિ પં. દયારુચિ ગણિએ સં. ૧૮૩૫ મહા સુ. ૫ દિને શિવપુરીમાં શ્રી પૂજ્ય વિજયધર્મસૂરિના રાજ્યમાં સંવેગી પં. દેવવિજય ગણિની દોરવણી મુજબ સમ્મેતશિખર ઉદ્ધાર રાસ (ઢાળ ૨૧, ગ્રં. ૮૦૧)ની રચના કરી હતી આ સર્વ મુનિવરોનો વિસ્તૃત પરિચય ૨૧ મા ઉદ્ધારના વર્ણન પ્રસંગે આવશે.



* આ ઈતિહાસના લેખકે સં. ૧૯૮૩ કાર્તિક સુદિ ૫ ના રોજ મુંબઈમાં દિનપ્રતિદિન ગુજરાતી "વિદ્યપ્રભા" નામે ટીકા રચી હતી.

# શ્રી સમેતશિખરજીનો રાસ

શ્રી પાર્શ્વનાથાય નમઃ
અથ શ્રીસમેતશિખરરાસ લિખ્યતે

આરંભ :—

( દૂહા )

**શ્રી પારસ** જિનવર નમી, નમીયે શારદ માય.
વચનામૃત રસ દીજીયે, કીજે શુભ સુપસાય. ૧
પારસ પારસ કીજીયે, પારસ પરમ નિધાન.
પારસ પરમ દયાનિધિ, સાંવલીયો રાજાન. ૨
ભૂમાંહે તીરથ ઘણાં, ગિણવા કો સમરત્થ.
ઊર્ધ્વ અધો મધ્ય લોકમેં, બહુલાં જિહાં તીરત્થ. ૩
સહુ તીરથ માંહે સરસ, **સમેત શિખર** ગિરિરાય.
સિદ્ધ ભયા જ્યાં વીશ પ્રભુ, સાધુ અનંત શિવપાય. ૪
વીર જિનેશ્વર ઈમિ ભણે, ઈન્દ્રાદિક સુર પાસ.
**સમેત શિખર** તીરથ શિરે, વીશ પ્રભુ જિહાં વાસ. ૫
તે માટે તીરથ બડા, **સમેત શિખર** કહેવાય.
કહું રાસ હિયે જેહને, સુણતાં સુખ બહુ થાય. ૬

ગિરિપરિચય :—

( ઢાલ પહેલી )

( રાગ–ધન ધન સંપ્રતિ સાચો રાજા, એ ચાલ )

ધન ધન એહ **સમેતશિખર** ગિરિ પ્રવર તીરથ માંહે સાર રે.
દુરગતિ દૂર નિવારેં એ ગિરિ, ઉતારે ભવ પાર રે. ધ૦ ૧
ગગન મંડલ સે બાદ કરંતો ઉંચો જિમ આસમાન રે.
ઝાડ ઝંગી ઔર ઝરણ ઝરત હૈ, મોર કરત નૃત્ય તાન રે. ધ૦ ૨
ગંધર્વનાલો સીતાનાલો, વહે જિહાં નિર્મલ નીર રે.
જાત્રી જન આવીને ત્યાં સહુ, સ્નાન કરે બેસી તીર રે. ધ૦ ૩

શીતલ નિર્મલ જલ તિહાં ઝરણે, પાવન કરી શુચિ અંગ રે.
વસ્ત્ર પવિત્ર પહરી સહુ અંગે, ચઢીયેં ગિરિ ઉતંગ રે. ધ૦ ૪

અંબા રાયણ સદસ ખજૂરાં, શીતાફલ નાલેર રે
કેલાં અનાર જરદ નારંગી, વૃક્ષ બહુ ચિહું ફેર રે. ધ૦ ૫

વૃક્ષ અનેક પહુલા વલી બહુલા, ઋતુ ઋતું કા ફલ પૂર રે.
વાસે પરિમલ જિહાં ગિરિ ચિહું દિસ, સમેત શિખર હૈં સૂનર રે. ધ૦ ૬

કેવડા કેતકી જાય મોગરા, કુંદ મચકુંદ ગુલાબ રે.
ગંધરાજ સેવંત્રી સુગંધી, બઉલસીરી બહુ ઝાબ રે. ધ૦ ૭

રિત રિતકે સુગંધિ ફલ ફૂલેં, ભમર ભમેં ચિહુ પાસ રે.
બહુલા વૃક્ષનાં પુષ્પ સુગંધી, વાસે પરિમલ ખાસ રે. ધ૦ ૮

સિંહ ધડુકે પર્વત ઉપર, અન્ય હી જીવ અનેક રે.
ઝાડ ઝંગી મેં ચિદિસ ફિરતા, કરતા કેલ વિશેષ રે. ધ૦ ૯

**યાત્રાવર્ણન :—**

દેશ દેશના સંઘ મિલ આવે, બોલે જય જિન વીસ રે.
પહલી સફલ બોલાય પાલગંજે, લહી રાજની આશીષ રે. ધ૦ ૧૦

સાંવલીયા પ્રભુ પાસ કી મૂરત, બહુ ઓછવ મંડાણ રે.
પાલગંજ સે પ્રભુજી લાવે, બોલે મુખ જય વાણ રે. ધ૦ ૧૧

સંઘ સહુ મધુ વનમેં આવેં, કરિ રહે પટ આવાસ રે.
મધુવન મેં પ્રાસાદ પ્રભુ કો, જિહાં થાપે પ્રભુ પાસ રે. ધ૦ ૧૨

**ઉપક્રમ :—**

સમેત શિખર ગિરિ પર્વત ઉપર, ટુંક જિહાં છે વીસ રે.
વીસ ટુંકે કા નામ જૂજૂવા, કહસ્યું હિયડે હિંસ રે. ધ૦ ૧૩

ટુંક પર જે જે પ્રભુજી, લેહિ જિહાં જિહાં નિરવાણ રે.
ટુંકે ટુંકે સાધુ સિધ્યા, કહસ્યું તે હિવ જાણ રે. ધ૦ ૧૪

જિણ જિણ ટુંક ઉદ્ધાર કર્યો જિણઇં, કહસ્યું તે હિવ સબંધ રે.
કુણ કુણ દેશનાં કુણ કુણ નગરનાં, કુણ કુણ રાજ પ્રબંધ રે. ધ૦ ૧૫

જે જેહવા હોવેં તે તેહની, જે જેહવાં રંગ વસ્ત્ર રે.
પહેરી જાત્ર કરેં તે તેહવા, લહસ્યેં ફલ તે તત્ર રે. ધ૦ ૧૬

જે જેતા પૌષધ કે કેતા, કર્યે જાત્ર ફલ તેહ રે.
લહેસ્યે ભવિજન લાભ જાત્રા મેં, ફલ અનંતા તેહ રે. ધ૦ ૧૭
ટુંકે ટુંકે જે જે પ્રભુ સંગ, તે તે મુનિવર તેહ રે.
જેહનું વર્ણન હોસ્યે જે આગે, સુણજ્યો ચતુર ભવિ તેહ રે. ધ૦ ૧૮
પહેલી ઢાલે પહિલું વર્ણવ, જાણવા કાજે જેહ રે.
આગે વર્ણવ સબલ દયારુચિ, ભણસ્યે તે ગુણ ગેહ રે. ધ૦ ૧૯



( ઢાળ બીજી )

( રાગ-જોગી થારે ઝોલી ને તુંબી હાથ મે રે એ દેશી )

ડુંગર ટાડો રે ડુંગર ફૂટરો રે ડુંગર પહુલો ત્રિલોયણમાન.
વીશટુંક પરિવારે સોહતો રે, જિહાં પ્રભુ વીશ જિણંદ વખાણ મા૦ ૧
મારો મન મોહ્યો રે સમેતગિરિ તીરથે રે
તીરથ સહુમેં રે એ તીરથ સાર. મા૦

(૧) સિદ્ધવરટૂંક :—

પહેલી એહ સમેત શિખર ઉપરે રે, અજિતનાથ નિર્વાણ વિચાર.
ચાર કલ્યાણક અજોધ્યામેં ભયારે, પાંચમું સમેત શિખર ગિરધાર. ૨
સમેત શિખર ગિરિ ઉપર સોહતો રે, મનોહર ઊંચો સિદ્ધવર ટુંક.
જિહાં પ્રભુ અજિત જિનેશ્વર સિદ્ધ થયા રે,
સહસ મુનિ સંગ આએ એહ ટુંક. ૩
લક્ષ બહોંતેર પૂરવનું આયુ રે, ભોગવી અજિત જિનેશ્વર ભાણ.
સબલ અષ્ટકર્મ કું ક્ષય કરી રે, પ્રભુ લહી અનુભવ એક વખાણ. ૪
સમેત ગિરિ સિદ્ધવર ટુંક પર રે, મુનિ મુગત કી સંખ્યામાન.
એક અબજ અસી કોડ જ જે કહ્યા, ઊપર ચૌપન લક્ષનો થાન. ૫
બારેં અજિત અરુ અંતર સંભવ વિચે રે, મોક્ષ ગયા સાધુ ધર ધ્યાંન.
તિણ કારણ એ શિખરગિરિ ટુંકનો રે, તીરથ મોટો એહ સુથાન ૬
કોડ બતીસ જ પૌષધ ફલ લહે રે, ફલ તે તો જાત્રાયે એકમાન
જોયે સમ્મેત શિખર ગિરિ જાતરા રે, કરસ્યે લહસ્યે ગતિ શુભવાન. ૭
પહલી એહ સમેત ગિરિ જાતરા રે, કર્યો ઉદ્ધારજ તેહનું નામ.
સાંભલજો સહુ ભવિ હિવે તેહનું રે, માત પિતા અરુ નગરી ઠામ. ૮

**શ્રી અજિતનાથ પ્રભુ જન્મ :-**

હિવે આદિ અજિત વિચ અંતર તે કહ્યો રે,પચવીશ કોડ લાખ સાગર જાણુ.
તેહ વિચ પચવીશ લાખ કોડ ઇંદ ભયારે, શિખર મહાતમ તેહની વાણુ ૯
નગરી અયોધ્યાનો તે રાજવી રે, જિતશત્રુ વિજયા રાણી કંત.
લઘુ ભ્રાતા વલી જિતશત્રુના વલી રે, નામ સુમિત્ર જુવરાજપદ હુંત. ૧૦
સુમિત્રની અંગના જસોમતી રે, રુપે કહુ મયણુ સુકોમલ અંગ.
વિજયા જસુમતી દોનું રાણીયાં રે, દેરાણી જેઠાણી મીલ જુગ સંગ. ૧૧
ચૌદ સુપન જોડે એક રજની લહે રે, જિન ચક્રી જનની મીલ દોય.
વૈશાખ સુદિ તેરસની રજનીયે રે, અબાધા રહિત લહે સુપનાં સોય ૧૨

વિજય વિમાન સું જીવ આવી ચવ્યો રે, ભોગવી તીસ સાગરની આય.
આવે ત્રિહૂં જ્ઞાને જો સંયુક્તથી રે, તીર્થંકર પદ તેહે ને થાય. ૧૩
જિન ચક્રી જનની પ્રસવ્યાં રે, અજિત સગર દોનુ શુભ જાત.
સુત ઉછવ રાજાતે બેહું કરે રે, જિતશત્રુ સુમિત્ર બેનુ મીલ ભ્રાત. ૧૪
ગર્ભે અજિત જિનેશ્વર તે છતાં રે, અનમી નમ્યા મિલે તે સહુરાય.
જબ રાય જિતશત્રુનો જય થયો રે, અનમ નમાયા તે સહુ પાય. ૧૫
તે પરીક્ષાયે નામ માવિત્ર ઠવે રે, અજિત સગર જુગપુત્ર અભિરામ.
અનુક્રમે અજિત સગર પ્રૌઢા હુવા રે, માં હૂલરાવે કહી કહી નામ. ૧૨
પરણાવ્યા તે બેહુને હર્ષસુ રે, કરી બહુ ઓચ્છવ અધિક સંડાણ.
ઘર ઘર ઓચ્છવ તોરણ બારણે રે, હરખ ભયો સનુ રાણો રાણ. ૧૭

દૂજી ઢાલે જનમ વ્યાવ વરણવ્યો રે, અજિત સગર જુગકુમર વિખ્યાત.
અજિત સગર જુગકુમર દયાનિધિ રે, નિત જપો નામ ભલી પરભાત. ૧૮



(ઢાલ ત્રીજી)

(વૈરાગી જિનસે લાગો અવિહડ રંગ. એ દેશી)

**અજિતનાથ પ્રભુ પિતા દીક્ષાદિ :-**

હિવે ધર્મઘોષ મુનિ આવીયાજી, મુનિ કરત વિહાર.
નગર અજોધ્યા પરિસરેજી, રહે ઉદ્યાન મઝાર.
ભવિજન ! ગુણવંતા સુણજ્યો સહૂ વિસ્તાર. ૧

વનમાલી તબ દૌડને'જી, દેવે' વધાઇ તામ.
જિતશત્રુ તબ હરખીયોજી, દે વનમાલી ને' દામ. ભવિ૦ ૨

જિતશત્રુ સુમિત્ર દોઉ મિલીજી, લેઇ અપણો પરિવાર.
મુનિ વંદન વન આવીયાજી, કરી બહુ ઋદ્ધિ વિસ્તાર. ભવિ૦ ૩

કરી વંદન બહુ ભાવસું'જી, બૈઠા બેસણ ઠાંમ.
ધર્મઘોષ મુનિ તિણ સમે'જી, દે દેશના તે નામ. ભવિ૦ ૪

સુણ વાણી પ્રતિબુઝીયાજી, જિતશત્રુ સુમિત્ર દો ભ્રાત.
સંજમ લેવા ઉમહ્યાજી, કરતા મીલ દોહુ વાત. ભવિ૦ ૫

ગુરુ વાંદી ગૃહ આવીનેજી, અજિત કુંવર પટધાર.
સગર જુવરાજ પદે' ઠવે'જી, દે રાજ્યનાં સહુ ભાર. ભવિ૦ ૬

જિત શત્રુ સુમિત્ર બહુ મિલીજી, આવે ધર્મઘોષ સૂરિ પાસ.
લ્યે' દીક્ષા તપ આદરે'જી, કરી અષ્ટકર્મ દલ નાશ. ભવિ૦ ૭

અણસણ કરી સુરપદ વરીજી, જિતશત્રુ મુનિ રાય.
ઇશાનેન્દ્ર પદ તે લહીજી, ઇંદ્ર રિદ્ધિ સહુ પાય. ભવિ૦ ૮

અજિત જનની વિજયા સતીજી, લહી શિવપદનો ભાગ.
ધન ધન જિન માતા પિતાજી, દેવ ગતિ અનુભવ રાગ ભવિ૦ ૯

આઠ લાખ પૂરવનૂં જી, ભોગવી અજિત સુરરાજ.
લોકાંતિક વચને સુણીજી, ચિત્ત સમજ્યા શુભ કાજ. ભવિ૦ ૧૦

ધન ધન જિન રાજા ધન ધન તુમ અવતાર.

**શ્રી અજિતનાથ પ્રભુ દીક્ષા-કેવલ :–**

બરસી દાન પ્રભુ દિયેજી, સંજમ સુમનબાલ,
બૈસી સુપ્રભા શિબિકા પ્રભુજી, ઓચ્છવ કરે ઇંદ્રિ મિલમાલ. ધન૦ ૧૧

પંચ મુષ્ટી કરી લોચનીજી, આગાર સે ભએ અણુગાર,
મઈ સુઈ ઓહિ પજ્જવ વલીજી, ચાર જ્ઞાન શુભ ધાર ધન૦ ૧૨

સહસ સંગ મુનિવર ભયાજી, ગૃહી સંજમ વ્રત ધાર,
દો ઉપવાસે પારણો જી, કરીય અજિત સુખકાર. ધન૦ ૧૩

ગામ નગર પુર વિહરતાજી, કરતા ઉગ્ર વિહાર,
આયે અયોધ્યા પરિસરેજી, ઉપન્નો કેવલ સાર. ધન૦ ૧૪

કેવલ મહિમા સુર કરેજી, કરે સમોસરણ રચનાહ,
ચૌમુખી વાણી વિસ્તરેજી, સુર નર મુનિ તિરિ વાહ. ધન૦ ૧૫

**સગરચક્રી દીક્ષા :-**

અજિત રાજ્ય સગરે લહ્યોજી, પાલે રાજ્ય વિશેષ,
એકણુ દિવસ વધામણોજી, દોય મિલી તબ દેખ. ધન૦ ૧૬
પ્રભુ કેવલ એક વધામણોજી, ચક્ર રત્ન ઉપજંત,
એ દોનૂ એકણુ સમયેજી, પામ્યો અતિ સુખ સંત ધન૦ ૧૭
પહલી વાંદી પ્રભુ ભણીજી, પછે સાધ્યા સહૂ દેશ,
સાધી દેશ અયોધ્યા ભણીજી, આવ્યા સગર નરેશ. ધન૦ ૧૮
સગર નરેશર જબ કુમારનેજી, દે આદેશ નરેશ,
જઈ અષ્ટાપદ તીર્થનીજી, કરી ઇમે જાત્ર વિશેષ. ધન૦ ૧૯
જહ્નુકુમર અદિ સાઠ સહસસુત, ચલે અષ્ટાપદ જાત,
જાત્રા કરે તિહાં તીર્થનીજી, ચિહું દિસ ફિરી વિખ્યાત. ધન૦ ૨૦
સાઠ સહસ સુત ચક્રી ના મિલ, બંધન કરે એક બાત,
એ તીરથ આસાતનાજી, ન કરે કોઈ વિઘાત. ધન૦ ૨૧
જહ્નુકુમર દંડ ગ્રહેજી, ખાઈ ફેરી ચિઉ ફેર,
ખેંચ સમુદ્ર સે ગંગા લાયો, દંડ રતન સે ઘેર. ધન૦ ૨૨
ગંગા અષ્ટાપદે ફીરેજી, ક્ષોભાણુા નાગ લોક,
ક્રોધ કરીને આવીયાજી, નાગ કુમર મિલ થોક. ધન૦ ૨૩
જહ્નુસહિત સાઠ સહસ્રનેજી, નાગ કુંવર ફૂંકાર,
ભસ્મ કર્યા સહુ તેહનેજી, થયા સુરલોકે અવતાર. ધન૦ ૨૪
કરી વૈયાવચ્ચ તીર્થનીજી, બારમા દેવલોક સાર,
એ સંબંધ જોઈજ્યોજી, આવશ્યક સૂત્ર મઝાર ધન૦ ૨૫
પુત્ર મરણુ ચક્રી સુણ્યોજી, ઉપજ્યો દુઃખ અપાર,
સુરપતિ આવી સમઝાવિયોજી, શોક નિવારી સાર ધન૦ ૨૬
ભરત પરે સંઘવી થયોજી, આયો ઉજ્જવલ ગિરિ જાત.
પૂજી પ્રથમ જિણુંદનેજી, કર્યો ઉદ્ધાર વિખ્યાત. ધન૦ ૨૭
સગર ચક્રી ગૃહ આવીનેજી, ભગીરથ ને દિયો રાજ,
અજિતનાથ પાસે ભલોજી, સગર સંજમ ગૃહી સાજ. ધન૦ ૨૮
સગરે સંજમ આદરિયોજી, ત્રીજી ઢાલે એહ,
હિવે અજિત નિર્વાણુનેજી, ભણે દયારુચિ અતિ નેહ. ધન૦ ૨૯

❦

## શ્રી અજીતનાથપ્રભુનિર્વાણઃ—

( ઢાલ ૪ )

(ઉંબહરિયજે ને ગાજે હોં ભટિયાણી રાણી ચઢ જુવે—એ દેશી)

હિવે સમેત ગિરિ આયા હો, મન ભાયા તીરથ ઊપરે;
કાંઈ સિદ્ધવર ટુંકે નેહ, અજીત જીનેશ્વર સ્વામી હો;
શિવ ગામી પામી મોક્ષને, કોઈ સમેત શિખરગિરિ તેહ;
સિદ્ધવર ટુંક સુહાવે હો, જીહાં આવે ધ્યાવે સિદ્ધ ને.
કોઈ લહી તિહાં અધિક સનેહ, કરી નિશ્રેણી ગિર હો;
સિદ્ધવર ટૂંક સોહીયા, કાંઈ પોહતા નિશ્રેણી અનુભવ ગેહ. ૧

લક્ષ બહોતર પૂરબ હો, પ્રભુ આયુસ્થિતિ પૂરણ કરી;
કાંઈ માસ કરી સંથારો, પદ્માસન રહી સ્વામી હો.
શિવગામી પ્રભુ અનુભવ વરી, કાંઈ સહસ મુનિ સંગ ધાર;
નિર્વાણ ઉચ્છવ કરતા હો, વલિ ધરતા ઉમંગ દેવતા.
કરી વિધિ નિર્વાણ સુરસાર, સુર નંદીશ્વર ગાઈ હો;
શુદ્ધ થાઈ કરી પ્રભુ સેવના, કાંઈ બોલતા સુખ જયકાર. ૨

## સિંહસેન ગણધર મુકિતઃ—

વલી સમેત ગિરિ ટૂંકે હો, આયે સિદ્ધવર ટુંકે મુનિવરા;
કાંઈ નિર્વાણ ભૂમિ વિચાર, સિંહસેન મુનિ રાયા હો.
આયા ગણધારી અજીત નાં, કાંઈ પાયા સમેતગિરિ સાર;
અજીત નિર્વાણેં ટુંકે હો, બલિ મુકે મોહ તે દેહનો.
કાંઈ જેહનૂ મન એકતાર, પાંચસે મુનિ સંઘાતે હો;
સિદ્ધ સાથે અનુભવ પદવરી, કાંઈ તરી ભવ સિંધુ પાર. ૩

હિવેં આમ નગર વિચરંતા હો, વલિ ધરતા ચરણ સુહંકરૂ;
કાંઇ કરતા ઉગ્ર વિહાર, સગર મુનીશ્વર આવે હો.
મન ભાવે અયોધ્યા પરિસરે, કાંઈ સહસ મુનીસર ધાર;
રહે કાનન કાઉસગ્ગે હો, બહુરંગે ધ્યાન જ ધરતા.
કાંઇ આવત દોષ નિવાર, વનપાલક તવ ધાઈ હો;
બધાઈ દેવા આવિયો, કાંઈ બોલતો સુખ ઈક તાર ૪

રાય ભગીરથ પાસેં હો, ઇક સાંસે બધાઈ તિણુ દેઈ;
કાંઈ હરખ્યા સહૂ પરિવાર, રાય ભગીરથ તેહવેં હો.
તે દેવે સાર મુદ્રા મણી, કાંઈ બનપાલિકને તિણુ વાર;
દાદા બંદણુ કાજે હો, બહુ સાજેં વાજા બાજતે.
કાંઈ ગાજતા ગયવર સાર, અશ્વ, રથ, પૈદલ પૂરા હો;
બહુ સંગ શૂરા મલપતા, કાંઈ નગરના બહુ નરનાર. ૫
કાનન માં સહુ આવે હો, બહુ ભાવે મુનિજન વાંદતા;
કાંઈ બૈઠો (ઉચિત) ઠામ, દેસના દ્યે મુનિરાયા હો.
મન ભાયા આગમ ભાષતા, કાંઈ બોધવા ભવિજન કાજ;
મીઠી અમીરસ વાણી હો, ભવ્ય પ્રાણી સુણી મોહ્યા.
કાંઈ પ્રતિબુદ્ધ એ કેઇ તામ, રાજા ભગીરથ જંપે હો;
મુનિ સંપે વચન શુભ ઉચરે, કાંઈ કહેં મુનિને કરે પ્રણામ. ૬
સ્વામી મુઝ નિસ્તારો હો, ભવ તારો વારો દુખ ને;
કાંઈ અનુભવ કિમ હોવે હાથ, મુનિ મુખ વચન રસાલેં હો.
શુભ ઢાલે વચન ઈમ ઉચરે, કાંઇ કરો શિખરની જાત;
પિતર ને પૂજી લહો, મન વાંછિત સિદ્ધિ આપણા.
કાંઇ તરિયે ભવ જલ પાથ, ગુરુ વાણી ભવણેં હો;
મુખ્ય પણેં કરવું એ સહી, કાંઈ અતિ હિય મેં હર્ષાત. ૭
ગુરુ વાંદી ઘર આવેં હો, પઠાવે સંઘ કંકોતરી;
કાંઇ કરે હિવેં સંઘ તયાર, બીસ સહસ ગજ ગમતા હો.
મદ ઝરતા અતિ બહુ ઝૂમતા, કાંઇ કરતા કેલિ અપાર;
કેઇ હોદા ગજ સોહેં હો, કેઇ સોહેં અંબાવાડિયા.
કાંઇ ગુંજત જિમ જલ ધાર, ઉરકી ઐરાકી કેઇ હો;
કેઈ કાછી ધાઠી જાતના, કાંઈ જુરી બીસ હજાર. ૮
ગજ રથ, અશ્વ રથ, બહુલાહો,કેઇ બહુલા વૃષભ રથ સોહતા;
કાંઇ રથ પિણુ બીસ હજાર, સુછાલા મધરાલી હો.
અડિયાલા પાલા કંકડા, કાંઇ પાલા લખ બીસ હજાર;
દેવ સુખાસન કેઇ હો, કેઇ ચકડોલ સુહામણા.
કાંઈ સહસાગમ કેઇ ત્યાર, ખાતી નહિ લોઈ હો;
કોઈ બેલદાર સંઘ મેં ઘણા, કાંઇ દીવીધરા હે અપાર. ૯

સંઘ ચતુર્વિધ સજ્જલો હો, નિઠલો નહીં કોઇ સંઘ મેં;
કાંઈ દ્રવ્યે સહુ ભરપૂર, કોઠારી ભંડારી હો.
વ્યાપારી સારી વસ્તુના, કાંઇ સેઠ સારથવાહ સનૂર;
વાજીંત્ર વિવિધ પ્રકારે હો, બાજા ઘણા બાજતા.
કાંઈ કરતા પ્રભુ ગુણ ચૂર, ગયન વિણ બહુ ગાવેં હો;
રાગ રાગણી સ્વર છંદસે, કાંઇ તાન માન કરી સૂર. ૧૦
ઇહ વિધ સંઘ સજાઇ હો, અધિકાઈ નિસાણુ કેઇ ભલા;
કાંઈ સંઘના બહુ વરણાવ, રાજા ભગીરથ જેહવો.
વલી તેહવો નહિ કોઈ જોડલો, કાંઈ સંઘપતિ નામ ધરાવે;
રાજ લોકા બહુ તેરી હો, ઇંદ્રાણી જાણેં અપ્સરા.
કાંઈ દાસદાસી મિલ ભાવ, વલિ બહુ લોકરી બહુલે હો;
સંઘ સઘલો લોકેં સામઠો, કાંઈ બહુ વહાં ડેરા તણાવ. ૧૧
જુંજુ તિલક કરી મન ભાલેં હો, ખિસાલેં ચોખા ચાલિયા;
કાંઈ મંગલિક શ્રીફલ હાથ, શુભ લગને શુભ જાગેં હો.
શુભ વેલા ભલી માહિં ઇની, કાંઈ બિદા ભઈ બહુ સાથ;
સગર મુનીશ્વર પાસે હો, ઉલ્લાસે કરે બહુ બિનતી.
કાંઈ મયા કરો મુજ નાથ, જાત્રા શિખર ગિરિ સંગે હો;
બહુ રંગે અયોધ્યા સુ સંચર્યા, કાંઈ જપતા નવપદ ગાથ. ૧૨
બાલા બૂઢા સંગે હો, મન રંગ ઉમંગે ચાલતા;
કાંઈ કરે ત્રિણુ કોસી મુકામ, છયેહરી પાલતા હો.
ટાલતા ઇર્યાપથ દોષને, કાંઈ ગાતા પ્રભુ ગુણ ગ્રામ;
અનુક્રમે શિખર ગિરિ નિરખી હો, હિય હરખી વધાવે ગિરિ મણી;
કાંઈ સોને રુપે દામ, મધૂ વન મેં જબ આવેં હો;
બહુ ભાવે ગિરિ વંદન કરેં, કાંઈ આરતી ઉતારે તામ. ૧૩
ચઢી સમેત ગિરિ પાજેં હો, બહુ રાજેં મિલ મિલ થોકસું;
કાંઈ ગંધર્વ નાલેં આપ, ચરણ પરવાલી સજ્જલેં હો.
નિર્મલ થઈ થાક ઉતારતા, કાંઈ તિહાં સહુ સંગે થાય;
ફિર બઢતા તૂલિ આગે હો, બહુ રંગે ચઢતા મન કરી.
કાંઈ હરખી તસહુ ઉંમાય, સીતા નાલે આવી હો;
મન ભાવી ભાવી વીસમો લહેં, કાંઈ બાલા બૂઢા સુખ પાય. ૧૪

શિખર અતિશય ભારી હો, સુખકારી ખેદ ન કોઈ લહે;
કાંઈ રાજી સહુ નરનાર, મૂલ શિખર ગિરિ ચઢિયા હો.
વલિ સરિયાકાર જનમતણા, કાંઈ સિદ્ધવર ટૂંક દિલ ધારા;
સુરપતિ શુભે રચિયો હો, તિહાં નિરખી અજીત જીનરાયને.
કાંઈ મન મેં હર્ષ અપાર, વંદન કરે મન ભાવે હો,
તિહાં ધ્યાવે અજીત જીન નામને, કાંઈ સુખ ઉચરે જયજયકાર. ૧૫
પૂજા બહુ વિધ સારે હો, મન ધારે પ્રભુ ગુણ ગાવતા;
કાંઈ બહુ વિધ ભક્તિ કરંત, ભાગીરથ બડ ભાગી હો.
અતિરાગી અજીત જીન પોતરો, કાંઈ પિતૃ ચરણ પૂજંત;
સ્નાત્ર સત્તર પ્રકારી હો, અધિકારી અષ્ટ પ્રકારની.
કાંઈ સેવા કરે, હરષંત, ભાગીરથ મન ભાવે હો;
પ્રાસાદ કરાવે તેહવો, કાંઈ પ્રથમ ઉદ્ધાર કરંત. ૧૬
ગગન મંડલ તિણ વેલા હો, બહુ ભેલા વાજીંત બાજતા;
કાંઇ સુર સહુ મિલતે આપ, પુષ્પે વૃષ્ટિ બહુ કરતા હો.
ઉચ્ચરતા શબ્દ જય જય ભલા, કાંઈ આવી નમે પ્રભુ પાય,
ઉપજ્યો કેવલ જેહવે હો, વલિ તેહવે સગર મુનીસને;
કાંઈ લોકાલોક દીખાય, કેવલ ઉચ્છબ કરતા હો,
બહુ ધરતા હરખ સહુ દેખતા, કાંઈ સેવતા કેવલી પાય. ૧૭
લોકા લોક પ્રકાસે હી, મુખ ભાષે દેસના નિરમલી,
કાંઈ સગર કેવલી તિણવાર, શ્રવણ સુણે ભવ્ય પ્રાણી હો.
જિનવાણી અમીરસ સું ભલી, કાંઈ અતિ આંણી એક તાર,
સગર કેવલી પાયો હો, નિછંણિ સવાયો તે ભલો.
કાંઈ સિદ્ધવર-ટૂંકે ધાર, સરસ મુનિ ઘાતે હો,
મુનિ ખાતે અનુભવ નિર્મલી, કાંઈ સમેત શિખર પાર સાર. ૧૮
હિવે ભાગીરથ રાયા હો, મન ભાયા તીરથ ઉપરે,
કાંઈ તીરથ રખવાલ સાર, મહા જસ દક્ષને અજિત બાલા હો.
અધિષ્ટાયક ને. તેડવે, કાંઈ ભાગીરથ સુખકાર,
સુરપતિ નરપતિ બોલે હો, ધન ધન ભગીરથ રાય ને.
કાંઈ જિર્ણ કીધો રે ઉદ્ધાર, પ્રથમ એ ગિરિવર ના હો,
ગુણ વર્ણંવ્યા નિર્વાણના, કાંઈ સુણજ્યો સહુ નરનાર. ૧૯

કરી આગમની સાખેં હો, શુભ આવે હાખે ગિર ભણી,
કાંઈ ભલા વીશ નિર્વાણ, વીર જિનેશ્વર ભાખ્યા હો.
સહુ દાખ્યા શિખર માહાત્મમેં, કાંઈ તે કહિયા નિર્વાણ,
ચૌથી ઢાલ મઝાર હો, એ પ્રથમ ઉદ્ધારજ વર્ણવ્યો.
કાંઈ એહી શાસ્ત્ર બખાણ, જાણ અજાણ મ હોજયો હો,
જો જો એ **દયારુચિ** ભાખ્યાં, કાંઈ સત્ય વચન એ જાણ.

## ( ઢાલ ૫ )

( નણુદલ હે નણુદલ ચૂડલેં જોબન ઝીલા રહ્યો એ–દેશી )

**દત્તધવલ ટુંક :—**

સમેત શિખર ગિરિ ભેટિયે, મેટિયે કર્મ કલેશ,
કરિયે આતમ નિર્મલુ, અનુભવ સુર કલ હેસ. ૧
સહુ સમેત ગિરિ સેહરો, ગહરો ટૂંક વિશાલ,
**દત્ત** ધવલ ગિરિ ઊપરે, તીરથ તેહ નિહાલ. ૨
**દત્ત ધવલ** ગિરિ ઊપરે, હિવેં નિર્વાણ વિચાર,
તે સુણજો સહુ સાજના, આલસ દૂર નિવાર. ૩

**સંભવજિન ચરિત્ર :—**

**સાત્વથી** નગરી ભલી, રાય **જિતારિ** નામ,
રાણી **સેના** સોહામણી, પટરાણી ગુણ ધામ. ૪
**સૌમ્ય** સપ્તમગ્રૈવેયક સેં, ઉવરિમહિટ્ઠિમ ગોત્ર નામ,
તે સુર સુખ તિહાં ભોગવી, સ્થિતિ પૂર્ણ કરી તામ. ૫
આયુષ ઉત્કૃષ્ટો ભોગવી, ગુણતીસ સાગર માન,
જઘન્ય પલ્ય (સાગર) અઠાવીસનું, એ આયુ સ્થિત માન. ૬
ફાગણ સુદી અષ્ટમી દિને, ચ્યવી **સેના** કૂંખે ઉપજંત,
તિણ દિન અર્ધ રાત્રને, સુપના ચૌદહ લહંત. ૭
માઘ સુદી ચઉદસ રયણીયે, સંભવ જન્મ લહંત,
અડ કુમરી સૂતગ હરે, જન્મોચ્છવ દેવ કરંત. ૮
જિન માતા પિતા ગૃહ ધન ભરી, સુર થાનિક પહુચંત,
જિન માત પિતા ઉચ્છવ કરી, સંભવ નામ ઠવંત. ૯

ઇક્ષ્વાકુ વંશ કુલગર ભલો, ચઉસય ધનુષ દેહમાન,
અશ્વ લંછન પ્રભુ ચરણ મેં, કંચન પ્રભુ તનુ વાન ૧૦

આયુ લક્ષ સાઠ પૂર્વનું, ત્રિણ જ્ઞાન સંયુક્ત,
અનુક્રમે પાણિગ્રહણ કર્યું, નર ભવ સુખ લહંત. ૧૧

પિતા આયુ પૂરણ કરી, પદ ઈશાનેંદ્ર લહંત,
જિન માતા મોક્ષનું સુખ લહ્યું, **સંભવ** રાજ્ય કરંત. ૧૨

તજી સંસાર ની ભાવના, મોહ કુટુંબ તજંત,
સંયમ સાવત્થીયે લહ્યું, કેવલ સાવત્થી હુંત. ૧૩

આયા **શિખર ગિરિ** ઊપરે, **દત્ત ધવલ** ગિરિ ધાર,
લહી જિહાં અનુભવ નિર્મલો, ગિરિ તીરથ કરી સાર. ૧૪

**સંભવ જિન** સંગે લહ્યું, સાધુ સહસ શિવ ઠાણ,
**દત્ત ધવલ** ગિરિ ઊપરે રે, થયું શુભ નિર્વાણ. ૧૫

**દ્વિતીય** ઉદ્ધાર :—

ઉદ્ધાર સુણો હિવે ગિરિ તણો, દૂજો જેહ પ્રકાર,
કુંણ કર્યું તેહી વર્ણવું, સુણો ભવિ ચિત્ત ધાર. ૧૬

**અંગ** દેશ છે સુહામણો, **હેમ** નગર વિશાલ,
પુરજન તિહાં ધર્મી ઘણા, તેહના મન શુભ લાલ. ૧૭

જિહાં ધર્મી **હેમદત્ત** રાજીયો, પ્રધાનો પ્રતિપાલ,
રાજ કરે રંગે ભલે, ભાગ્ય અઽ્વલ વિશાલ. ૧૮

ઋદ્ધિ રમણી રાજ્ય ભોગવે, પિણ સુત નાહીં એક,
તિણસું તે બિલખો રહે, કરે ઉપાય અનેક. ૧૯

એકદા નગરને પરિસરે, વિચરતા મુનિરાય,
સંગ સાધુ પરિવારસું, રહે કાઉસગ્ગ તિહાં આય. ૨૦

**શ્રી સંભવ** જિન રાજનો, ગણધર પ્રથમ વિચાર.
નામે **ચારુક** ગણધરુ, તે મુનિ હૈ સુખકાર. ૨૧

બનપાલક જાઈ રાયને, દેવે બધાઈ તામ,
સોવન જડિત મુદ્રા મણી, દેઈ દાન અભિરામ. ૨૨

**હેમદત્તે** ગુરુ વાંદિયા, કરી મન બહુ હુભાવ,
બેઠો બૈસણ ઠામ મેં, આણી મન ઉચ્છાવ. ૨૩

દે દેશના ગુરુ ધર્મની, જિન ના વચન રસાલ,
નર ભવ પામી પ્રાણીયા ! ટાલો મદ મન વાલ. ૨૪
સુણી વાણી રાય રીઝિયો, કહે હેમદત્ત કર જોડ,
પુત્ર નહીં એક માહરે, એહ મોટી જી ખોડ. ૨૫
કહે ચારુક ગણધર રાયને, સુણો હેમદત્ત રાય,
ધર્મ ભલો સંસાર મેં, ધર્મે નવ નિધિ ધામ. ૨૬
દેવ અરિહંત ને પૂજિયે, દયા દિલ મેં ધાર,
પાંચે ઇંદ્રી વશ કરો, દીજે દાન અપાર ૨૭
તીરથ જાત્રાએ ફલ ઘણું, કરો ઇમ તીર્થ ઉદ્ધાર,
તેહથી મન વંછિત મિલે, સુખ લહો અભિનવ સાર. ૨૮
રાય બાણી સુણી ગુરુ તણી, કહે ગુરુ ને રાય એહ,
માહરે મન એક પુત્રની, કૈસે લહિયે તેહ ? ૨૯
ગુરુ કહે હિવેં તુમે સાંભલો, કરો સમેત ગિરિ જાત્ર,
પીત વસ્ત્ર પહરી કરી, કરિયે નિર્મલ ગાત્ર. ૩૦
છ છહરી શુદ્ધ પાલતા, કરવો હલુવો વિહાર,
કોઈ જીવ દુખી ના હોવે, ' જાત્રા એહ વિચાર. ૩૧
સુણી વાણી ગુરુરાયની, કરી બહુલો સંઘ,
ચઉવિહ સંઘ સુપરે કરી, આવે ગિરિ ઉમંગ. ૩૨
કરી સમેત ગિરિ જાતરા, કર્યો હેમદત્તે ઉદ્ધાર,
નિજ આતમ સફલો કરી, ખરચી દ્રવ્ય અપાર. ૩૩
સમેત શિખર ગિરિ જાતરા, લાભ લેઈ ભર પૂર,
પુણ્ય તણા પ્રભાવ થી, થયો પુત્ર સનૂર. ૩૪
હેમદત્ત રાય ફલ પામિયો, તિમ ભવિ ને ઇમ હોય,
કરિયે શિખર ગિરિ જાતરા, લાભ અનંતો જોય. ૩૫



દ્વિતીય ટૂંક મહિમા :-

એક સમેત શિખર પરે, દત્ત ધવલ ગિરિ ટૂંક,
મુનિવર સિધ્યા તે કહુ, ભવિ સુણો આલસ મૂક. ૩૬
સંભવનાદિ નવ કોડાકોડી, લક્ષ બહોત્તર તેહ,
ઉપર સહસ બયાલીસ, પાંચસે ઉપર જેહ. ૩૭

**દત્ત ધવલ** ટૂંક ઊપરે, લહે મુનિવર શિવ વાસ,
તિણ સમેત શિખર ગિરિ, ભેટયાજી પૂગે છે આસ. ૩૮

એહ સમેત ગિરિ જાત્રનો, ફલ કેતો હી લહેસ,
લાખ બયાલીસ પૌષધ કરે, એતો ફલ હે વિશેષ. ૩૯

શિખર સમેત ગિરિંદનો, એહ દૂજો ઉદ્ધાર,
ભવિ સુણજ્યો મન થિર કરી, જ્યું પામો ભવ પાર. ૪૦

**સમેત શિખર માહાત્મ્ય અધિકાર :-**

ચઉદે........સંવચ્છરે, **શિખર માહાતમ** તેહ,
**રત્ન શેખર સૂરિ** કર્યો, **સોલ સહસ સંખ્યા જેહ.** ૪૧

**શિખર માહતમ** મેં કહ્યો, બહુ વર્ણન અધિકાર,
કિંચિત એહ ઉદ્ધાર મેં, ભાખ્યો એ નિરધાર. ૪૨

પાંચમી ઢાલે એ વર્ણંવ્યો, શિખર સમેત ગિરિંદ,
**દયા રુચિ** બહુ રંગ સું, ગાયો એહ આણુંદ. ૪૩

(ઢાલ છઠ્ઠી)

(સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણ ગ્યાતારે, એ દેશી)

**(૩) આનંદ ટૂંક :-**

ધન્ય એહ સમેત શિખર ગિરિ, તીરથ એહ ઉદ્ધાર રે,
જે વાંદે ગિરિવર એ ભલો, તે પામે શિખ સુખ કાર રે. ૧

તીજી સમેત શિખર પરે, **આનંદ** ટૂંક સુહાય રે,
**અભિનંદન જિન** જિહાં પ્રભુ, સહસ મુનિ સંગ આયરે. ૨

**અભિનંદન** મુનિ સહસસું, પામી શિવ મગ ખાસરે,
લહી નિર્વાણ શિખર પરે, કરી જિહાં અનુપમ વાસ રે. ૩

પહલી જાત્રા **આનંદ** ટૂંકની, કરી જેહનો કહૂં હું નામ રે,
ભવિ સુણો આલસ મુકીને, ચિત આણી નિજ ઠામ રે. ૪

**ત્રીજો ઉદ્ધાર :-**

**ધાતકી** ખંડે પૂરણ પુર ભલૂં, **રત્ન શેખર** રાજા રે,
જિણ એહ સમેત શિખર ગિરિ, કરી જાત્ર વધારી વાન રે. ૫

આનંદ ટૂંકે મનોહર ઊપરી, કિયો જિણુ પ્રથમ ઉદ્ધાર રે,
ત્રીજો ઉદ્ધાર એહ ગિરિ તણો, કર્યો તેહ સુખ કાર રે. ૬

તૃતીય ટૂંકે મહિમા :-

વલી આનંદ ગિરિ પર મુનિ વરુ, તિહાંતેર કોડા કોડી રે,
સિત્તેર કોડ સતરે લક્ષ ઉપરે, બયાલીસ સહસની જોડી રે. ૭
સપ્તસય ઊપર એતા મુનિવરુ, આનન્દ ગિરિ પર સિધા રે,
તે કારણુ તીરથ બડો, જિહાં ગિરિ એ પ્રસિદ્ધા રે. ૮
ફલ કેતો આનંદ ગિરિ ભેટતા, પૌષધ લક્ષનું જેહરે,
તીરથ ભેટયા ફલ હૈ તિણ, એ તીરથ અનુભવ ગેહરે. ૯

૪) અવિચલ ટૂંક :-

એહ સમેત શિખર ગિરિ સોહઉ, શોભા સુંદર સારો રે,
અવિચલ ગિરિ હૈ મનોહરુ, ચૌથો તીર્થ ચિત ધાર રે. ૧૦
આએ સુમતિ ઇણુ ગિરિ પરૈ, ચઢે સમેત ગિરિ પાજ રે,
સહસ મુનિ સંગે લિયા, આવ્યા અવિચલ ગિરિરાજ રે. ૧૧
સુદિ ચૈત્ર નવમી દિન પ્રભુ, શુદ્ધ કાઉસગ્ગ ધારે રે,
તીસ પૌષધ ગ્રહી પ્રભુજીરે, વારી કર્મ વિકાર રે. ૧૨
લહી નિર્વાણુ અવિચલ જિહાં ગિરૈ, સહસ મુનિ બલી જેમ રે,
કરી અણુસણુ અનુભવ પદ વરી, પ્રભુ સંગે સહુ તેમ રે. ૧૩
સુમતિ જિન તીર્થ અવિચલ ગિરિ, થાપ્યું તેહ શુભ ઠામરે,
વર્તાવી મહિમા તીરથ કરી, સહુ ભવિ જન ને કામ રે. ૧૪

ચોથો ઉદ્ધાર :-

ચૌથો ઉદ્ધાર કર્યો જે કિણે, કહું વલી તેહનું નામ રે,
વલી સુણુજો સાજન સહૂ તેહનો, વર્ણવ તે સહૂ તામ રે. ૧૫
પદ્મ નગર કો રાજવી, આનંદ સેન જે રાવ રે,
તે આવ્યો સમેત ગિરિ જાતરા, કરી મનથી બહુ ભાવ રે. ૧૬
પ્રથમ વલી અવિચલ ગિરિ, ઉદ્ધાર આનંદ સેને કીધો રે,
જિણુ લાભ અનંતો પામીયો, વલી પામ્યો બહોલી સિદ્ધ રે. ૧૭

ચતુર્થ ટૂંકે મહિમા:—

એહ અવિચલ ગિરિ ઊપરે, અવિચલ થયા મુનિ કેતા રે,
હિવે સુણુજ્યો જેહ થયા તે કહું, સિધ્યા મુનિવર જેતા રે. ૧૮

એક કોડા કોડી ચોરાસી કોડ વલી, બહોત્તર લાખ વિશેષોરે,
સહસ ઈક્કાસી સાતસે ઊપરે, તિહાં સીધા મુનિ સુવિશેષો રે. ૧૯
સમેત ગિરિની ચૌથી ટૂંકના, દર્શને શ્યો હોવે લાભ રે,
કોડી એક પૌષધ ફલ કહ્યો, એતો થાએ લાભ રે. ૨૦
ચૌથો **અવિચલ ગિરિ** તીર્થકું, બાંદો ભવિ બહુ ભાવે રે,
સબલો અવિચલ પદ તુમે લહો, વલી લહો ભવજલ નાવ રે. ૨૧

**(૫) મોહન ગિરિ ટૂંકઃ—**

પાંચમું સમેત ગિરિ ઊપરે, **મોહન ગિરિ** મહંત રે,
મો(હે) સુર-ખેચર-ભૂચર-નર વલી, વલી મોહે મુનિ મહંતરે. ૨૨
જગ તારક **પદ્મ પ્રભુ** જિનવરુ, ત્રિભુવન નાયક સ્વામી રે,
આયે એહ **સમેત ગિરિ** પરૈ, ચઢવા શિવપુર ધામ રે. ૨૩
પ્રભુ નિરખી **મોહન ગિરિ** ભલૂં, અણુસણનું મન કીધું રે,
તીસ દિવસ પદ્માસન કરી, મન વાંછિત ફલ લીધું રે. ૨૪
મગસિર વિદિ એકાદસી દિને, પામ્યા મુક્તિનું ઠામ રે,
ત્રિ સહસ (સય) અડ સઠ (સય) જિન સંગે મુનિ,
એ તીરથ શુભ ધામ રે. ૨૫

**પંચમ ઉદ્ધારઃ—**

પ્રથમ કિણ **મોહન ગિરિ** ઉદ્ધર્યું, કહું તેહનું નામ રે,
ભવિજન હુંસે સુણજ્યો સહુ, જાણવાનો એ કામ રે. ૨૬
નગરી **પ્રભાકર** બંગ દેશ મેં, **સુપ્રભ રાજા** જેહ રે,
જાત્રા જિણે કરી સમેત ગિરિ તણી, ભાવે બહુ સસનેહ રે. ૨૭
રાજા **સુપ્રભ મોહન ગિરિ**, કાર્યો ઉદ્ધાર જિણ વહેલો રે,
જગમેં યશ બહુલો જિણ લિયો, જગ યશ તાસ પ્રસિદ્ધિ રે. ૨૮
ભાખ્યો પાંચમો ઉદ્ધાર એ, **રાય સુપ્રભ** જિણ કીધો રે,
ધન ધન તેહના માતા પિતા, ધન કુલ વંશ પ્રસિદ્ધો રે. ૨૯

**પાંચમી ટૂંક મહિમાઃ—**

**મોહન ગિરિ** પર મુનિ કેતા, સંખ્યાએં જે વહતા રે,
કોડ નિન્યાણુ સત્યાશી લાખ, સહસ તેયાલ લહંતા રે. ૩૦
વલી ઊપર સાતસે સત્તાવીશ, એતલા મુનિ મહંત રે,
મોક્ષ ગયે નમો નિત પ્રતે, સિદ્ધ ભયે જો સંત રે. ૩૧

જાત્રા ફલ મોહન ગિરિ, કરે પૌષધ એક કોડ રે,
તેતો ફલ પૌષધ સે હોવે, ગિરિ તેતા ફલ જોડ રે. ૩૨
પંચ(મ) ગિરી છઠી ઢાલે ઉદ્ધર્યા, શિખર ગિરિ વરણાવ રે,
દયા રુચિયે સમેત ગિરિ, બોલ્યો વર્ણવ ભાવે રે. ૩૩

❀

(ઢાલ ૭ મી)

(ત્રિભુવન નાયક તુજ વિણ દૂજો–એ દેશી)

૬ પ્રભાસ ટૂંકઃ—

ત્રિભુવન નાયક તીરથ મોટો, સમેત શિખર ગિરિ રાયાજી,
ધ્યાવે મુનિ સુર નર એ ગિરિને, પૂજી પ્રણમે પાયાજી. ૧
સમેત શિખર ગિરિ તીરથ ઊપર, પ્રભાસ સુહાયા જી,
છ ટૂંક સુપાર્શ્વ પ્રભુજી, નિરખી ટૂંક હર્ષાયા જી. ૨
પાંચસૌ મુનિ સંગ લેઈ સુપારસ, પ્રભુજી સમેતગિરિ આયાજી,
ટૂંક પ્રભાસે ધ્યાન ધરીને, પદ્માસન જિહાં ઠાયા જી. ૩
તીસ દિવસ ઉપવાસ ગ્રહીને, કરી દઢ ચિત્ત મન લાયાજી,
ફાગુણ વદી સપ્તમી દિવસે, લહી નિર્વાણ સવાયાજી. ૪
પાંચસૌ મુનિ વલી શ્રી જિન સંગે, અનુભવ લીલા પાયાજી,
ટૂંક પ્રભાસ એ તીરથ થાપ્યો, સમેત શિખર ગિરિરાયાજી. ૫

ષષ્ઠ ઉદ્ધારઃ—

હિવેં ટૂંક પ્રભાસે પ્રથમ જ જાત્રા, કુણ કરી ? સો હિવેં બોલેજી,
વલી ઉદ્ધાર કર્યો જે ટૂંકનો, તેહનું નામ અતોલ જી. ૬
ઉદ્યોત નગરનો રાજા ઉદ્યોતક, રોગે તનુ જેહનું ખીણજી,
કોઢ રોગ શરીર મેં ઉપનો, તેહથી થયો છે દીન જી. ૭
નગર ઉદ્યોત બન એક જિન મંદિર, શ્રી ઋષભદેવ પ્રાસાદજી,
રાય ઉદ્યોત નિત સેવા સારે, દૂર હરી પ્રમાદ જી. ૮
એક દિવસ રાય ઋષભ કે આગે, ભાવના મન શુદ્ધ આવે જી,
તિણ વેલા તિણ ઠામે પહુંતા, જંઘા ચારણ મુનિ આવે જી. ૯
વાંદી ઋષભ દેવ મુનિ ચારણ, સભા મંડપમાં બેસે જી,
ઉદ્યોતક મુનિ ચારણ વાંદી, કર જોડ સન્મુખ બેસે જી. ૧૦

ચારણ મુનિ ઉપદેશ પ્રરૂપે, સુણે ઉદ્યોતક રાય જી,
વાણી સુણુ રાજા મન હરખ્યો, તન મન હરખિત થાય જી. ૧૧
ઉદ્યોતક રાય કહે કર જોડી, સ્વામી મુઝ તનુ રોગ જી,
કિમ જાયે સો ઉપાય કહીજે, તિણથી ટલે મન સોગ જી. ૧૨
કહે રાજાને ચારણ મુનિવર, જાત્રા **સમેત ગિરિ** કીજે જી,
**સુપાર્શ્વ** તીર્થ **પ્રભાસક** ટૂંકે, જિહાં ઉદ્ધારજ કીજે જી. ૧૩
શ્યામ વસ્ત્ર પહરી ઇમ અંગે, જાત્રા શિખર ગિરિ કરીયે જી,
શુદ્ધ મન શુદ્ધ ભાવ ધરીને, ચઢીયે ઇણ ગિરિવરીયે જી. ૧૪
જંઘા ચારણ કહી ઉતપત્યા, હિવે રાજા મન રીજ્યો જી,
પહરી શ્યામ વસ્ત્ર મન રંગે; જે મન ભાવ તે સીજ્યો જી. ૧૫
સંઘ કરી સમેત ગિરિ આયા, છે છે હરી પાલતા જી,
શ્યામ વસ્ત્ર પહેરી ગિરિ ચઢિયા, મુખ જય જય બોલંતા જી. ૧૬
**શિખર** ગિરિ **પ્રભાસક** ટૂંકે, મન રંગે તેમ હોતા જી,
પૂજી **સુપાર્શ્વ** તીરથ ભાવે, કરી ઉદ્ધાર સમ હોત્રા જી (?). ૧૭
તિણ વેલા તિણ સમયે રાયનો, રોગ ગયો તબ દૂરે જી,
રાજા દિલ હરખ્યો તે પૂરો, ઉદ્ધાર છ ટૂંક ના પૂરે જી. ૧૮
જાત્રા કરી રાજા ઘર પહોંતા, મનના કારિજ સિદ્ધા જી,
ભાવે એ તીરથ જે ભેટયું, જસ જગ માંહી પ્રસિદ્ધા જી. ૧૯

**ષષ્ઠ ટૂંક મહિમાઃ—**

એહ સમેત શિખર ગિરિ ઊપર, ગિરિ **પ્રભાસે** મુણિંદાજી,
સંખ્યા એ કહું તે સહુ સુણજ્યો, ભવિજન હોય આણંદા જી. ૨૦
મુનિ કોડા કોડિ વલી ઉગણ પચાસ, કોડિ ચૌરાસી તેહ જી.
લાખ બોહત્તર સમ સહસ વલી, ઊપર સાત સૈ તેહ જી. ૨૧
વલિ ઊપર બેયાલીસ ભાખ્યા, **શિખર મહાતમ** મેં દાખ્યાજી,
મુક્તિ ગયા મુનિવર તિહાં એતા, ગિરિ **પ્રભાસે** સાખ્યા જી. ૨૨
કોડી બતીસ પૌષધ ફલ હોવે, તે જાત્રા ફલ પામે જી,
**સમેત શિખર પ્રભાસ** ગિરિની, કરો જાત્રા શુભ ભાવે જી. ૨૩
એ ગિરિ મોટો તીરથ મોટો, જો ભેટે શુભ ભાવે જી,
ભવ દવ તાપ નિવારે એહ ગિરિ, અનુભવ લીલા પાવે જી. ૨૪

(૭) લલિત ઘટ ટૂંકઃ—

વલિ સમેત ગિરિને લલિત ઘટ ટૂંકે, **ચન્દ્ર પ્રભુ** જિન આયાજી,
સહસ એક મુનિવર લે સાથે, સમેત શિખર ગિરિ આયા જી. ૨૫
**ચંદ્ર પ્રભુ** પદ્માસન ધારી, તીસ દિવસ ઉપવાસે જી,
ભાદ્રવ વદી સપ્તમી દિન લહિએ, નિર્વાણ મન ઉલ્લાસે જી. ૨૬

સપ્તમ ઉદ્ધારઃ—

**લલિત ઘટ** ગિરિ કે પ્રથમ ઉદ્ધાર જ, જે કર્યો તે ટૂંણુ રાજાજી,
નામ ઠામ તેહનો હિવે ભાંખુ, તિણે કર્યા શુભ કાજા જી. ૨૭
ચે હી વર દ્વીપ મેં પુંડરીક નગરી, **લલિત દત્ત** જિહાં રાજાજી,
ચઉવિધ સંઘ લેઈ આવ્યો જાત્રા, ભલો સબલ દિવાજા જી. ૨૮
ચઢયો **સમેત શિખરની** પાજે, આવ્યો **લલિત ઘટ** ટૂંકજી,
કરી જાત્રા ઉદ્ધાર કર્યો જિણ, ઔર ભી ટૂંક વિશેષ જી. ૨૯

**સપ્તમ ટૂંક મહિમાઃ—**

ગિરિ **લલિત ઘટ** ઊપર મુનિવર, કેતા જે જિહાં સિદ્ધાજી,
તેહની સંખ્યા હિવે તે દાખૂ, જે સિદ્ધા તે લીધાજી. ૩૦
અડબ ચૌરાસી કોડિ બોહતર, એંસી લખ્ય ની કોડી જી,
ચાર સહસ અરુ પાંચ સેં ઊપર, વલિ પંચાવન જોડી જી, ૩૧
એતા મુનિ જન **લલિત ઘટ** ગિરિ, શિવ પામ્યા સુખકાર જી,
ગિરિની જાત્રા નો ફલ કેતો, સોલ લક્ષ પૌષધ સાર જી. ૩૨
સપ્તમ ઉદ્ધાર સપ્તમ ટૂંકે, કર્યો તીરથ સુધિ એહ જી,
તે કારણ એ **સમેત શિખર** ગિરિ, વાંદો ભવિ બહુ નેહ જી. ૩૩
સપ્તમી ઢાલ એ **સમેત શિખરની**, સાતમો થયો ઉદ્ધાર જી,
**રુપ રૂચિ** નો શિષ્ય **દયા રૂચિ**, ભાખિયે શ્રી કાર જી. ૩૪
" વિષમકાલ જિનબિંબ જિનાગમ ભવિયણ કું આધારા "



( ઢાલ ૮ મી )

(એ તો પ્રથમ તીર્થંકર સેવના સાહિબા મુદિત હૃદય સસનેહ જિણંદ મોરારે)
એ તો સમેત શિખર ગિરિ સેવિયે, ભેટિયે શુભ ધરી ભાવ । સાજન.
ભેટિયે કર્મ કલેશને ॥ સા ૦॥ લહિયે ભવ જલ નાવ ॥ સા૦॥ ૧

સુપ્રભ ગિરિ ટૂંક :-

**સમેત શિખર** ગિરિ આઠમો, **સુપ્રભ** ગિરિ એ નામ,
જિહાં પુષ્પ દંત પ્રભુ પગ ઠવે, તીરથ એ શુભ ધામ. ૨
સહસ મુનિ સંગ પરવર્યા, આવ્યા શ્રી સુવિધિ જિણંદ,
**સમેત શિખર** ગિરિ પર ચઢી, ગિરિ નિરખી આનંદ. ૩
**સુપ્રભ** ગિરિ પધારિયા, જિહાં પદ્માસન પ્રભુ ધાર,
તીસ દિવસ પૌષધ ધરી, કરી મોક્ષ તપ શ્રી કાર. ૪
ભાદ્રવ સુદિ નવમી દિને, નિર્વાણ લહી પુષ્પદંત,
સહસ મુનિ સંગ તિહાં વલી, અનુભવ લહી સહૂ સંત. ૫
સુપ્રભ ગિરિ **સમેત** ગિરે, સુવિધિ જિન તીરથ ધામ.
નામ રાખ્યો મહી મંડલે, સહૂ ભવિ જનને કામ. ૬

અષ્ટમ ઉદ્ધાર :-

હિવે **સુપ્રભ ગિરિ** ઉદ્ધાર નો, કર્યો તેહનો કહૂં ભાવ,
આરજ દેસે મનોહરુ, **શ્રી પૂર નગર** નો રાવ. ૭
જિહાં **હેમપ્રભ** નામે રાજિયો, જિન ધર્મી મતિ વંત,
જાત્રા શિખર ગિરિ સંચર્યો, ચાલતો ને શુભપંથ. ૮
અનુક્રમે **સમેત શિખર** ચઢી, પહોતા ગિરિ **સુપ્રભ**,
જાત્રા કરી વહુ ભાવ સૂં, લાભ બહોલો જિણ લીધ. ૯
સુપ્રભ ગિરિનો જિણે કર્યો, ઉદ્ધાર તેહ અનૂપ,
સપ્ત પ્રભુ નિર્વાણ ના, ઉદ્ધાર કર્યા વલી ચૂંપ. ૧૦
તીરથ ભેટી યશ લહી, નિજ થાનિક પહોચંત,
જનમ સફલ કર્યો આપણો, જસ નામી સોહંત. ૧૧

અષ્ટમ ટૂંક મહિમા :-

સુપ્રભ ગિરિએ મુનિ વરુ, જિહાં સીધા તે સંબંધ,
કોડિ નિન્નાણુ લક્ષ નવ ભલા, સપ્ત સહસ મિલ સંબંધ. ૧૨
ઊપર સાતસૌ એંશી ભલા, એતા મુનિ મિલ લહી મુક્તિ,
કોડ પોષધ નુ ફલ લહે, તેતો ટૂંક ભેટચા ફલ ઉક્ત. ૧૩

(૯) વિદ્યુત ગિરિ ટૂંક :-

આઠમા ગિરિ નો એ કહઉં, આઠમો એ ઉદ્ધાર,
હિવે નવમો ગિરિ સાંભલો, ઉદ્ધાર નવમો સાર. ૧૪

સમેત શિખર કે ગિરિ સિરે, વિદ્યુત ગિરિ હૈ વિશાલ,
ગિરિ અનોપમ ગુણુ નીલો, સ્વર્ગ પુરી નો ભાલ. ૧૫
**શીતલ** જિન ત્રિહુ જગ ધણી, સહસ મુનિ પ્રભુ સાથ,
ચઢિયા શિખર ગિરિ કડણીએ, નિરખ્યો વિદ્યુત ગિરિ નાથ. ૧૬
વિદ્યુત ગિરિ થિર થોહિયા, વાલ્યો પદ્માસન સ્વામ,
કરી જિહાં તીસ પૌષધ ભલા, ધ્યાવે સિદ્ધ પદ તામ. ૧૭
સુદિ વૈશાખ દ્વિતીયા દિને, નિર્વાણ લહી જિન રાજ,
સહસ મુનિ જિન સંગ મેં, પામ્યું જિહાં શિવરાજ. ૧૮

**નવમ ઉદ્ધારઃ—**

હિવે ઉદ્ધાર જ સાંભલો, વિદ્યુત ગિરિયે થાય,
**માલવ દેશનો** મહીપતિ, નગર **ભદ્દિલપુરનો** રાય. ૧૯
**મેઘરથ** નામ રાજીયો, આવ્યો, શિખર જાત્રા કાજ,
ચઢિયો શિખરગિરિ કડણીયે, નમિયો વિદ્યુત ગિરિ રાય. ૨૦
નવ ગિરિ જિણે જે કર્યા, ઉદ્ધાર જ નવ નિદ્ધ,
લાભ લિયો જિણે મોટકો, પૂજ્યા નવ દામે નવ સિદ્ધ. ૨૧
**મેઘરથ** રાય ગિરિ પૂજીને, આવ્યો નિજ ગૃહ રાજ,
સંઘ પોષી બહુ યશ લહ્યો, કર્યો જિણે સફલો રાજ. ૨૨

**નવમ ટૂંક મહિમાઃ—**

વિદ્યુત ગિરિ સિદ્ધા મુનિવરુ, સંખ્યાએ કહેવાય,
કોડાકોડ અઠારહ, કોડ બયાલ કહાય. ૨૩
લાખ બત્તીસ વલી ઊપરે, વલી બયાલીસ હજાર,
નવ સે પાંચ અધિક વલી, એતા મુનિ લહી શિવ રાજ. ૨૪
એક કોડ પૌષધ ફલ જેહનૂ, વિદ્યુત ગિરિ વાંદ્યા થાય,
એહ શિખર ગિરિ ભેટતાં, ફલ અસંખ્યાતું પાય. ૨૫

(૧૦) સંકુલ ગિરિ ટૂંકઃ—

હિવે દશમા સંકુલ ગિરિતણો, સમેત શિખરે ઉદ્ધાર,
સહુ સાજન સુણુ લીજિયો, ધરી મન અધિકો પ્યાર. ૨૬
**શ્રેયાંસ પ્રભુ** મુનિ શ્રેણિસું, પરિવરિયા જિન રાય,
**સમેત શિખર** ગિરિ કડણે ચઢી, સંકુલ ગિરિયે આય. ૨૭

ધારી પદ્માસન પ્રભુજી એ, પૌષધ તીસ ગ્રહી સાર,
શ્રાવણ વદી તૃતીયા દિને, કરી નિર્વાણ વિચાર. ૨૮

**દશમ ઉદ્ધારઃ—**

હિવેં સંકુલ ગિરિ નો ભલો, ઉદ્ધાર કિણ ફલ લીધ,
તે વાકય શ્રવણે સુણિજીયે, જિણે મન કારજ સિદ્ધ. ૨૯

દક્ષિણ ભરત માલવ દેશ મેં, બાલ નગર કો રાજ,
આણંદ સેને જાત્રા કરી, પહેલી શિખર ગિરિ ધાર. ૩૦

કરી ઉદ્ધાર સંકુલ ગિરિ તણો, વલી દશ ગિરિ સંયુક્ત,
લાભ અનંતો જિણ લહ્યો, જિણેં કર્યો શુભ સુમહોત્સવ. ૩૧

ઘર આવી હરખી ઘણું, સંઘ ભક્તિ બહુ કીધ,
સુજસ મહોદય પામિયા, કારિજ મન સહુ સિદ્ધ. ૩૨

**દશમ ટૂંક મહિમાઃ—**

ગિરિ સંકુલ મુનિ કેતલા, થયા જિહાં સિદ્ધ સો અંક,
કોડા કોડ છિયાણુવે, ઊપર છિન્નવ કોડિ. ૩૩

લાખ વિન્નબે મુનીસરુ, સાઠી નવ્યાસી સહસ,
પાંચસૌ બયાલીસ ઊપરે, એતલા સિદ્ધા મુનીસ. ૩૪

ગિરિ સંકુલ ભેટયા ફલ કેતો, કોડ એક કરો ઉપવાસ,
તેતો સંકુલ ગિરિ જાત્રા, ફલ તેતો લહે તાસ. ૩૫

એહ સમેત શિખર તણા, દશ ગિરિ દશ ઉદ્ધાર,
તીરથ એ સમેત ગિરિ, સહૂ તીરથ સિરદાર. ૩૬

ઢાલ આઠમી એ હરખસું, ભણુત ગુણત આણંદ,
રચના રૂડી રાસ ની, દયા રૂચિ ગાવે પ્રબંધ. ૩૭



( ઢાલ ૯ મી )

( મન મોહનલાલ, હો જગ સોહનલાલ, એહ ચાલ )

**(૧૧) નિર્મલ ટૂંકઃ—**

હિવે એહ તીરથ ગાઇયે મનમોહન લાલ,
શિખર સમેત ગિરિંદ કે હો જગસોહન લાલ,
વિમલ નાથ નિર્મલ પ્રભુ, આએ શિખર આણંદ કે. ૧

પાજ ચઢી ગિરિવર તણી, સિરે શિખર પર આય કે,
નયણે નિર્મલ ગિરિ નિરખીયે, શુદ્ધ ભૂમિ જિહાં પાય કે. ૨
**વિમલ નાથ** સંગે થયા, ષટ્ સહસ મુનિરાય કે,
તે પિણ **નિર્મલ ગિરિ** આવીયા, કરી શુદ્ધ ભૂમિ ઠાય કે. ૩
પ્રભુ પદ્માસન ધારીયો, સહુ મુનિ પાદપોપગમ લેઇકે,
મોક્ષ તપ પ્રભુજી લિયો, તીસ પૌષધ લહી તેહકે. ૪
અસાઢ વદિ સપ્તમી દિને, પાયો પ્રભુ નિર્વાણ કે,
ષટ્ સહસ મુનિવર વલી, લહી અનુભવ તિણ ઠાણ કે. ૫
કરી નિર્વાણ તીર્થ થાપિયો, વિમલ નાથ ભગવાન કે,
**નિર્મલ ગિરિ** તીરથ ભલો, **સમેત શિખર** ગિરિ થાન કે. ૬

**અગ્યારમો ઉદ્ધાર :—**

વિમળ જિનેશ્વર ટૂંક નો, કર્યો કેણ ઉદ્ધાર કે,
તે હિવે સહુ ભવિ સાંભલો, કહસ્યું નામ સુધાર કે, ૭
નગરી **કનકાવતી** ભલી, પૂર્વ વિદેહ મઝાર કે,
**કનકરથ** રાજા ભલો, જિન ધર્મી દાતાર કે. ૮
જાત્રા **શિખર ગિરિ** આવીયો, ધરી મન મેં બહુ ભાવ કે,
ચઢિયો શિખર ગિરિ શિરે, નિરખી નિર્મલ ગિરિ ભાવ કે. ૯
વિમલ નાથ ગિરિ જાતરા, કરી કનકરથ ભૂપ કે,
ઉદ્ધાર કર્યો જિણ ટૂંક નો, ટૂંક ઇગ્યાર અનૂંપ કે. ૧૦
ઉદ્ધાર કરી જિણ જશ લિયો, આયો નિજ પુર સસનેહ કે,
કનકાવતી નગરી કર્યો, મંદિર શિખર વીસેહ. ૧૧
વીસ પ્રભુ બિંબ થાપીયા, જાત્રા શિખર ફલ લીદ્ધ કે,
સાધર્મીની વૈયાવચ્ચ કરી, રાયના કારજ સિદ્ધ કે. ૧૨
સમેત શિખર ગિરિ નૌ ભયો, એ એકાદશમો ઉદ્ધાર કે,
હિવે નિર્મલ ગિરિ ઊપરે, કેતા મુનિ પરિવાર કે. ૧૩

**નિર્મલગિરિ મહિમા :—**

સતરે કોડિ સાઠ લક્ષ વલી, ષટ્ સહસ સાતસૌ જોડ કે,
ઊપર બયાલીસ મુનિ ભલા, મુક્તિ લહી બહૂ કોડિ કે. ૧૪
ટૂંક જાત્રા ફલ કેતલૂં, એક કોડિ કરે ઉપવાસ કે,
ફલ અનંતો ગિરિ ભેટતા, ભવિ સહૂ ભેટો ઉલ્લાસ કે. ૧૫

(૧૨) સ્વયંભૂ ગિરિ ટૂંક :—

હિવે **અનંત જિનરાજજી**, જાણી અવસ્થા પૂર્ણ કે,
આવ્યા **સમેત શિખર પરે**, **સ્વયંભૂગિરિ** સો વર્ણ કે. ૧૬

નિરખી નિર્મલ ઠામ નૈ, મુનિ સપ્ત સહસ લેઈ સંગ કે,
પ્રભુ પદ્માસન તિહાં કર્યું, તીસ પૌષધ કરી રંગ કે. ૧૭

મોક્ષ તપ પૂરણ કરી, ચૈત્ર સુદિ દિલ ધાર કે,
શ્વેત પંચમી દિવસે ભલૂં, અબાધા રહિત પદ ધાર કે. ૧૮

પ્રભુ અનુભવ પદવી લહી, જોતિ સ્વરૂપ સ્વભાવ કે,
સુખ અનંતા પામિયા, નહીં જહાં દુઃખ લગાવ કે. ૧૯

દેહ નહીં આયુ નહીં, નહીં તહાં કોમલ ગાત્ર કે,
પ્રાણ યોનિ વલી તિહાં નહિં અનંતાનંત અપાર કે. ૨૦

નિર્વાણ ભૂમિ તીરથ કર્યો, ધન ધન **સમેત ગિરિંદ** કે,
હિવે ઉદ્ધાર હોસ્યૈ ભલો, જે કારસ્યૈં નરિંદ કે. ૨૧

**બારસો ઉદ્ધાર :—**

એહ ભરત માંહિ ભલો, **કૌશાંબી** નગરી વિખ્યાત કે,
**બાલ સેન** રાજા ભલો, જિનધર્મી સુખ્યાત કે. ૨૨

પિણ ધન ગૃહ માંહે નહિં, યો દુઃખ સહ્યો ન જાય કે,
રાજ ક્રુદ્ધ કર (?) બહુ હોવે, દેશ નગર પુર પાય કે. ૨૩
તબ રાજા મન ચિંતવી, શ્રી જિન ભક્તિ કરંત કે,
નિત નિત જિન સેવા કરે, મન અતિ હર્ષ ધરંત કે. ૨૪
એક દિન શ્રી જિન સેવના, કરી સ્તવના શુદ્ધ ભાવ કે,
એહવૈ ગગન મંડલ હુંતી, વિદ્યાચારણ મુનિ આવ કે. ૨૫
કરી જિન ભાવ સ્તવન ભલૂં, બૈઠા જિણહર બહાર કે,
બાલસેન રાય જિન સ્તવી, વાંદે મુનિ આચાર કે. ૨૬
ચારણ મુનિ ઉપદેશીયો, ધર્મ ભલો હે નરેશ કે,
કર જોડી રાજા કહે, ક્રુદ્ધ (ઋદ્ધિ) હોવે જો અસેસ કે. ૨૭
તો સહુ મન વાંછિત મિલે, હોવે ધર્મની વૃદ્ધ કે,
વિદ્યા ચારણ મુનિ ભણૈં, સુણ રાજન સમૃદ્ધ કે. ૨૮
ચૈત્ય કરાવો અભિનવો, ઠાવો અનંત ભગવાન કે,
પૂજો ઇમ બહુ પ્રેમ સું, વાધસે ઇમ બહુ માન કે. ૨૯

યક્ષ પાતાલ દેવ પ્રગટસ્યે, દેવી અંકુશી વર દેય ,
લાલ વસ્ત્ર પહરી કરી, પૂજો પ્રભુ ગુણ ગેય કે. ૩૦
યક્ષ વર ઈમ આપસ્યે, હોસ્યે નવ હી નિધાન કે,
ઉપદેશ દેઈ મુનિ ઉતપત્યા, હરખ ભયો રાજાન કે. ૩૧
ચૈત્ય કરાવ્યો તિહાં ચૌમુખો, અનંત મૂરતિ ચિહું ફેર કે,
દ્રવ્ય ભાવે બે ભેદસ્યું, ચિહું દિશ પૂજે ફેર કે. ૩૨
લાલ પીતાંબર પહેરીને, નિત પૂજે જિનરાય કે,
યક્ષ યક્ષિણી જબ પ્રગટિયા, માંગે માંગે વર રાજ કે. ૩૩
કહે રાજા યક્ષરાજ ને, મન વાંછિત મુઝ સિદ્ધ કે,
યક્ષ યક્ષિણી સંતુષ્ટ ભઈ, હાર મણિમય દીદ્ધ કે. ૩૪
તેહથી જે મનિ ચિંતવે, કાજ હોવે તત્કાલ કે,
રાજા મન બહુ રંજીયો, ફલિયા મનોરથ માલ કે. ૩૫
જક્ષ કહે સુણો અધિપતિ, કરજો સમેત ગિરિ જાત્ર કે,
સમેત શિખર ગિરિ ઊપરે, સ્વયંભૂ ગિરિ વિખ્યાત કે. ૩૬
અનંત નિર્વાણ જિહાં ભલૂં, તિહાં જઈ કરજો ઉદ્ધાર કે,
નૃપ હાર પ્રભાવે સહુ ફલ્યા, ઋદ્ધે ભર્યા ભંડાર કે. ૩૭
હિવે સમેત શિખર જાત્રા ભણી, સંઘ સજાઈ કીદ્ધ કે,
ક્રમ ક્રમ પંથે ચાલતા, જે મન કારજ સિદ્ધ કે. ૩૮
નયણે શિખર ગિરિ નિરખીયો, વંદે બાલ નરેશ કે,
સોને રૂપે ફૂલડે ભરી, મોતી થાલ વિશેષ કે. ૩૯
રાય વધાવે ગિરિ મોતીયેં, સોને રૂપે ફૂલ કે,
ચઢતાં શિખર ગિરિ પેખિયો, મુનિ કૃપા પાત્ર અમૂલ કે. ૪૦
રાજા મુનિવર વાંદિયા, સંગ ભયો તે સિદ્ધ કે,
ચઢી શિખર જય જય ભણ્યો, હરખે જાત્રા કીધ કે. ૪૧
મુનિ કહે રાજા બાલને, નિરખી અનંત નિર્વાણ કે,
સ્વયંભૂ ગિરિ દેખાવીયો, વાંદે ભૂપ સુજાણ કે. ૪૨
શ્રી અનંત પ્રભુ મહારાજ ના, ચરણ હવૈ ભાવ કે,
દ્વાદશ ટૂંક ઊપર કર્યા, જિહાં ઉદ્ધાર વર્ણાવ કે. ૪૩
મન માન્યા કારજ સર્યા, સિદ્ધ ભયો સહુ કામ કે,
સમેત શિખર ગિરિ પૂજિયો, ફિર આવ્યો નિજ ધામ કે. ૪૪

અનુક્રમે નગરે આવિયા, દેતા અઢલક દાન,
ચૌવીસ સંઘ જીમાવિયા, સહુનું રાખી માન. ૪૫
દિશિ દિશિ કીરત વિસ્તરી, જસ લોકે કીધ કે,
રાજા મન હરખિયો ઘણો, મનહ મનોરથ સિદ્ધ કે. ૪૬

સ્વયંભૂ ગિરિ મહિમા :—

શિખર ટૂંક સ્વયંભૂ પરૈ, કહું મુનિ વર્ણન તેહ,
કોડા કોડ છિયાણુવે. સત્તર કોડ વલી જેહ કે. ૪૭
લાખ સતર વલી ઊપરે, વલી સતર સહસ મિલ સાધ,
સાત સૌ મુનિ વલિ ઊપરે, અનુભવ ઉજ્જવલ લીધ. ૪૮
સ્વયંભૂ ગિરિ એક ભેટતા, ફલ કેતો કહેવાય,
ફલ જેતો કોડ ઉપવાસ નૂ, તે તો ગિરિ ભેટયા થાય કે. ૪૯
સમેત શિખર ગિરિ ભેટતા, લાભ અનંત અપાર,
જાત્રા કરો ભવી ભાવસું, એ ગિરિ તીરથ સાર કે. ૫૦
ઉદ્ધાર નવમી ઢાલ મૈં, દ્વાદશ તેહ વિચાર,
ભાખ્યા દયા રૂચિ ભલા, શિખર મહાતમ ધાર. ૫૧



(ઢાલ દસમી)

(હું તો જાણુ રે જિનેશ્વરા વાંદશું, શ્રી જુગ બાહુ જિન રાજ ને, એ ચાલ)

ધન ધન એહ સમેત શિખર ગિરિ, જઇ વાંદે સહુ સુર રાય રે,
ભાવે કરી સ્તવના સહુ કરે, નિત નિત ભવિ જિન ગુણ ગાય રે. ૧
એહ સમેત શિખર ગિરિ દીપતો, ગિરિ વીશે ગિરીયૈ સોહેરે,
જિહાં તીરથ ભૂમિ હૈ ભલી, તે તો ભવિ જનના મન મોહેરે. ૨

(૧૩) દત્તવર ટૂંકઃ—

એહ સમેત શિખર ગિરિ શિર પરૈ,
જીહાં દત્તવર ગિરિ હૈ અનૂપરે,
સોહાએ જિમ સ્વર્ગ પુરી, તેહ ભેટવા સહૂ મન ચૂંપ રે. ૩
જિહાં શ્રી પ્રભુ ધર્મ જિણંદજી, સહુ અષ્ટ કર્મ દલ પેલરે,
આવ્યા સમેત શિખર ગિરિ ઊપરે, લહવા અનુભવની મેલરે. ૪

પ્રભુ દત્તવર ટૂંકે પદ ઠવે, સો તીરથ તેહ ઉદ્ધાર રે,
ગિરિ તેરમો તેહ સોહામણો, તેહનો જે બહુ અધિકાર રે. ૫
વલી જિન સંગે મુનિ આઠ સૌ, તે સહુ છે મોક્ષ પરિવાર રે,
સો દત્તવર ગિરિ મન ભાવિયા, આવ્યા જે જિન સંગ ધાર રે. ૬
પ્રભુ પદ્માસન જિહાં પૂરિયૌ, જિહાં દત્તવર ગિરિ શ્રીકાર રે,
મોક્ષ તબ તીસ પૌષધ કરૈ, પ્રભુ વારી કર્મ વિકાર રે. ૭
ઉજ્જવલી જ્યેષ્ઠ પંચમી, શુભ તિથિએ અનુભવ થાય રે,
ભવ દરિયો તરિયો ગેહરો, પ્રભુ સિદ્ધ સ્વરૂપી થાય રે. ૮
અવિનાશી પ્રભુ શિવ વાસીયે, જિણ કરકે એહ તીરથ સાર રે,
વલિ આઠ સૌ મુનિવર જિહાં ભલા, તેહ જિન સંગે શિવ ધારરે. ૯

ત્રયોદશસ ઉદ્ધાર મહિમાઃ—

હિવે દત્તવર ગિરિ એહનો ભલો, હોસ્યે જે પ્રથમ ઉદ્ધાર રે,
સાજન જન સહુ સુપરે સુણો, કહૂં તેહનો હિવેં વિસ્તાર રે. ૧૦
હિવે દેશ પાંચાલ માંહે ભલો, જિહાં શ્રીપુર નગર વિશેષ રે,
તિહાં રાજા ભવદત્ત રાજિયો, જ્યાં કેશરી (?)
જિન ભક્તિ અસેસ રે. ૧૧
ભવદત્ત તન રોગે ગ્રસ્યો, તાતે દુખ તન મેં ન સમાય રે,
શૂલ રોગ બુરો તન મેં ચુભે, વલી કરે બહુ રોગ ઉપાય રે. ૧૨
પિણ તન સાતા પિણ ના હોવે, તે દુખ સે દુર્બલ થાય રે,
પિણ જૈન ધર્મ મેં દઢ ઘણું, મન તેહનું કિહાં ન ડુલાય રે. ૧૩
મેં બાંધ્યા જે દલિયા પૂર્વના, વેદનીય જે કરમ ના તેહ રે,
તે ભુગત્યા છુટે પ્રાણીયા, જે ઉદયે આવ્યું જેહ રે. ૧૪
જે પ્રભુ પૂજા નિત કરે ભાવસું, પૂજે જમણા સું જિન દેવ રે,
ત્રિકરણ શુદ્ધ ભાવે નિત કરે, ચૂકે નહિં કૂલ એક ટેવ રે. ૧૫
પિણ રાયનો રોગ ન ઉપશમે. પરિષહ પૂજા મેં સહંત રે,
તબ રાજા રોગ પર કોપિયો, હિવે તપ માં મન હવે સંત રે. ૧૬
કરે ત્રિણ ત્રિણ દિન વિચ પારણું, વીસ તેલા ભયા તે સિદ્ધ રે,
હિવે વીસમા તેલે પારણો, એક રાય અભિગ્રહ લીધ રે. ૧૭
પૈલિગોબૂં (!) સાધુ નું પાતરું, તો મુઝ મન થાય શુદ્ધ રે,
ઇમ ચિંતિત મુનિવર પેખીયા, ધર્મઘોષ મુનિ કિયા શુદ્ધ રે. ૧૮

મુનિ માસ ખમણુ ને પારણે, લેવા શુદ્ધ આહારનો ભાવ રે,
ગૌચરીએ નગર મેં સંચરે, ગુરુ ભમર પરે ફિરે દાવ રે. ૧૯
તબ રાજા મુનિ ને પેખિયો, ખરી પોરસી પૂરી માન રે,
રાય મુનિ વાંદી ગૃહે આણીયા, પૂરી પાત્ર ભરી ખીર દે દાન રે. ૨૦
મુનિ વહોરી ને પાછા વલ્યા, રાજા પિણુ મુનિ સાથ રે,
પહોંચાવી મુનિ જન ને બંને, ઘર આવ્યો હરખે રાય રે. ૨૧
પારી પોરસી ને પારણું કર્યું, રાજા મન શાતા થાય રે,
રાજા તન શૂલ રોગ કર્મ ગયું, ભયો હરખ અધિક મન રાય રે. ૨૨
હિવે રાજા મુનિ વર વાંદવા, શુભ ભાવે આવે તામ રે,
મુનિ વાંદી બૈઠો આગલે, વલી ભૂઈ નમી કરીય પ્રણામ રે. ૨૩
મુનિ ધર્મ ઉપદેશ દિએ ભલું, દુલહો નર ભવ લહ્યો તાસ રે,
પ્રાણી તીન તત્ત્વ વિચારીએ, દેવ ગુરુ ને ધર્મ તે ખાસ રે. ૨૪
પ્રાણી દેવ અરિહંત ને પૂજીયે, વલી ગુરુ ઉપદેશીની ભક્તિ રે,
વલી ધર્મની મહિમા કીજિયે, જેહવી જેહની ગૃહ શક્તિ રે. ૨૫
એહવો ઉપદેશ સુણી કરી, રાય મુનિ ને કહે કર જોડ રે,
મુઝ તન રોગ દૂરે કિમ હોવે !, કહો ધર્મ ઉપચારની મોડિ રે. ૨૬
વલતું મુનિ કહે રાય ને, સુણુ રાજન ! એક ઉપાય રે,
વિંશતિ ઈમ તેલા તપ કર્યો, તેહનું ફલ કિણુ પર થાય રે ? ૨૭
તુમે **સમેત શિખર** ગિરિ માંડલો, લેઈ ગિરિનો ભાવ વિશેષ રે,
વલી ટૂંક ઊપર વીસ દેહરા, પ્રભુ વીસની મૂરતિ વીશ રે. ૨૮
વલી વીસ થાનિક ને પૂજિયે, અષ્ટ ભેદે પૂજા સાર રે,
પ્રભુ **ધર્મ જિણંદનો** ચૌમુખો, કરી પૂજો મન એ વિચાર રે. ૨૯
વલી શ્યામ વસ્ત્ર પહેરી કરી, પૂજીજે શ્રી જિન રાજ રે,
બહુ જયણાએં જિન પૂજતા, પામે તે સુખ સમાજ રે. ૩૦
અધિષ્ઠાયક જે **ધર્મ** નાથના, વલી કરસ્યૈ તુઝ સુપસાય રે,
દેસ્યૈ તુમને જે દેવતા, તેહથી તુમ તન સુખ થાય રે. ૩૧
રાજા મુનિ વચન સુણી ભલા, ઉપજ્યો દિલમાં બહુ ભાવ રે,
ગુરુ વાંદી રાય નિજ ઘરે, આવ્યો ફાવ્યો સહુ દાવ રે. ૩૨
મંડાવે માંડલે ગિરી ભલો, ઊપર વીશ ટુંક સોહંત રે,
વલી વીશ જિન પ્રતિમા ધરે, વલી ચૌમુખ **ધર્મ** મોહંત રે. ૩૩

હિવે શ્યામ વસ્ત્ર રાય ધરી, શુચિ થઈ પૂજે શ્રી જિન રાજ રે.
વલી અષ્ટ પ્રકારી ચૂપ સ્યૂં, પૂજે જયણા સું જિનરાજ રે. ૩૪
એહવે કિન્નર યક્ષ પ્રગટિયા, કંદર્પ (પ્રજ્ઞપ્તિ) દેવી વિખ્યાત રે,
અધિષ્ટાયક એ **ધર્મ** નાથના, સાન્નિધ્યકારી સાક્ષાત રે. ૩૫
કહે યક્ષ અરુ યક્ષણી રાયને, તેં જિન ભક્તિ બહુ કિદ્ધ રે,
તિણુ કારણુ અમે સંતુષ્ટીયા, જે માગે સૌ(કરૂં) વૃદ્ધિક રે. ૩૬
**ભવદત્ત** રાય કહે યક્ષને, મુઝ રોગ નિવારો દેવ રે,
પ્રભુ સેવા ફલ મુઝ ને મિલ્યો, વલી ભાગ્ય ફલ્યો મુઝ દેવ રે. ૩૭
યક્ષ સંતુષ્ટિયા રાય ને, દીયે એક ભેરી અવાજ રે,
તસ શબ્દે રોગ સહુ ઉપશમે, હિવે સફલ સહુ તુમ કાજ રે ૩૮
વલી ભેરી બજાઈ દેવતા, રાજા તન નિકલંક કિદ્ધ રે,
મન માન્યા સહુ કારજ ફલ્યાં, યક્ષ ભેરી રાય ને દીદ્ધ રે. ૩૯
ભલી ભેરીના યક્ષ ગુણુ ઉચ્ચરે, જસ શબ્દે જસ બહુ થાય રે,
રોગ ભોગ ને દુશ્મન આપદા, એહ શબ્દે દૂર પલાય રે. ૪૦

**ત્રયોદશમ ઉદ્ધારઃ—**

વલી યક્ષ કહે ભવદત્ત ને, તુમે સમેત શિખર ગિરિ જાય રે,
તુમે ધર્મનાથ નિર્વાણુનો, ઉદ્ધાર પ્રથમ કરાય રે. ૪૧
ઈમ કહીને યક્ષ અલોપિયા, રાજા મન હરખ અપાર રે,
હિવે સમેત શિખર કરે જાત્રા, કરી સંઘ શિખર પર આય રે. ૪૨
દત્તવર ગિરિ થી મુનિ આઇને, ભવદત્તને કહે મુનિ રાય રે,
ઇહાં ધર્મનાથ નિર્વાણુ છે, વાંદો શુભ ભાવે રાય રે. ૪૩
રાજા પિણુ મન હરખ્યો ઘણો, કરે દત્તવર ગિરિનો ઉદ્ધાર રે,
વલી ધર્મ જિનેશ્વર ના ભલા, થાપૈ જિન ચરણુ વિચાર રે. ૪૪
વલી દ્વાદશ ગિરિ ઉદ્ધરિયા, જગ માંહે યશ બહુ લિદ્ધ રે,
કરી યાત્રા ઘર ભણી પગ કર્યા, વલી મન હી મનોરથ સિદ્ધ રે. ૪૫
ઘર આવી સંઘ જીમાવિયા, કરી સ્વામી વત્સલ તેમ રે,
વર્ણ્યો યશ જગ મેં રાય નો, સમ્પૂર્ણ સહી વલી જેમ રે. ૪૬

**દત્તવર ગિરિ મહિમા :—**

હિવે દત્તવર ટૂંકે મુનિ વરુ, કેતા મુનિ અનુભવ લીધ રે,
કોડા કોડી ઓગણીસ જાણિયે, વલી ઓગણીશ કોડી પ્રસિદ્ધ રે. ૪૭

નવ લાખ ને નવ સહસ વલી, વલિ સાત સૌ મુનિ સંજુત રે,
પંચાણુવે મુનિ ઊપર ભલા, એતા મુનિ લહી જિહાં મુક્તિ રે. ૪૮
વલી **દત્તવર** ટૂંકે યાત્રા તણો, ફલ કેતો લહે વલી તેહ રે,
કોડ ઉપવાસ ફલ હે જેતો, તે તો એક ટૂંકે જેહ રે. ૪૯
ફલ અનંતો **શિખર ગિરિ** ભેટતા, ભવી ભેટો શિખરગિરિ રાય રે,
કહે **દયા રુચિ** દશમી ઢાલ મેં, ગિરિ ભેટયા સુખ થાય રે. ૫૦



(ઢાલ ૧૧ મી)

(ઋષભ જિનેશ્વર વંદિયે, નિર્મલ શુદ્ધ પરિણામ હો–એ દેશી)

ભવિજન ! **શાંતિ જિનેશ્વર** ગુણનીલો,સોલમો જિનરાજ હો.
ચક્રવર્તી જિન સોલમો, સેવે સુર નર પાય હો. ૧
નયર હત્થિણાઉર દીપતો, સોહે સ્વર્ગ વિમાન હો,
જિહાં રાય **વિશ્વસેન** રાજીયો, સૌમ્ય સુદકિખણ હો. ૨
ભવિજન ! રાણી **અચિરા** ગુણ નિધિ, રંભા જેમ આકાર હો.
ઇંદ્રાણી જિમ ગુણ ઘણા, સુંદર અતિ સુખકાર હો. ૩
એક દિવસ એક રાત્રીયે, અર્દ્ધ રજની સમય માંહે હો,
ચૌદહ સુપના રાણી પેખિયા, અતિ હર્ષિત ઉછાહિ હો. ૪
પ્રથમ ગય વર સુપનાંતરે, દેખી પરમ આનંદ હો,
વૃષભ શ્વેત વર્ણે ભલો, બીજે સ્વપ્ન સુખ વૃંદ હો. ૫
સિંહ પરાક્રમી સૂરમો, તીજે એહ લહંત હો,
લક્ષ્મી ચૌથે દેવતા, સ્વપ્ને એહ સોહંત હો. ૬
પંચમે પંચ વર્ણ તણી, જુગ લહી સુમની માલ હો,
છઠ્ઠે સોલ કલા કરી, અમીય ઝરત શશી વિશાલ હો. ૭
મહિ મંડલ તિમિર નિવારણો, સહસ કિરણ કાંતે ભાણ હો,
સપ્તમ સ્વપ્ન મેં પેખીયો, સપ્ત-મુખાશ્વ રુઢ જાણ હો. ૮
ભવિજન સહસ જોયણ ઉર્ધ્વ સોહતો, ફરકત જ આસમાન હો,
સ્વપ્ન અષ્ટમ ગગને ઉતરે, ગૃહ આવ્યું સુખ થાન હો. ૯
નવમે કલશ સુજલભર્યો, એહ શુભ સ્વપ્ન લહંત રે,
દશમે પદ્મ સરોવરૂ, લહી સ્વપ્ન હરખંત રે. ૧૦

સાગર એકાદશ સ્વપ્ન મેં, તે લહે નિર્મલ શુદ્ધ રે,
દેવ વિમાન ગૃહ પૈસતો, નિરખે તેહ સુબુદ્ધ રે. ૧૧
રત્ન રાશી ગૃહમાં ભર્યા, ત્રયોદશ સ્વપ્ન લહંત હો,
નિર્ધૂમ અગ્નિ ચઉદમે લહી, દેખી જાગે મહંત હો. ૧૨
ચઉદ સુપન રાણી પેખીયા, જાગત ફિર નવિ ઉંઘે હો,
રાણી રાજા ને વિનવે, કર જોડી અતિરંગે હો. ૧૩
એહ સુપન ભલા તુમ લહ્યા, હોસ્યે પુત્ર રતન હો,
દેવ વલ્લભ જે હોસ્યે, તેહનો કરજો જતન હો. ૧૪
તેહ સુપન ફલ સુણી ભલો, રાણી હર્ષિત થાય હો,
નિજ મંદિર રાણી આય કે, હરખે જિન ગુણ ગાય હો. ૧૫
ઢાલ ઇગ્યારમી એ ભલી, ચઉદ સુપન તે અનૂપ હો,
લહી અચિરા હરખે ઘણો, નમે દયા શાંતિ ભૂપ હો. ૧૬



(ઢાલ ૧૨ મી)

(ચપલ જિણેસર પ્રણમું પ્રાય, સરસતી સામિણી દ્યો મોરી માય એ–દેશી)

હિવે કહું શાંતિ તણા ભવ બાર, તે સુણજ્યો સહુ ભવી કરી પ્યાર,
તે ભવ કુણ કુણ તે દાખવું, નવ નવ નામ કરી ભાખવું. ૧
પહિલે ભવ શ્રીષેણ નરિંદ, ઉપજે રત્ન પુરી સુખ કંદ,
ભોગવી રાજ્ય તિહાંથી ફરી, પાલી સંયમ સ્થિતી પૂરણ કરી. ૨
હિવે ભવ દૂજે કહીયે વિચાર, ઉત્તર કુરુ જુગલ અવતાર,
જુગલ ક્ષેત્ર સે ચવીયા વલી, ઉપજે તે ભવ કહે કેવલી. ૩
હિવે ત્રીજે ભવ સૌધર્મ દેવતા, સુરરાણી ના મનમોહતા,
ભોગવી સુર સુખ તિહાંથી ચવી, ઉપજે સો સુણજો હિવે સહી. ૪
ચૌથે ભવ વિદ્યાધર ભલા, અમિત તેજ નામે નિર્મલા,
ભોગવી વિદ્યાધર ભવ સાર, વલી ઉપજે તે કહિયે વિચાર. ૫
પાંચમે ભવ લહિયે શુભ ધ્યાન, દશમે દેવલોકે દેવ વિમાન,
સુર સુખ ભોગવિયા વલી તેહ, ઉપજે સો સુણજો સસ્નેહ. ૬
છઠે ભવે વાસુદેવ પદ લહ્યો, વાસુદેવ પદ ભોગે રહ્યો,
સુખ ભોગવી વાસુદેવ તણા, ભવ આગે હોસ્યે તે ભણા. ૭

સાતમે અચ્યુત દેવ વિમાન, ભોગવે સુર સુખ જિહાં દેવસ્થાન,
અચ્યુત ઇંદ્ર આયુ પૂરણ કરી, હિવે વલી ભવ લહે સો પરી. ૮
ચક્રવર્તી આઠમે ભવે થાય, ચક્રવર્તીની રિદ્ધિ જ પાય,
સાધી ષટ્ ખંડને વલી ચવી,
હિવે વલી ભવ સુણીયે તે વલી નવી. ૯

નવમે **નવમ ગ્રૈવેયકે** થયા, ભવ પામી અનંત સુખ થયા,
નવમે ગ્રૈવેયક સુર સુખ ભોગવી, ચવી તિહાંથી તે જોગવી. ૧૦
હિવે દશમે ભવે **મેઘરથ** રાય, જીવ દયા વલી તિહાં વરતાય,
પારેવો ઉગાર્યો સહી, તે ભવ માંહે સહી કહી. ૧૧
મેઘરથ જીવ ચવી તેહ તામ, પાયો **સર્વાર્થ સિદ્ધ** ધામ,
ચવી તિહાંથી તે દેવતા, સુખ સર્વારથ ના સેવતા. ૧૨
સર્વારથ થી જીવ આવીયો, બારમો ભવ હિવે શુભ પામીયો,
**વિશ્વ સેન** કુલે અવતાર, **અચિરા** કુખે ઉપજી સાર. ૧૩
ઉત્તમ જીવ આવી અવતર્યો,
તબ ઉત્તમ સુપનાનો જિણે ફલ વર્યો,
મઈ સુઅ ઓહી તિહું નાણ સંજુત,
ઉપજ્યો જીવ ભલો સમય હુંત. ૧૪
હિવે ગર્ભે રહિયા જિન રાય, અચિરા માતા બહુ સુખ પાય,
રોગ શોગનો દીધો અંત, દેશ નગર પુર માં ભઈ શાંતિ. ૧૫
એકાદશ ભવ કરી તિહાં આય, ચ્યવન ભાદ્રવ વિદિ સપ્તમી પાય,
હિવે સુણજો સહુજન મુનિ ભાય, **શાંતિ** પ્રભુના શુભ ગુણ ઠાય. ૧૬
**ઢાલ બારમી** એહ વિચાર, બારહ ભવ એહ શાંતિના ધાર,
**દયા રુચિ** ગાવે ગુણ સાર, શાંતિ પ્રભુના તે શ્રી કાર. ૧૭



(ઢાલ ૧૩ મી)

(બંગાલી રાગ મેં)

હિવે અચિરા દેવી પ્રસવ્યો બાલ, જેષ્ઠ વિદિ તેરસ દિન ભાલ,
દાસ્યાં વધાઈ દેવે દોડ, રાજા સન્મુખ કહે કર જોડ. ૧

દાસી પણ્ણા તે કિયો દૂર, દ્રવ્ય બહુત ભર પૂર,
છપ્પન દિક્કુમરી મિલ આય, સૂતિક કાર્ય કરે તે ધાય. ૨

એહવે સૌધર્મ આસન કંપાય, અવધિ પ્રભુજી તિણુ સુર રાય,
જિન જનની કૂં અવસ્વાપિની દેઈ, ઇંદ્રે કરપુટ પ્રભુજીને લેઈ. ૩

સ્વર્ગ નંદીશ્વર પ્રભુ લેઈ આય, કરે અઠ્ઠાઈ મહોત્સવ સુર રાય,
ફિરસે પ્રભુ ને સહુ સુર રાય, જિન જનની ને સોંપે ધાય. ૪

જન્મ ઉત્સવ કરી સહુ સુર તેહ, નિજ થાનિક પહુંચ્યા સુર જેહ,
હિવે વિશ્વસેન રાય ઓચ્છવ મંડાય, ખડી ભૂઆ સુત નામ ઠેરાય. ૫

નામ ઠવ્યો વલી શાંતિ જિણુંદ, જુગ જુગ જીવો પુત્ર આણુંદ,
રાંવ નિરખાવી છઠ્ઠી કરે, કુટુંબ સહુ રાજાનો તરે. ૬

કુટુમ્બ સહુને સંતોષ્યો રાય, ભૂષણુ વસ્ત્ર સહુને પહેરાય,
કુટુમ્બ સહુને સન્માન કરી, ઘર પહોંચાવ્યા આદર કરી. ૭

હિવે દિન દિન પ્રતે વધતો બાલ, દીસે શાંતિ કુમાર સુકુમાલ,
પાણિગ્રહણુ અનુક્રમે જે કર્યા, શુભ રાજાની પુત્રી વર્યા. ૮

અંતેઉર સહુ મેં અધિકાર, નામે યશોમતી રાણી સાર,
પ્રભુ વિલસે તિણુ સંગ સુખ ભોગ,સહુ મિલિયા મનવાંછિત ભોગ. ૯

વિશ્વસેન દેઈ શાંતિ ને રાજ, સારે સહુ શુભ મતિ સુકાજ,
એહવે વિશ્વસેન પામ્યા પરલોક, સનતકુમારે ભયા ત્રીજે દેવ લોક. ૧૦

રાણી અચિરા પિણુ વલી તેહ, તે પિણુ તીજે સુર લોકે સહી,
હિવે શાંતિ પ્રભુ રાજપદ ભોગવે, દેવ વરે સુખ તે જોગવે. ૧૧

હિવે સર્વારથ સિદ્ધ સું ચવી, દેવ પદવી જીવ તિણુ ભોગવી,
ઉપજ્યા યશોમતી કૂંખે આય, ચક્ર સ્વપ્ન દેખી સુખ પાય. ૧૨

પ્રસવ્યો યશોમતી પુત્ર રત્ન, ચક્રાયુધ જસુ નામ ઉત્પન્ન,
રાજા શાંતિને પુત્ર સુકુમાલ, દિન દિન વધતો તે હીજ બાલ. ૧૩

ચઉદ રત્ન હિવે ઉપજે સાર, સુણુજ્યો સહુ તે હિવે નિરધાર,
આયુધ શાલા મેં ચાર રત્ન, ચક્ર અસિ છત્ર દંડ ઉત્પન્ન. ૧૪

લક્ષ્મીધર ચાર (ત્રણુ) ઉપજે સોય,
મણી કાગિણી ચર્મ નિધિ વલી જોય,
સ્વનગરે ચાર રત્ન ઉપજે, તેહના નામ હિવે નિપજે. ૧૫

પુરોહિત અને વલી વર્દ્ધકી જેહ,
સેનાપતી ગાથાપતી ફિર તેહ,
સ્ત્રી રત્ન રાજકુલે નીપજે, ગજ અશ્વ એ વૈતાઢયે સંપજે. ૧૬
ચવદહ રત્ન પામ્યા શ્રીશાંતિ, સાધ્યા ષટ્ ખંડ લહી યશ સંત,
ચક્રવર્તી પદ ભોગવી સાર, રિદ્ધિ ચક્રવર્તીની બહોલી ધાર. ૧૭
ઢાલ તેરમી એ થઈ સુખકાર, શાંતિ ચક્રવર્તી નો અધિકાર,
ધન ધન એહ પ્રભુ શાંતિ જિણંદ, વંદે દયા રુચિ મન આણંદ. ૧૮



(ઢાલ ૧૪ મી)

(ગરબી ચાલ મેં)

સાહિબા! રાજા કહે શ્રીશાંતિ કે લોકાંતિક ભણી રે લો,
લેવા સંયમ ભાર કે, એહી દિલ બણી રે લો,
કુંવર પદે પચવીશ કે, સામાન્યે ભોગવ્યાં રે લો,
વર્ષ પચ્ચીસ સહસ કે, ચક્રવર્તી માં ભયા રે લો. ૧

વર્ષ પચ્ચીસ સહસ્ર કે, ચક્રવર્તી માં ભયા રે લો,
ચક્રાયુધ ને રાજ્ય કે, કાજ સમર્પિયા રે લો,
દે પ્રભુ વરસી દાન કે, હિયે મેં હરખશું રે લો,
તજી પ્રભુ રાજ્ય સે મોહ કે, સિદ્ધ ભજૈ ભાવસું રે લો. ૨

દેશ નગર પુર રિદ્ધ કો, તજે એ ભાવના રે લો,
એહવે કંપ્યા આસન કે, દેવ સૌધર્મના રે લો,
અવધિ પ્રયુંજી દેવ કે, જોયું દેવતા રે લો,
શ્રી જિન દિકખા અવસર કે, જાણી ભાવતા રે લો. ૩

સર્વારથ શિબિકા સાર કે, લેઈ સુર તુરત શું રે લો,
મન જિમ ગતિ કરી પૂર કે, ચંચલ ચિત્ત સું રે લો,
આવી ચૌસઠ ઇંદ કે, પ્રભુ દીક્ષા અવસરે રે લો,
સર્વારથ લે શિબિકા કે, પ્રભુ સન્મુખ ધરે રે લો. ૪

ઓચ્છવ સબ સહુ મંડાણુ કે,
કરે દિખ્યા અવસર રે લો,
સહસ રાજા પ્રભુ સંગ કે, સંયમ મન ધરે રે લો,

વ્રત લેવાને કાજ કે, પ્રભુ સંગે ભયા રે લો,
પુર હત્થિણાઉર બહાર કે,
સહસાવને આવીયા રે લો. ૫

અલંકાર કરી દૂર કે, વ્રત મન ભાવીયા રે લો,
પંચ મુઠિયા લોચ કે, કરી પ્રભુ તેહવે રે લો,
સુર ગોદે ધરી વાલ કે, અતિ બહુ નેહસું રે લો,
પંચ(ચઉ) મહાવ્રત ધાર કે, પ્રભુ છઠ તપ કરે રે લો. ૬

મનઃપર્યવ જ જ્ઞાન કે, ઉપજ્યો તેહવે રે લો,
મહોચ્છવ કરી સહુ દેવ કે, નંદીશ્વર આવીયા રે લો,
અટ્ઠાઈ મહોત્સવ જ્યાંહ કે, કરી દિલ ભાવીયા રે લો,
નિજ નિજ ઠામે દેવ કે, પોહતા તે જઈ રે લો. ૭

સહસ મુનીશ્વર સંગ કે, પ્રભુ વન સંચરે રે લો,
કરતા ઉગ્ર વિહાર કે, હલવે પાય ધરે રે લો,
જીવાદિક ને કોય કે, દુખ નહીં ઉપયે રે લો,
ષટ્ કાયા પ્રતિપાલ કે, દિન દિન ચિંતવે રે લો. ૮

**સુમિત્ર** ગૃહ પ્રભુ આય કે, ખીર પારણું કરે રે લો,
પ્રભુ છદ્મસ્થ અવસ્થા કે, અઠ(બાર)માસ ભોગવીરે લો,

વિચરંતા પ્રભુ આય કે, **સહસાવન ગજપુરે** રે લો,
ઉપજ્યો કેવલ નાણ કે, સુર ઓચ્છવ કરે રે લો. ૯

લોકા લોક પ્રકાશ કે, ભાસક પ્રભુ થયા રે લો,
જીવાદિક ના મનોગત કે, ભાવ બહુ પાવીયા રે લો,
સોવન પંકજ પ્રભુજી કે, ચરણ ને ઠાવતા રે લો,
અષ્ટ પ્રતિહારી દેવ કે, રહે પ્રભુ સેવ મેં રે લો. ૧૦

સમવસરણ ત્રિગડા ની, રચના સુર કરે રે લો,
જિહાં પ્રભુ બેસી આય કે, વાણી ઉચરે રે લો,
એહવે **ચક્રાયુધ** રાજ કે, વંદન આવતા રે લો,
હરખે કરી બહુ સાજ કે, મનમેં ભાવતા રે લો. ૧૧

વંદે પ્રભુના પાય કે, અતિ બહુ રાગસ્યું રે લો,
કહે મુખસ્યું વલી એમ કે, દરસણ પુણ્યસ્યું રે લો;

બેસી બેસણુ ઠામ કે, વાણી તે સુણે રે લો,
ચારુ દિસા વલી વદન કે, વાણી ઉચરે રે લો. ૧૨

સુણી વાણી **ચક્રાયુધ** કે, પ્રતિબોધ પામીયા રે લોલ,
વંદી પ્રભુના પાય કે, ઘર ભણી આવીયા રે લો,
પુત્ર ને થાપી રાજ્ય કે, આપ સંયમ લહી રે લો,
શાંતિ પ્રભુ નો ગણધર, મૂલ ચક્રાયુધ સહી રે લો. ૧૩

હિવૈ શ્રી શાંતિ જિણંદ કે, અવસ્થા પૂરીયા રે લો,
લેઈ ચક્રાયુધ ને સાથ કે, ગણધર ભાવીયા રે લો,
અનુક્રમે કરત વિહાર કે, ગ્રામ નગર પરે રે લો,
આવે અતિ મન હર્ષ કે,
**સમેત ગિરિ** પુરે સિરે રે લો. ૧૪

ચઉદમી ઢાલે એહ કે, સંયમ **શાંતિનું** રે લો,
વલી કેવલ નો ભાવ કે, છે એહ માં ભલો રે લો,
વલી **ચક્રાયુધ** સંયમ, ગણધર પદ વર્યું રે લો,
પ્રણમે પ્રભુના પાય કે, **દયા રૂચિ** રંગસું રે લો. ૧૫

ઢાલ ૧૫ મી

(હિવૈ શ્રીપાલ કુમાર, વિધિ પૂર્વક મંજન કરૂજી એ દેશી)

**(૧૪) પ્રભાસ ગિરિ** ટૂંકઃ—

હિવે શ્રી **શાંતિ** જિણંદ,
**સમેત શિખર** ગિરિ પર ચઢયાજી,
નવસૌ મુનિવર સંગે તપ કરી કર્મો નિર્જયાજી,
કર્મ કરી ચક ચૂર, પ્રભુ સંગે શિવ પદ વર્યા જી,
ટૂંક **પ્રભાસે** આય, શિવ ચઢવા પ્રભુ જગ ધર્યા જી. ૧

પ્રભુ જગ ગુરૂ જિનરાજ,
જગ લોચન ત્રિજગના ધણી જી,
જગ દીપક જગનાથ, સેવ કરે સુર ઈમ તણી જી,
જગ તારણ જગ પ્રતિ પાલ,
કર્મ અરિ દલ ઈમ હણી જી,
જગ જીવન જગ દયાલ, સાંચો પ્રભુ તું બહુ ગુણી જી. ૨

ગિરિ પ્રભાસે આય, પદ્માસન પ્રભુ ધારિયો,
ધ્યાન સમાધિ લગાય, નિર્વાણ ટૂંકે વિચારિયો જી,
મોક્ષ તપ પ્રભુ ધાર, તીસ દિવસ તપ સારીયો જી,
આય નમે સુર પાય, ભાવ અધિક સુર સારીયો જી. ૩

જેષ્ઠ વિદી શુભ પક્ષ, નિર્વાણ તેરસ દિન કિયો જી,
શાંતિ જિણંદ દયાલ, અબાધા રહિત તિણ લિયો જી,
નવસૌ મુનિ પણ સંગ, તે સહૂને શિવ પદ દીયો જી,
ઉત્તમ પાયો ઠામ, જીહાં પ્રભુ જુગા જુગ ચિર જીવો જી. ૪

લાખ વર્ષ પ્રભુ આપ, કંચન કાયા પ્રભુ તણી જી,
ચાર સૌ ધનુષ પ્રમાણ, કાયા પ્રભુની શુભ બણી જી,
ચક્રવર્તી પ્રભુ શાંતિ, ત્રિહું જગનાયક તે ધણી જી,
લાયક નાયક દેવ, મૃગ લંછન પ્રભુ પદ ભણી જી. ૫

શાંતિ પ્રભુ સુવિલાસ, ગિરિ પ્રભાસ તીરથ કિયો જી,
એ સમેત શિખર ગિરિસાર, તે તીરથ ચિત ભાવીયો જી,
જિહાં પ્રભુ લહી નિર્વાણ, સુરપતિ સહુ મિલ સેવીયો જી,
ફિર ભવિ જન ઉપગાર, ભવ ઉદ્ધરવા ગિરિ કિયો જી. ૬

એહ પંદરમી ઢાલ, શાંતિ પ્રભુ ગુણ વર્ણવ્યા જી,
કલ્યાણક પંચ જાણ, શાંતિ પ્રભુના તે સ્તવ્યા જી,
સુણત ભવિક સુખ થાય, એ રાસ ભલો રલીયામણો જી,
ગાયો દયા રૂચિ નેહ, આગે ઉદ્ધાર વલી ભવી સુણો જી. ૭

## ઢાલ ૧૬ મી

(કરાહા ચાલ ઉતાવલે, પગડે આઈ ગણ ગોર જી, મેડનિયા ભમર જી એ કરહલો–એ દેશી)

ચૌદમો ઉદ્ધારઃ—

હિવે શ્રી શાંતિ જીણંદનો, પ્રથમ જ એક ઉદ્ધાર જી,
સમકિતીયા ભવિક ! ગિરિ સેવીયે–નિરમલ ચિત્તકર પ્યાર જી,
એહી જ ભરત મેં સોહતો, દેશ વિરંચ ઉદાર જી. ૧

મિત્ર પુર નામા નયર નો, સુદર્શન રાય સુખકાર જી.
જીન ધર્મી દઢ જીવડો, દાની ગુણ હે અપાર જી. ૨

જીન પૂજા નિત પ્રતિ કરે, દ્રવ્ય ભાવ દોય ભેદ જી,
પર્વ તિથૈ પોસહ કરે, ન ધરે અંગ ઉન્માદ જી. ૩
સાધુ ભક્તિ બહુ કરે, જીનધર્મી સુ નેહ જી,
જીન શાસન ઉન્નતિ કરે, ધર્મ ધ્યાન મેં દેહ જી. ૪
મિત્રપુર નગર ને પરિસરે, મનોહર વન વૃક્ષ ભાર જી,
જતુ(ઉપ)વન જીન ચૈત્ય એક છે,સુમતિ નાથ જીન સારજી. ૫
રાય પિતા એ કરાવિયો, ઉંચો જીમ આસમાન જી,
બાવન દેહરે સોહતો, જેસૌ દેવ વિમાન જી. ૬
પ્રભુનો પર્ચો નગર મેં, તુંબરૂ જક્ષ પ્રત્યક્ષ જી,
દેવી મહાકાલી યક્ષિણી, અદ્‌ભુત રૂપે પ્રત્યક્ષ જી. ૭
રાય સુદર્શન એહવૈ, પૂજે સુમતિ જીણંદ જી,
નિત્ય પ્રતૈ સેવા કરૈ, દિન દિન પ્રતિ આણંદ જી. ૮
સુમતિનાથ જીન સેવતો, ધ્યાતો જીન ગુણ માલ જી,
સુમતિ પૂજ્યા સુમતિ મિલે, ઉપજે બુદ્ધિ વિશાલ જી. ૯
એક દિવસ મનોહર વને, આવ્યા મુનિ પરિવાર જી,
ચક્રાયુધ ગણધર સિરે, કાઉસગ્ગ તિણ વન ધાર જી. ૧૦
મિત્રપુર નગરનો રાજીયો, રાજા સુદર્શન જેહ જી,
જાણ્યું મુનિવર આવીયા, ભક્તિ કરૈ વલી તેહ જી. ૧૧
પાટ સંથારા મોકલૈ, સાધુ વૈયાવચ્ચ સારે જી,
હિવૈ વંદન મુનિવર ભણી, આવે રાય અસવારે જી. ૧૨
વન આવી મુનિ વાંદિયા, બેસે બેસણ ઠામ જી,
મુનિ ચક્રાયુધ તિણ સમૈ, દેવે દેશના તામ જી ૧૩
શ્રી જીન વાણી પ્રાણીયા, ધારો ચિત મઝાર જી,
તીરથ ભક્તિ અમોલ છે, કરી લહે શિવ સુખ સાર જી. ૧૪
તીરથ સમેત શિખર ગિરિ, જિહાં જીનના નિર્વાણ જી,
મુક્તિ લહી જીણ તીરથૈ, સાધુ સંખ્યાત પ્રમાણ જી. ૧૫
સો તીરથની ભક્તિયે, લહસ્યે અહેભવ સાર જી,
એ દેશના મુનિવર ભણી, શ્રી જીન વાણી આધાર જી. ૧૬
સુણી રાજા મન હરખિયો, ધન્ય મુનિ અવતાર જી,
આપ તરે પર તારવૈં, એ મુનિ નો આચાર જી. ૧૭

મુનિ નમી રાય ઘર આવીયો, મુનિ પિણ કરે ય વિહાર જી,
રાજા સમેત ગિરિ વર ભણી, કરવા જાત્ર વિચાર જી. ૧૮

સંઘ ચતુર્વિધ મિલીયો, કરવા જાત્ર ઉદાર જી,
રાજા સમેત ગિરિ વર ભણી, કરે પ્રયાણ વિચાર જી. ૧૯

અનુક્રમે સમેત શિખર જઈ, વાદ્યા જિન નિર્વાણ જી,
જય જય તીરથની કરી, ડોલી (!) મુખ એહ વાણી જી. ૨૦

રાય સુદર્શન જી હિવે, ચઉદ ગિરિ ના ઉદ્ધાર જી,
મન શુદ્ધે મોટે મને, ખર્ચે દ્રવ્ય અપાર જી. ૨૧

એ ઉદ્ધાર ભયો ચઉદમો, રાય સુદર્શન હાથે જી,
કરી ઉદ્ધાર જીણ યશ લહ્યો, લેવા શિવ પદ સાથ જી. ૨૨

જાત્રા કરી ઘર પહોચીયા, બહોલી કરે સંઘ ભક્તિ જી,
દસ વૈયાવચ્ચ રાજી સું, કરી લહી જસ જુક્ત જી. ૨૩

પ્રથમ ઉદ્ધાર ગિરિ પ્રભાસનો, રાય સુદર્શને સાર્યો જી;
એ અધિકાર શિખર મહાતમમેં, કહ્યું ગણધરનું વિચાર્યું જી. ૨૪

## પ્રભાસ ગિરિ મહિમાઃ—

હિવૈં ટૂંક પ્રભાસ કે ઉપરે, કેતા મુનિ સંખ્યા કીદ્ધ જી;
સો હિવૈં ભવી સહૂ સાંભલો, જીહાં મુનિ સિવ લદ્ધ જી. ૨૫

નવ કોડા કોડી નવ લખ, નવ સહસ નવ શત જાણ જી;
વલી નિન્નાણવેં અધિક સું, ભક્તિ વરી શુભ ઠાણ જી. ૨૬

ટૂંક પ્રભાસે તે ભેટતા, ફલ કેતા હૈ વખાણ જી;
કોડી પૌષધ તપ જે કરૈ, ભેટ્યા ફલ નિર્વાણ જી. ૨૭

સમેત શિખર ગિરિ ભેટતા, ફલ અનંતા અનંત જી,
તિણ કારણ ભવી ભેટિયે. પામે મુક્તિ મહંત જી. ૨૮

એ પ્રભુ શાંતિ જીણંદનો. કહ્યો ચઉદમો ઉદ્ધારજી,
શ્રી ગુરૂ રુપ પ્રભાવ સું, ગાવે દયા રૂચિ સાર જી. ૨૯

ઢાલ ૧૭ મી

( વંશ થકી તે ઉતરી રે, તેડી એકાંતે તાત ધન નર વ્હાલા–એ દેશી)

(૧૫) જ્ઞાનધર ટૂંક

કુંથું જિનેસર સાહિબા રે, આવ્યા હે સમેત ગિરિંદ,
ગિરિ ગુણવંતા.
ચાલો ચાલો હો ભવિક ગિરિ એહી, સમેત શિખર ગિરિ રાજ,
સમેત શિખર ગિરિ સેહરોજી, લહી નિર્વાણ જિણંદ. ૧
સૂર રાજા હુલામણો રે, એ ગિરિનો એ સ્વામ;
સમેત શિખર પર સોહીયો રે, મોહ્યો ગિરિ ટૂંક વિસરામ. ૨
જ્ઞાનધર ગિરિ ઊપરે, પદ્માસન પ્રભુ લીધ;
તીસ પોષધ કરી એ ગિરિ રે, જિહાં પ્રભુ મોક્ષ તપ કીધ. ૩
દૂજો ચક્રી એ જિણવરૂ રે, જિણ લહી જિહાં સિવ થાન;
વૈશાખ કૃષ્ણ પક્ષ એ ગિરે રે, પ્રભુ એકમ લહ્યો થાન. ૪
મુક્તિ પંથ જિણ આદર્યો, એ ગિરિ ઉત્તમ કિદ્ધ;
વલી મુનિ શ્રી જિન સંગ રે, થયા સહસ એક સિદ્ધ. ૫
જ્ઞાનધર ગિરિ તીરથ કીયો રે, શ્રી કુંથુ જિન ભાણ;
આયુ શ્રી જિન ભોગવી રે, સહસ પંચાણુ વર્ષ જાણ. ૬
પૈંતીસ ધનુષ ની દેહડી રે, કાયા કંચન વાન;
નગર હત્થિણા પુર નો ધણી રે, કુંથુનાથ ભગવાન. ૭
છાગ લંછન ચરણેં ભલૂં રે, પ્રભુ લહી એહીજ ચિન્હ;
પંચમજ્ઞાન પ્રભુજી લહી રે, ભાસક લોકાલોક મન્ન. ૮
શ્રી જિન કુંથુનાથનું રે, નિર્વાણ જ્ઞાનધર ટૂંક;
જિહાં પ્રભુજી મુક્તિ વરી રે, ચાર કષાય ને મૂક. ૯

પંદરમો ઉદ્ધાર :–

હિવે કુંથુ જિન ટૂંકનો રે, કર્યો કેણે ઉદ્ધાર;
વચ્છ દેશ માંહી ભલૂં રે, પુર શાલિભદ્ર આધાર. ૧૦
શ્રી દેવધર જિહાં રાજવી રે, રૂપ કહા ગુણ સાર;
જેહની મતિ જિન ધર્મસું રે, પાલે શુદ્ધ આચાર. ૧૧
રાય સુણયો શાસ્ત્રે ભલો રે, તીરથ ઉદ્ધાર અનૂપ;
મન ચિંતે અતિરાગસું રે, જે ઉદ્ધાર ને ભૂપ. ૧૨

જિહાં જિન મુક્તિ ભૂમિકા રે, જિહાં જઈ કરીય ઉદ્ધાર;
ચાર પ્રકારે તે કરી રે, સંઘ બહોત વિસ્તાર. ૧૩

અનુક્રમે સમેત શિખર લહ્યું રે, ચઢયા શિખર ગિરિ સાર;
નિર્વાણ પનર પ્રભુના ભલા રે, વંદે ભૂપ કરી પ્યાર. ૧૪

પનર ટૂંક ના જિણે કર્યા રે, ઉજ્વલ પનરે ઉદ્ધાર;
રાખ્યો જિણ જગમાં ભલૂં રે, ઓપમ કીરત સાર. ૧૫

જાત્રા કરી ઘર સંચરે રે, સુખ સે આવે ધામ;
સંઘ જિમાવી યશ લહ્યું રે, સફલ કર્યું ધર્મ કામ. ૧૬

જ્ઞાનધર ગિરિ મહિમા :–

હિવૈં જ્ઞાનધર ટૂંકે ભલા રે, કેતા મુનિ ગયા મુક્ત;
છિણું કોડી કોડી મુનિ રે, વલી છિણું કોડની મુક્ત. ૧૭

લાખ બતીસ સહસ છિન્નવેરે, સાત સૌ છયાલિસ જાણ;
એતા મુનિ મુગતે ગયા રે, તેહજ ટૂંક વખાણ. ૧૮

જ્ઞાનધર ગિરિ ભેટતા રે, ફલ કેતો હોવે જેહ;
એક કોડી ઉપવાસનૂં રે, તે તો લહે ફલ તેહ. ૧૯

ટૂંક સહુને ભેટતા રે, ફલ લહે અધિક અપાર;
ભવિ ભેટો એ ગિરિ ભણી રે, લહો સુખ અવિચલ સાર. ૨૦

(૧૬) નાટિક ગિરિ :–

હિવૈં સોલમા ઉદ્ધારનું રે, કહસ્યું શુદ્ધ સંબંધ;
શાસ્ત્રે આખ્યું તે સહૂ રે, છે સહૂ યામે સમ્બંધ. ૨૧

એહ સમેત શિખર ગિરે રે, આયા શ્રી અર જિન રાજ;
નિરખી ટૂંક નાટિક ગિરિ રે; ચઢે શિખર ગિર પાજ. ૨૨

સહસ એક મુનિ સાથ મેં રે, લેખા શિવપુર બાર;
પ્રભુ પદ્માસન તિહાં કર્યું રે, જોડવા અનુભવ સાર. ૨૩

કરી મોક્ષ તપ એક માસનું રે, દઢ મન ધરીય આનંદ;
સહસ ચૌરાસી વર્ષનું રે, આયુ સ્થિતિ હૈ જિણંદ. ૨૪

મગસર સુદી દશમી દિને રે, નાટક ગિરિ નિર્વાણ;
સુરપતિ મિલ સહૂ હર્ષસું રે. કર્યો ઓછવ નિર્વાણ. ૨૫

એક સહસ મુનિ અણુરાણી રે, જિન સંગે શિવ લિદ્ધ,
નાટિક ગિરિ તીરથ કર્યું રે, સ્થાનક ભયો તે સિદ્ધ. ૨૬

**સોલમો ઉદ્ધાર :-**

હિવે તેહ ટૂંક ઉદ્ધારને રે, કુણુ નરપતિય કરાય;
**ભદ્રપુર** નામા નયર નો રે, **આનંદ સેન** નર રાય. ૨૭
સમકિત તત્ત્વ વિચારનો રે, જાણ ભલો સિદ્ધાંત;
જિન ભક્તિ હૃદય વસે રે, સદા જિન પૂજન ખાંત. ૨૮
ભદ્રપુર ને બાહિરે રે, એક પર્વત આયામ;
જસ પર સોહે દેહરો રે, બાવન ચૈત્યનું ધામ. ૨૯
મૂરતિ શાંતિ જિણંદ ની રે, મૂલ ગંભારે દેવ;
ઔર બાવન જિન ચહું દિસે રે, સેવે સુર બહુ સેવ. ૩૦
પૂજે શાંતિ જિણંદને રે, આણંદ સેન તે રાય;
એક દિવસ પ્રભુ પૂજતાં રે, સુણી મંદિર આવાજ. ૩૧
કહે ગરુડ યક્ષ રાય ને રે, સુણ રાજન ! એક વાત;
**સમેત શિખર** ગિરિ ભેટિયે રે, તે તીરથ વિખ્યાત. ૩૨
જિહાં નિર્વાણ છે જિન તણા રે, તિહાં જઈ કરો ઉદ્ધાર;
**શ્રી અરનાથની** ટૂંકનો રે, તેહનો પ્રથમ ઉદ્ધાર. ૩૩
સુણી રાજા હરખ્યો ઘણો રે, જિહાં કરવી ગિરિ જાત;
સંઘ કરી ગિરિ(એ) સામટો રે, ધ્વજ પતાક કહરાય. ૩૪
અનુક્રમે સમેત શિખર ગિરે રે, ચઢીયા જે ગિરિ પાજ;
વંદ્યા ગિરિ ભાવે કરી રે, સફલ થયો દિન આજ. ૩૫
[**અનંત**] **અર પ્રભુ** જિન ટૂંકનૂ રે, પ્રથમ કરી ઉદ્ધાર;
વલી પ્રભુ પનરહ ટૂંકનો રે, સફલ થયો દિન આજ. ૩૬
તીરથ ભક્તિ કરી ભલી રે, બોલતા મુખ જય વાચ;
સ્વ નગરી રાય આવીયા રે, ભયો અધિક ઉલ્લાસ. ૩૭
સ્વ નગરી ગિરિ વાંદીયો રે, પૂજ્યા શાંતિ જિણંદ;
અધિષ્ઠાયક જિહાં પૂજીયા રે, બહુ મન મેં આણંદ ૩૮
વલી કરે ભક્તિ સંઘની રે, હરખ્યા સહુ નર નાર;
ધન ધન રાજન ! તાહરો રે, સફલ ભલો અવતાર. ૩૯

**નાટિકા ગિરિ મહિમા :-**

હવે **નાટિક ગિરિયે** ભલા રે, કેતા મુનિ અરુ સિદ્ધ;
કોડ નિન્યાણુ લાખ નિન્નાણુવે રે, સહિસ નિનાંણુ સિદ્ધ. ૪૦

નવ સૌ નિનાંણુ ઉપરે રે, એતા મુનિ સંઘ કીધ;
ટૂંક ભેટયાનું ફલ કેતલૂં રે, કોઠ છિન્નવે પોષધ લીધ. ૪૧
એહજ સોલમા ઉદ્ધારની રે, ઢાલ સતરમી એહ;
દયા રુચિ મન રંગ સું રે, ગાવે સમેત ગિરિ નેહ. ૪૨



( ઢાલ ૧૮ મી )

( મુનિવર આર્ય સુહસ્તી રે, કિણહિક અવસરે,-એ દેશી )

(૧૭) સબલ ગિરિ ટૂંક :-

મલ્લી જિણેસર સ્વામ રે, એક દિન ગિરિ વાટ રે,
વિચરતા પ્રભુ આવીયા એ, ચઢિયા શિખર ગિરિ વાટ રે.
ઊંચી ભૂમિકા, તે પ્રભુ ઠામ સુહાવીયા એ,
દેખી પર્વત ટૂંક રે, નિરખી એક ગિરી.
નિરખી અધિક મન ભાવીયા એ, પાંચ સૌ મુનિ પ્રભુ સંગરે,
સંયમ પાલતા, મુનિવર ગુણુ મૈં મોહીયા એ. ૧
નિરખી સબલ ગિરિ તેહ રે, ધ્યાના વસિ રૈ,
પ્રભુ જિહાં પદ્માસન ઠાયો એ, વલી તપ કરે જિહાં મોક્ષ રે.
તીસ ઉપવાસ નો, શુભ પરિણામે તપ કિયો એ,
સહસ પંચાવન તેહ રે, વર્ષ વખાણિયા.
આયુ સંખ્યા એ થયો એ, કરી પૂરણ સ્થિતિ આય રે,
અબાધારહિત સહી, પદ અનુભવ પ્રભુજી લીયો એ. ૨
પાંચ સૌ મુનિ સંયુક્ત રે, પ્રભુજી રામ ભયા,
જ્યોતે જ્યોત સમાવીયાએ, સુખ અનંતાનંતરે.
અજૅર અખય પદે, સિદ્ધ સિદ્ધ જમાવીયાએ,
જિહાં કોઈ સું ન જવાય રે, કિસ વિધ જે લહૈ.
જો લહે તપ જિણુ ધારિયાએ. એહવો અનુભવ જેહ રે,
તેહ જ નર લહે, સંયમ તપ લેઈ પાવીયાએ. ૩
એ થયો પ્રભુ નિર્વાણ રે. હિવૈં ઉદ્ધાર તુ,
કુણુ રાજાએ ? કરાવીયોએ ? કુણુ પુર ? કુણુ રાજેસરે ?
કુણુ દેશે ભયા ?, તે કહેવા મન આવીયા એ ?
દેશ કલિંગ મઝાર રે, નગર શ્રીપુર લલો.

જિહાં **અમર દેવરાજીયો** એ **અમર સેના** ઘર નાર રે,
રૂપે રંભા સી, શીલ ગુણ અંગે છાઈ યોએ. ૪
**અમરદેવ** રાજેશ રે, દૃઢ જિન ધર્મ મેં,
કદા ન ચિત્ત વિચલે નહીં એ, ધર્મ ધ્યાન મેં જેહ રે;
દિન તે નિગમે, પોસહ સામાયક લૈ સહીએ,
દેવ ગુરુ ને ધર્મ રૈ, તીન એ તત્ત્વ નૈ;
નિત સંભારૈ તે કહીએ, દોષી દુશમન કોય રે,
નહિં કો સિર પરૈં, વખત બલી રાજા સહીએ. ૫
એક દિવસ રાજાનરે, રચ વાડી સહી,
ઉપવન રમવા સંચર્યો એ, સાથે વહુ પરિવાર રે;
હય ગય રથ ભલા, સુભટ સામેલૈ પરિવર્યો એ,
નિરખી તજે વન માંહિ રે, મુનિ એક પેખિયો;
ઉપસમ વિવેક સંવર ભર્યોએ, મુનિ નમવાને કાજ રે,
રાજા તેહવૈ, અશ્વારૂઢ સે ઉતર્યો એ. ૬
નમી મુનિ નરપતિ તેહ રે, બૈસે આગલી,
મુનિ દે દેશના ધર્મની એ, અષ્ટ કર્મની જેહ રે;
પ્રકૃતિ જે કહી, એક સૌ અઠાવન કર્મની એ,
તે સંસારી જીવ રે, તેહને રહે ઘેરી;
પ્રકૃતિ તેહિજ કર્મની એ, વલી જે પ્રકૃતિ એહ રે,
કિમ દૂરે હોવે, જો કરે ભક્તિ તીર્થની એ. ૭
જિન નિર્વાણ વિશેષ રે, જિહાં જિહાં જે હોવે,
તિહાં તિહાં જઈ જાત્રા કરે એ, વલી કરે તીર્થ ઉદ્ધાર રે;
ભાવે સુધર્મ ને, તેહને કર્મ તે સ્યું કરે એ ?,
અમર દેવ રાજાનરે, કહે વલી ગુરુ ભણી;
કહો મુઝ તીરથ સહુ સિરે એ, **સમેત શિખર** ગિરિ એ કરે,
સહુ તીરથ સિરૈં, સતર પ્રભુ વલી તે સિરે એ. ૮
અમર દેવ સુણી એહ રૈ, વાણી ગુરુ મુખે,
ધન્ય મુનિ મારિગ ભલા એ, વાંદી ગુરુના પાય રે;
રાજા હર્ષ સૂં, ઘરે આવી સંપદ સિલાએ,
દેશ નગર પુર ગામ રે, આપણા જે હુંતા;

ત્યાં ત્યાં કંકોતરીસું ચલ્યો એ, ઠામ ઠામ નો સંઘ રે,
મિલ મિલ થોક સું, સહુ આવી સંગ્રે મિલીએ. ૯
અમરદેવ રાજાનરે, વહુ નર વર લેઈ,
આવી શિખર ગિરિ ઉચ્છવે એ, તિહાં સહુ થાક ઉતાર રે;
ફિર શિખરે ચઢયા, સતર ટૂંક ચિત્ત ચિંતવૈ એ,
સત્તર પ્રભુ નિર્વાણ રે, પૂજન મન કર્યું;
અષ્ટ પ્રકારી પૂજવૈં એ, ફિર સતર કરે ઉદ્ધાર રે,
જૂજૂઆ ટૂંક ના, વિધિસું તે સહૂ સાચવૈએ. ૧૦
સમેત શિખર ગિરિ પૂજ રે, ઘર ભણી ચાલીયા,
સબલ સજાઈ આવનાએ, શ્રીપુર નગર પહુંચ રે;
જય જય વિસ્તર્યા, મન ના મનોરથ ભાવતાએ,
પ્રથમ પૂજી જિન રાજ રે, સંઘ ભક્તિ કરે;
સાહામી સહુ મિલ હરખનાએ, દેવે દાન અપર રે,
જાચક ને બહુ, જાચિક બહુ ગુણ ગાવતારે. ૧૧
ગૃહ આવી રાજાનરે, જગ મેં યશ લિયો,
મનના મનોરથ સહુ ફલ્યા એ, સબલ ગિરિ પ્રતાપ રે;

**સબલ ગિરિ મહિમા :—**

કેતા મુનિવરુ, કેતા મુનિ મુગતે મિલા એ,
મુનિ મિલિ છિન્નુ કોડિ રે, શિવ પદ જિણ વરી;
સિદ્ધ મેં સિદ્ધ જઈ મિલ્યા એ, સબલ ગિરિની જાત્ર રે,
કરતા ફલ કેતો, કોડી ઉપવાસનું ફલ મિલ્યા એ. ૧૨

**(૧૮) નિર્જર ગિરિ ટૂંક :—**

ભવિજન ભેટો તે હરે, સમેત શિખર ગિરિ,
ફલ અનન્તો પામીયે એ, હિવે તે નિર્જર ટૂંક રે;
મુનિ સુવ્રત વલી, સહસ એક મુનિ સંગ લિયે એ,
મુનિ સુવ્રત જિન રાજ રે, નિર્જર ગિરિ પરે;
પદ્માસન પ્રભુ ધારીયો એ, તીસ કરી ઉપવાસ રે,
જેષ્ટ વિદિ નવમી, મુક્તિ ભલી પ્રભુજી લીયે એ. ૧૩

**અઢારમો ઉદ્ધાર :—**

નિર્જર ટૂંક ઉદ્ધાર રે, કર્યો કિણ નરપતિ,
સો કહસ્યું તે સહુ સુણો એ, કોશલ દેશ મઝાર રે:

રત્ન પુરી નગરી, સોમદેવ રાય તેહ ભણો એ,
તેણે કર્યો ઉદ્ધાર રે, ટૂંક અઢાર નો;
નામ ભલું છે તેહ તણું એ, નિર્જર ટૂંકે જેહ રે,
મુનિવર કેતલા, તે કહું સો ભવિ સુણો એ. ૧૪

નિર્જર ગિરિ મહિમા :—

નિન્યાણુવે કોડા કોડ રે, કોડ સત્યાણુવે,
ઊપર નવ લખ બોલીયા એ, નવ સૌ નિન્યાણુ ફેર રે;
એ સાથે વલી, મુક્તિ સહુ મુનિ મિલ લીયા એ,
કોડ ઉપવાસ ફલ જેહ રે, નિર્જર ટૂંક ભેટયા;
અનંત ફલ સબ ટૂંક ગયા એ, તેણે શિખર ગિરિ જેહ રે,
તીરથ ભૂમિકા, ભેટવા સહુ ના મન થયા એ. ૧૫

(૧૯) મિત્રધર ટૂંક :—

મિત્ર ધર ટૂંક વિખ્યાતરે, જિહાં નમિ જિન રાયા,
આયા ગિરિ ઉગણીસમે એ, અઢી તીરથ મન રંગ રે;
સિરે શિખર ગિરિ, સહસ મુનિવર સંગમેં એ,
પદ્માસન નિરધાર રે, આસન પ્રભુ ઠયો;
લેવા અનુભવ ઉજમે એ, મોક્ષ તપ કરી ભાવે રે,
તીસ ઉપવાસ નૂં, તપ કરે પ્રભુજી ઉમંગ મેં એ. ૧૬
વિદિ વૈશાખે માસ રે, દસમી જિન ભલો,
કરી નિર્વાણ શિવ પદ વરીએ, હિવે હોસ્યે ઉદ્ધાર રે;

ઓગણીશમો ઉદ્ધાર :—

મિત્રધર ગિરિ પરે, કરસ્યેં રાજ તે ફિરિયે,
જોધ દેશમેં જેહ, શ્રીપુર હૈ ભલું;
રાજા જિહાં મેઘદત્ત વરીએ, રીધ તણો વિસ્તાર રે,
કેતો આખવું ?, ભાવું તિમ જે સુર પુરીએ ૧૭
મેઘ દત્ત રાજિંદરે, બહુ જિન ધર્મ મેં,
તીરથ જેહને દિલ વસ્યો એ, સમેત શિખર ગિરિ તેહ રે;
જાત્રા મન થયો, સંઘ કરી મન ઉલ્લસ્યોએ,
આવ્યો શિખર ગિરિંદ રે, ભેટી ટૂંકો ને;

ટૂંક ઓગણીસ ને ઉદ્ધારવા એ, અતિ ધરી મન ઉછાહ રે,
ભેટી રંગ સું, મનહ મનોરથ સહુ સર્યા રે. ૧૮
કરી શિખર ઉદ્ધાર રે, નામ જિણે કર્યું,
કરી ઉન્નતિ નિર્વાણની એ, ઘર આવ્યા મન ભાય રે;
સંઘ જીમાવિયા, યશ જગ માંહે બહુ બનીએ,

મિત્રધર ગિરિ મહિમા :—

હિવે મિત્રધર ટૂંક રે, મુનિ મુગતે ગયા;
તે બહુ સુણજો સહુ મુની એ, જિહાં મુનિ કોડા કોડ રે,
લક્ષ પૈંતાલીસ, સાત સહસ વલી તે મુનિ એ. ૧૯
નવ સૌ ફિર મુનિ સહસ રે, બેંયાલીસ વલી,
એતા મુનિ મુક્તિ લહી એ, એહજ મિત્રધર ટૂંક રે;
ભેટયા ફલ કેતો, કોડ પૌષધ નો ફલ સહી એ,
ઓગણીસ ટૂંકે ઉદ્ધાર રે, તે વર્ણવ કર્યા;
ઢાલ અઢારમી માં કહીએ, રુપ રુચિ ગુરુ રાય રે,
તેહોના સીસ નૈં, ભાયો સમેત સિખર સહી એ. ૨૦



ઢાલ ૧૯ મી

(રામચંદ્ર કે બાગ ચાંપો મો લહોરી—એહની ચાલમેં)

મનોહર પૂર્વ ખંડ, તેહમેં દેશ ભલોરી,
ગંગા જહાં જહાં દેખ, તહાં તહા તીર્થ મિલારી;
ગંગા તટ એક દેશ, કાશી ચ દેશ ભલોરી,
જીહાં એક નગર વિશાલ, વાણારસ હી મિલોરી. ૧

રાજા અશ્વસેનાહ રાય, રાણી વામા ભલી રી,
જાકે રિદ્ધ ભંડાર, પૂરા તેહ ભર્યા રી;
હિવે આણત દશમેં દેવલોક, તિહાંથી દેવ ચવી રી,
ચૈત વદિ કી ચૌથ, ઉપન્યા તેહ ભવી રી. ૨

નવભવ વ્યતીત કરેય, ઉપન્યા તે અવતારી,
દશમે ભવ જીનરાય, દેવી વામા કૂંખ ધારી;
વામાદે સ્વપ્ન લહંત, ચઉદહ તે સુખ કારી,
સ્વપ્ન દેખી તેહ, ચિંતવે તે ઇમ નારી. ૩

હરખિત બહુ હિય માંહી, અશ્વસેન પાસ જઈરી,
કર સંપુટ કરેય, ચરણે સ્વામી નમેરી;
અશ્વસેન દેઇ સન્માન, બૂઝે તેહ વકીરી,
સ્યો કારણ તુમ ભાવ, વહો ઈમ હોય તીકીરી. ૪

કહે રાણી કર જોડ, સ્વામી સુઝ વચનારી,
સ્વપ્ન ચઉદ જે લહંત, ફલ કેસો તે સુનારી;
કહે અશ્વસેનહ રાય, સુન હો દેવાનુપ્રિયરી,
એ સ્વપ્ન ચઉદહ જેહ, તેહના ભાવ સુનિયરી. ૫

ઉત્તમ પ્રાણી હોય, સુર બહુ માન્ય જીસોરી,
બહુ નરપતિ તો ઈંદ, સહુ મેં પૂજ્ય તિસોરી,
હોસ્યે પુત્ર રત્ન, તન સુકમાલ તિસીરી,
ઐસા ફલ તે હોય, વકતા હીય વસીરી. ૬

હિવેં નિજ સ્થાન રાણી આય, જિનગુણ ચિત્ત વસીરી,
રાગ રંગ કર તેહ, રજની તેહ ગમીરી;
અનુક્રમે વધતો ગર્ભ, પૂરા દિવસ થયારી,
કરી નવ માસ પરિપૂર્ણ, દિવસ સપ્ત ભયારી. ૭

વિદિ દશમી પોષ માસ, પ્રસવ્યો પુત્ર ભલોરી,
પ્રભુ જન્મ કલ્યાણક દીહ, સહુને હર્ષ મિલૂંરી,
નીલ વર્ણ તન ખાસ, મણિમય પુત્ર ભયોરી,
અડ દિગ્કુમરી આય, સૂતગ દૂર કીયોરી. ૮

સુરપતિ સહુ મિલ આય, ઉચ્છવ જન્મ તણોરી,
કરી સહુ ભાવે ભક્તિ, જય જય શબ્દ ભણોરી,
જીન જનની નમી પાય, સુર સહુ એક મનારી,
નિજ નિજ થાનિક આપ, વધે હિય હર્ષંત નારી. ૯

હિવે અશ્વસેન કે પાસ, દાસી દોડ ગઈ રી,
દેવે વધાઈ તામ, ઈમ ઘર પુત્ર ભયોરી;
રાય અશ્વસેન હિય હર્ષ, દાસી પદ દૂર કિયોરી,
દિયો બહુ ધન માલ, દાસી હર્ષ થઈ રી. ૧૦

માત પિતા ઠવે નામ, સહુ મિલ એક મનારી,
પાર્શ્વ કુમર સહુ હેત, દિયો પ્રભુ નામ તિનારી,

હિવે દિન પ્રતિ વધતહે બાલ, સુખ સે કાલ ગમેરી,
હસાવે રમાવે બાલ, જનની તેહ સમેરી. ૧૧

પાસ કુમર હિવે તેહ, જોબન સમય ભયારી,
પરણાવે બહુ ભાંત, રાય કુમરી તસુ નારી,
રૂપે રંભ સમાન, નામ **પ્રભાવતી** પ્યારી,
બહોતર કલા નિધાન, શુભ ગુણસે બહુયારી. ૧૨

એક દિન **પાસ કુમાર**, ગજવર સ્કંધ ચઢીરી,
ગંગા કાંઠે આય, કૌતુક નિરખ રહીરી,
**કમઠ** તાપસ હૈ એક, **પારસ** દૃષ્ટી થયોરી,
પંચાગ્નિ તપ તાપ, બૈઠો 'ધ્યાન ભયોરી. ૧૩

નિરખી **પાસ કુમાર**, અજ્ઞાન સું તાપ તપેરી,
જીવ ની નહીં તુઝ સાર, કેમ તે ધર્મ થયેરી,
કહે જોગી કિહાં જીવ, નયણે નાંહી મિલેરી,
અન્યથા કેમ કહાય, ઝૂઠ મેં કોન મિલેરી. ૧૪

તબ પ્રભુ **પાસ કુમાર**, દિખાવે તેહને વલીરી,
કાષ્ઠે જવલત જુગલ(સહી)નાગ, દિખાવે **પાર્શ્વ** ભલીરી,
મંત્ર દિયો **નવકાર**, **ધરણપતિ** તેહ થયોરી,
**પદમાવતી** જસ નાર, સુર **ધરણિંદ્ર** ભયોરી. ૧૫

કમઠે વિલખ્યો લોક, તિહાં થી કમઠ ચવીરી,
ભયો **મેઘમાલી** દેવ, તેહજ તિહાં હી ભવીરી,
પાસ પ્રભુ તેવાર, અપને સ્થાન વસેરી,
સુખે તે પાલે જુવરાજ, રંગે આપ રસેરી. ૧૬

માત પિતા ભએ મોક્ષ, મહેંદ્ર દેવ ભઈરી,
ચૌથો તેહ દેવ લોક, સુર સુખ તેહ લહીરી.
હિવે પ્રભુ પાસ કુમાર, વર્ષ પચ્ચીસ ભયારી,
રાજ્ય ભોગવી સુખ લીધ, સુખ સંસાર કિયારી. ૧૭

હિવે લોકાંતિક દેવ, આયે તામ મિલીરી,
ચિંતવે પાસ કુમાર, લેવું ચારિત્ર ભલૂંરી.
દે પ્રભુ વરસી દાન, સુરપતિ આય મિલીરી,
શ્રી પ્રભુ **પાસ કુમાર**. રસ સહુ ત્યાગે વલી. ૧૮

**પોસ** વદિ જ સાર, **એકાદશી** દિન ચઢતેરી,
લેવે **સંયમ** સાર, મન પર્યવ તેહ હુવેરી.
ત્રિણસૌ રાજા સંગ, પ્રભુ સંત વ્રત લિયોરી,
પ્રથમ છઠ તપ લેય, ભૂમિય વિહાર કિયોરી. ૧૯
**ધન** નામા ઘર તેહ, પારણું તિહાં હી કરેરી,
ખીર ખાંડ ઘૃત તાંડુલ, તેહીજ આહાર કરેરી.
હિવે **ચૈત્ર વિદિ** દિન **ચૌથ**, કેવલ લહીય ભલોરી,
થયા ભાસિત લોકા લોક, જ્ઞાન ભલૂં તે નિલી રે. ૨૦
કેવલ વાણારસી પાય, ગણધર દિગ્(૧૦) હી ભયારી,
મૂલ(શુભ) જે ગણધર નામ, દિનકર પ્રથમ થયારી.
કમઠ ઉપસર્ગ સહી તેહ, તીરથ થાયે સહીરી,
**કલિ કુંડ કુકડે સર** તેહ, તીરથ જેહ ઠવીરી. ૨૧
**એકસૌ એકાવન** નામ, પ્રભુ નિજ નામ કહ્યારી,
ઠામ ઠામ વલી ગામ રે, નામ પ્રસિદ્ધ થયારી.
હિવે પ્રભુ **પાસ** જિણંદ, આયુ સ્થિતિ પૂર્ણ વલીરી,
આવ્યા **સમેત** ગિરિંદ, સંગે **તેત્રીસ** કેવલીરી. ૨૨

(૨૦) સુવર્ણ ભદ્ર ટૂંક :—

ચઢિયા શિખર ગિરિ પાજ, મન શુદ્ધ સિદ્ધ ભજ્યુરી,
આયે **સુવર્ણ** ભદ્ર ટૂંક જિહાં તન મમતા તજ્યુરી.
તિહાં કાઉસગ્ગ લહી તેહ, એક માસ તપ સજ્યુરી,
મનસ્યું ધરત તે ધ્યાન, સિદ્ધ હું પુર ભજ્યુરી. ૨૩
માહ **શ્રાવણ સુદી** તેહ, **અષ્ટમી** દિવસ ભયૂંરી,
જદ તીન ભુવનકે માંહી, તેમ પ્રકાશ લહ્યુંરી.
હિવે દેવ સહુ મિલી તેવ, આવે **સમેત ગિરેરી**,
ઓચ્છવ કરે નિર્વાણ, તેહવે તામ સિરેરી. ૨૪
હિવે ચાર નિકાયના દેવ, પ્રભુ તન ખીર પખાલી,
કેશર ચંદને પૂજે, ચઢાવે પુષ્પની માલી.
દેવ દૂષ્ય વસ્ત્ર પહેરાય, ધૂપ દશાંગ કરીરી,
પ્રભુ તન શિબિકા માંહિ, ધારી તેહ ખરીરી. ૨૫

ઉપાડે શિબિકા તેહ, ઇંદ્રે સહૂય મિલીરી,
નૈરત કૂંણે આય, ચંદન ચિતા રચૈંરી.
ઔર મુનિજન કે કાજ, પાસે તેહ વલીરી,
ચિતા ચંદન કાષ્ઠ, તેહની તિહાં ખંચૈરી. ૨૬
એસે સુર મન હેત, પ્રીત સે તેહ કરેરી,
કરે અગ્નિ અગ્નિકુમાર, વાયુદેવ વાયુ કરેરી.
પ્રભુ તન ને પર જાલ, એહ સવિ વિધિ ધરીરી,
હાડ માંસ જલ્યા દેખ, મેઘમાલી વૃષ્ટિ કરેરી. ૨૭
ચિતા શીતલ ભઈ જાણુ, સુરપતિ એક થઈરી,
દક્ષિણ ઉપરલી દાઢ, સૌધર્મ ઇંદ્રિ લહીરી;
દક્ષિણ ઔર સબ દાઢ, ચમરિંદ્ર સર્વ લહીરી,
વામ અધો જુગ દાઢ, ઈશાનેંદ્ર ગ્રહીરી. ૨૮
શેષ દાઢ ને દાંત, ઔર સુરપતિ સહુ ય લહેરી,
વિદ્યાધર ને નર રાય, ઔર અસ્થી તેહ ગ્રહેરી;
તે ભસમીનો ફલ કેય, સબ ઉપદ્રવ હરેરી,
એસો પ્રભુ સંસ્કાર, કરકે થુંભ રચેરી. ૨૯
સોવન રયણુનો કામ, નિરખ્યા ભવ દૂર કરલેરી,
થૂંભ પર શ્રી જિનરાય, થાપે મૂરત ભલીરી;
દર્શન સું દુખ જાય, પૂજ્યા પાપ ગલેરી,
સો નર નારી ધન્ય, તીરથ ભક્તિ કરેરી. ૩૦
હિવે કરી નિર્વાણ સહુ દેવ, નંદીશ્વર તીર્થ જઈરી,
વિદ્યાધર સહુ સાથ, તિહાં પિણ સંગ ભઈરી;
નંદીશ્વર જિહાં પૂજ, પ્રભુના ગુણ સ્તવેજી,
બહુ ભાવ ભક્તિ કરે તેહ, નિજ નિજ થાન લહેરી ૩૧
એ પ્રભુ પાર્શ્વ નિર્વાણ, ગિરિ સોવન ભદ્ર ભાયોરી,
તે ઓગણીસમી ઢાલ, તેહમેં એહ કહ્યોરી;
હિવે ઉદ્ધારનું ભાવ, કરસ્યે તે રાજા કહુંરી,
દયા રુચિ તે ગાય, સુણો ભવી તેહ સહુરી. ૩૨

ઢાલ ૨૦ મી

( આછે લાલજી–એ દેશી ।

**વીસમો ઉદ્ધાર :—**

હિવે શ્રી **સમેત ગિરિંદ**, જિહાં પ્રભુ વીસ જિણંદ,
મનમોહનલાલ, ઉદ્ધાર કહું ગિરિ વીશનો રે. ૧

કુણ નગર કુણ દેશ, કુણ રાજા હે વિશેષ,
મન૦ નામ સુણો હિવે તેહનો રે. ૨

દેશ **આણંદ** મઝાર, નગર છે તેહમેં હજાર,
મન૦ **ગંધપુર** નગર છે સોહનો રે. ૩

જિહાં રાજા **પ્રભસેન**, જિણ ઘર ધર્મ છે જૈન,
મન૦ સહુ નરપતી માં મોહનો રે. ૪

નિત પ્રતિ પ્રભુ ગુણ ગાય, જિન પૂજા ચિત્ત લાય,
મન૦ પ્રભુ પૂજે મન થિર કરી રે. ૫

જિણ કર્યો થાનિક વીસ, તપ કરે તે નિશ દિસ,
મન૦ એક એક થાનિક ફલ કરી રે. ૬

મન મેં બહુ વૈરાગ, સીલે જસ સૌભાગ,
મન૦ રાજા મન દયા ચિત ધરી રે. ૭

રાજા મન નહીં રોષ, કૂડો ન દ્યે કોઈને રોષ,
મન૦ સત્ય વચન દિલ આદરી રે. ૮

એક દિવસ તપ કિદ્ધ, મુનિ પદ તે ચિત દીધ,
મન૦ મુનિ થાનિક પદ સાચવ્યો રે. ૯

તિણુ અવસર તે વાર, **ગંધપુર** નગરને બહાર,
મન૦ મુનિવર સંવર ધારવ્યો રે. ૧૦

તે ગણધર **દિનકર સૂર**, તેહને સંગ મુનિ પૂર,
મન૦ વનમાં તિણુ કાઉસેગ્ગ ઠવ્યો રે. ૧૧

વન પાલિક તબ દોડ, દેવે વધાઈ કર જોડ,
મન૦ આવી તુરત રાય તે સ્તવ્યો રે. ૧૨

રાજા દેવે દાન, વન પાલક ને માન,
મન૦ રત્ન જડિત દે મુદ્રામણી રે. ૧૩

હિવે' મુનિ વંદન કાજ, કરી રાજા શુભ સાજ,
મન૦ ચાલ્યો રાજા વન ભણી. ૧૪

જઈ વાંદ્યા ગુરુ પાય, વાંદી બેઠો રાય,
મન૦ હિવે' દેશના સુણે ગુરુ તણી. ૧૫

ગુરુ દ્યે દેશના સાર, જીવ દયા આધાર,
મન૦ ધર્મ તણી વાણી સુણી. ૧૬

કહે રાજા સુણો સ્વામ, **વીસ થાનિક તપ** કામ,
મન૦ સ્યો ફલ તે ગુરુ મુઝ કહો. ૧૭

તબ ગુરુ કહે સુણો ભવ્ય, વીસ થાનિકનું સ્તવ્ય,
મન૦ તે સુણી સહૂ ભાવે વહો. ૧૮

જે કરે થાનિક વીસ, વલી પૂજે જીન વીસ,
મન૦ જે ફલ તે શિવ સુખ લહો. ૧૯

જો ચાહો પૂરણ ઈમ લાસ, વીસ થાનિક તુ આમ,
મન૦ વિંશતિ ગિરી પૂજાય હો. ૨૦

રાય સુણી ઉપદેશ, ગુરુવાણી સુવિશેષ,
મન૦ ગુરું વાંદી રાય ઘર આવીયો. ૨૧

હિવે કર્યો સંઘ તયાર, જાત્રા **સમેત** ગિરિ ધાર,
મન૦ તુરત **સમેત** ગિરિ વાંદિયો. ૨૨

**સોવર્ણભદ્ર** ગિરિ આય, **પારસ** પૂજી સુખ પાય,
મન૦ વિંશતિ ગિરિ ને પૂજીયા. ૨૩

વલી વિંશતિ ગિરિનો ઉદ્ધાર, ભક્તિ તીર્થ કરી સાર,
મન૦ રુપે અનુભવ ફલ વાધીયો. ૨૪

ચિંતવી મન મેં રાય, વિંશતિ જીન ઈહાં આય,
મન૦ એ તીરથ સહુ તીરથ સિરે ૨૫

ધન એહ ગિરિ ધન ધન્ય, પૂજ્યા હોવે બહુ માન્ય,
મન૦ તેહને સુર સાન્નિધ્ય કરે. ૨૬

અપુત્રિયા પુત્ર પાય, નિર્ધનીયા ધન થાય,
મન૦ જો પૂજા ગિરિની કરે. ૨૭

ઈચ્છિત વાંછિત થાય, આપદ દૂર પુલાય,
મન૦ ગિરિ ભક્તિ ભ જલ તરે. ૨૮

કરી સ્તવના ગિરિ રાય, વિંશતિ ઉદ્ધાર કરાય,
મન૦ ઘર ભણી હિવે પગલાં ધરે. ૨૯

આવી ઘર જબ રાય, સંઘની ભક્તિ કરાય,
મન૦ જગ યશ વાસવ વિસ્તરે. ૩૦

હિવે પુત્રને દેઈ રાજ, લેવે સંજમ સાજ,
મન૦ પ્રભસેન મુનિ પંથ જ વરે. ૩૧

સંજમ ધરતો સંત, પાલતો મુનિવર પંથ,
મન૦ ઉપશમ વિવેક સંવર પરે. ૩૨

કરી તપ ઉગ્ર મુનીશ, આવ્યા શિખર ગિરીશ,
મન૦ વહ મુનિ સંગ ગિરિ પર વરે. ૩૩

**પ્રભસેન** મુનિવર રાય, સૌવર્ણભદ્રગિરિ પાય,
મન૦ સ્થિતિ પૂર્ણ કરી શિવ વરે. ૩૪

**સૌવર્ણભદ્ર** ગિરીશ, મુનિ કેતા સિદ્ધીસ,
મન૦ ચૌવીસ લક્ષ મુનિ સિધવરે. ૩૫

**સૌવર્ણભદ્ર** ગિરિ ભેટ, ફલ કેતો લહે નેટ,
મન૦ કોડ ઉપવાસં ફલ તે વરે. ૩૬

પંચમ આરા માંહિ, સમેત શિખર ગિરિ ત્યાંહિ,
મન૦ ઉદ્ધાર ઈકવીસમો કિણ કર્યો. ૩૭

**સંવત અઢારે પચ્ચવીસ**, માઘ શુકલ સુજગીશ,
મન૦ એ સંવત્સરે તે ભેટિયો. ૩૮

તપ ગચ્છપતિ ય દિણંદ, શ્રી વિજય ધર્મ સૂરિંદ,
મન૦ શ્રાવક શુભ કુલ દીપતો. ૩૯

**જેસલમેરી** શ્રાધ, મૂલચંદ પુત્ર સહસુ વાધ,
મન૦ શાહ સુગાલચંદ દીપતો. ૪૦

તિણે ઈકવીસમો એહ, કર્યો ઉદ્ધાર સસનેહ,
મન૦ સમેત શિખર ઈકવીસમો. ૪૧

ચૈત્ય કરાવ્યા દોય, મધુવન શિખર પર જોય,
મન૦ જીહાં ઠવ્યા પાસ ત્રેવીસમા. ૪૨

છેહલો એ ઉદ્ધાર, એહ શિખર ગિરિ સાર,
મન૦ નામ રાખ્યો તે જુગો જુગે. ૪૩

જેહનો કુલ વંશ ધન્ય, માત પિતા જસુ ધન્ય,
મન૦ તેહને પુણ્યવંત સુત મિલ્યો. ૪૪
દેવ વિજય કહી ગાથ, શાહ સુગાલચંદ્ર સાથ,
મન૦ જાત્ર કરી તિણ શિખરની. ૪૫
તિણ મુખ સુણી એહ વાચ, સહુ જાણી મેં સાંચ,
મન૦ તસ વચને મેં એ ભણી. ૪૬
તેહ સુજાણ મે એહ, તે સઘલૂં સસનેહ,
મન૦ છેહલો ઉદ્ધાર મુઝ એ મિલ્યો. ૪૭
ઉદ્ધાર ઈકવીસ એહ, ભાખ્યા સહુ મેં તેહ,
મન૦ હરખી હીય માંહે ભલો. ૪૮
એહજ વીસમી ઢાલ, થઈ તે એહી રસાલ,
મન૦ એહ ઉદ્ધાર માંહે ભણી. ૪૯
રાસ ભલો શ્રીકાર, સમેત શિખર અધિકાર,
મન૦ સિદ્ધાંત યુક્તિ થી એ ભણી. ૫૦
ભણિ સુણતાં સુખ થાય, મન વાંછિત ફલ પાય,
મન૦ રાસ ભલો એ રલીયામણો. ૫૧
રૂપ રૂચિ ગુરૂ રાય, શ્રી ગુરૂ ચરણ સુ પસાય,
મન૦ દયા રૂચિ રંગે ભણ્યો. ૫૨



## ઢાલ ૨૧ મી

(ઢંઢણ રિષીજીને વંદણા હમારી-કણો અણગાર રે.)

સમેત શિખર ગિરિ વંદિયે રે લાલ, જીહાં જિન વીશ નિર્વાણ રે,
સમેત શિખર ગિરિ વીસ, વીસોંહી તીરથ જાણ રે. ૧
વીશ નિર્વાણ ગિરિ તેહ છે રે લાલ, ભલા એ વીસોંહી નામ રે,
વીસોંહી રાય ઉદ્ધારિયો રે લાલ, ભલા એ વીસુહી ધામ રે. ૨
વીસોંહી ગિરિ માં જુજુઆરે લાલ, જીનસંગે જેહ મુનીશ રે,
ઔર મુનિ પણ ગિરે ગિરે રે લાલ, કહ્યા જીહાં જેતા મુનીસ રે. ૩
ઉદ્ધાર ઈકવીસમો ભલો રે લાલ,એ પૂર્યો સુગાલચંદ્ર સાહ રે,
તેણે ઈકવીસ નામેં કરી રે લાલ, એ ગિરિ પૂજે ઉછાંહ રે. ૪
પ્રથમ સમેત ગિરિ નામ છે રે લાલ, તસુપર શિખર વીશ રે,
તિણ સું ઈકવીસ નામ એના રે લાલ, મૂલ તો તીર્થ હે વીસ રે. ૫

એ ગિરિ પૂજો ભાવસું રે લાલ, ટાલો અશુભ ગતિ હોય રે,
શુભ ગતિ જે તે હોય લહે રે લાલ, એ ભેટ્યા ગિરિરાજ રે. ૬
એહ સમેત ગિરિ જાત્રનો રે લાલ, જો અભિલાષી હોય રે,
નિર્લોભી સમકિત ધરે રે લાલ, પાલે છ છેહરી જોય રે. ૭
એ તીરથ એહ કાલ મેં રે લાલ, સંકટ ચૂરણ આધાર રે,
દિનકર સમ તીરથ સિરે રે લાલ, સિવ અધિકારી સાર રે. ૮
ઈંદ ચંદ દિણંદ સેવતા રે લાલ, વલી સેવે સુર કુમરી વિશેષ રે,
સુર નર મુનિવર સંઘ જી રે લાલ, સુખ ઉપજાવે અશેષ રે. ૯
રવિ સહુ ગ્રહ ગણ માં વડો રે લાલ, તારા ગણ ચંદ રે,
મંત્ર માહે નવપદ વડો રે લાલ, મૂલ નવકાર આણંદ રે. ૧૦
ગિરિ સહુ મેં મેરૂ વડો રે લાલ, સહુ નરપતિ માં રામ રે,
ચઉગતિમાં સિદ્ધિ ગતિ વડીરે લાલ,સિરે સહુ હંસ પંખી માંહિરે.૧૧
તિમ સહુ તીરથ માં સિરે રે લાલ, તીરથ સમેત ગિરિંદ રે,
ભેટો એ તીરથ ભાવ સું રે લાલ, જીમ પામો ભવિ સુખકદ રે. ૧૨
શર વહ્નિ ગજ શશી (૧૮૩૫) સંવચ્છરે રે લાલ,
માઘ શુકલ પક્ષ દીહ રે,
શુણિયો ઉદ્ધાર રાસ ભલો રે લાલ, સમેત શિખર નો એહ રે. ૧૩
દિયો આદેશ તપગછ પતિ રે લાલ, ચૌમાસો શિવપુરી કિદ્ધ રે,
સંઘ આગ્રહે એ મૈં કહ્યો રે લાલ, સમેત ગિરિ સિદ્ધ રે. ૧૪
તપગચ્છ નાયક ગુણ નીલો રે લાલ, સહુ ગચ્છપતિમાં મોડ રે,
શ્રી વિજય ધર્મ સૂરિ રાજ્ય મેં રે લાલ,
એ સમેત શિખર ગુણ જોડ રે. ૧૫
તે શુભ ગચ્છે સોભતા રે લાલ, ગીતાર્થ રૂપરૂચિ રાય રે,
શ્રી ગુરૂ વચન પ્રભાવસું રે લાલ, જ્ઞાન ભલો જસ પાય રે. ૧૬
ગુરૂ ચરણાંબુજ સેવતાં રે લાલ દયારૂચિ ગુણ ગાય રે,
ભણે ગુણે સુણે ઉદ્ધારને રે લાલ, તસ ઘર નવ નિધિ થાય રે. ૧૭

કલશ

સુખ સયલ કારક દુરગતિ વારક, સમેત શિખર ગિરિ મંડણો,
ઉદ્ધાર એ મેં સુપરે ગાયો, સુગતિ સુખ હોવે સૌ ગુણો;
જેહ ભવી સુણસ્યે ભણસ્યે ગુણસ્યે, જસ ગૃહ લચ્છી પૂરણો,
ઈમ કહે કનીયણ સુણો ભવીયણ,નિત નિત જસ લહો સૌ ગુણો.૧

ઇતિ સમેતગિરિ ઉદ્ધાર રાસ, સમેત શિખર
માહાત્મ્ય અનુસાર સમાપ્ત.

રાસનો સંક્ષિપ્ત સાર ટૂંકોના વર્ણનમાં છે.

# શ્રી સમ્મેતશિખર ઇતિહાસ

## શિખરજીતીર્થે પ્રભુ મહાવીરની પધરામણી

ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીજી પાવાપુરીમાં મોક્ષે ગયા છે. પણ તેઓ છદ્મસ્થ અવસ્થામાં શિખરજી તીર્થે પધાર્યા હોય એમ લાગે છે. કેમકે ભ૦ મહાવીર સ્વામીને કેવલજ્ઞાન સમ્મેતશિખર પહાડની પાસે ઋજુવાલુકા નદીના કાંઠે જમગામ પાસે થયું હતું. આ નદી સમ્મેતશિખર પહાડની પાસે છે. નદીના કિનારે શાલ નામના મોટા મોટા વૃક્ષો છે. નદીને બન્ને કિનારે એકદમ એકાંત અને શાંત વાતાવરણ છે. આ નદીનું અસલી નામ ઋજુવાલુકા હતું. પણ સરકારે રેલ્વે લાઈન કાઢી ત્યારે આ નદીના કિનારે બ્રાકર ગામ પાસે આ નદી ઉપર રેલ્વે પુલ બાંધ્યો હતો. અને નદીનું બીજું નામ પણ બ્રાકર નદી રાખ્યું હતું. એટલે ઋજુવાલુકા નદીનું બીજું નામ બ્રાકર નદી પડ્યું છે. ભ૦ મહાવીર સ્વામીએ આ નદીના કાંઠે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. અહીંથી પાવાપુરી ૧૨ યોજન ૯૬ માઈલ થાય છે. આથી સંભવ છે કે ભગવાન મહાવીર સ્વામી પણ સમ્મેતશિખર પહાડના પ્રદેશમાં પધાર્યા હતા.

આથી જ વચલા નાના નાના ઉદ્ધાર સમયે સમ્મેતશિખર ઉપર ભગવાન મહાવીર સ્વામીની દેરી બની છે. તે ઉક્ત હિસાબે ઉચિત છે.

### જૈનતીર્થોનો વારસા હક્ક :—

ઈતિહાસ કહે છે કે–ચિત્તોડના સીસોદિયા રાણા અલ્લટરાજે સાંડેરક ગચ્છના આ. શ્રી શાલિભદ્રસૂરિ પાસે આ. બલિભદ્રસૂરિ માટે ગુરુપાટનો અર્ધોભાગ માગ્યો. ત્યારે આ. શાલિભદ્રસૂરિએ મર્યાદા જણાવી કે–"રાજન્! રાજા પોતાના ભાઈઓને (ફટાયાઓને) ભાગ આપતો નથી. ધર્માચાર્યોમાં પણ રાજનીતિ પ્રવર્તે છે. એટલે ગુરુપાટનો સર્વ હક્ક પટ્ટધરને જ મળે છે." રાજાએ વાતને ન્યાય રૂપે સ્વીકારી (જૂઓ જૈન પરંપરાનો ઈતિહાસ (પ્રક–૩૪ પૃ. ૫૭૬)

આ ન્યાય અનુસારે જૈનધર્મની આગમ, તીર્થો, શ્રમણ પરંપરા, સુવિહિત આચરણા, ચતુર્વિધસંઘ. વ્યવહારવર્તન, વિધિ, નિષેધ અને આક્ષેપ પ્રવૃત્તિ વગેરે જે જે જૈન વારસાગત વસ્તુઓ છે. તે શ્વેતામ્બર જૈન શ્રમણસંઘને મળી છે. સારૂં વાત છે કે જૈન આગમનો વારસો શ્વેતામ્બર સંઘને મળ્યો છે. તેણે તેની શાન–મહત્તા વધારી છે. અને તેને સમૃદ્ધ બનાવ્યો છે. (સદર જૈન ઈતિહાસ પ્રક–૨૬ પૃ. ૪૧૫ થી ૪૩૨)

આજ રીતે કલ્યાણુક ભૂમિઓ વગેરે અસલી જૈન તીર્થોનો વારસો પણુ શ્વેતામ્બર શ્રમણુ સંઘને મળ્યો છે. તેણે આ વારસાનું પણ આજસુધી રક્ષણુ કર્યું છે. ( સદર જૈન ઈતિહાસ પ્રક-૧ પૃ. ૪૫ થી ૬૨ )

શ્વેતામ્બર મંદિરોમાં લંગોટી વાળી કે લંગોટી વગરની પદ્માસન વાળી કે અર્ધ પદ્માસન વાળી અને બેઠી કે ઉભી એ દરેક જાતની જિન પ્રતિમાઓ જિનચરણો અને ચરણચિન્હો વિગેરે સ્થાપિત હોય છે. પણુ એક વાત ચોક્કસ છે કે-તે સર્વે શ્વેતામ્બર જૈન આચાર્યોએ કરેલ પ્રાણુ પ્રતિષ્ઠાવાળા હોવા જોઈએ. શ્રાવકો તેની વિવિધ રીતે પૂજા કરે છે.

આ જૈન તીર્થો ઉપર બીજાઓ તરફથી જ્યારે જ્યારે આક્રમણો થયાં છે. ત્યારે ત્યારે તેઓને બચાવવા માટે શ્વેતામ્બર જૈનાચાર્યોએ ઘણી મહેનત ઉઠાવી છે. ઈતિહાસમાં તેના છૂટા છવાયા ઉલ્લેખો પણુ થયા છે.

જેમકે—આ૦ વજ્રસ્વામીએ વિ. સં. ૧૬૦ માં શત્રુંજય તીર્થને મિથ્યાત્વીઓના હાથમાંથી છોડાવ્યું. ( સદર ઈતિહાસ પૃ. ૨૮૯ )

આ. **સિદ્ધસેનસૂરિએ** અવન્તિ પાર્શ્વનાથનું તીર્થ પાછું વાળ્યું. ( સદર ઈતિહાસ ભા. ૧ પૃ. ૨૫૧ )

આ. સમુદ્રસૂરિએ આશરે વિ. સં. ૫૦૦ માં નાગદાતીર્થને દિગમ્બરોના આક્રમણુથી બચાવ્યું. ( સદર ઈતિહાસ પૃ. ૪૧૩)

આ. પ્રદ્યુમ્નસૂરિ વિગેરેએ પૂર્વદેશના સર્વ તીર્થોને હસ્તગત કર્યાં. ( સદર ઈતિહાસ પૃ. ૫૦૩, ૫૦૪ )

આ. બપ્પભટ્ટિએ આશરે વિ. સં. ૮૯૦ માં ગિરનાર તીર્થને દિગમ્બરોના હાથમાંથી છોડાવ્યું. તેમણે શ્વેતામ્બર તીર્થો તથા દિગમ્બર તીર્થોને જુદા જુદા તારવી આપ્યાં. અને ભવિષ્યમાં ઝઘડો ન ઉઠે એવી મર્યાદા બાંધી. (સદર ઈતિહાસ પૃ. ૩૨૫, ૫૩૩ )

આ. બલિભદ્રે ગિરનાર તીર્થને રા'ખેંગારની આપખુદી સત્તામાંથી બચાવ્યું. (સદર ઈતિહાસ પૃ. ૫૭૫ )

આ. ધર્મઘોષસૂરિએ ગિરનાર તીર્થને દિગમ્બરોની કનડગતમાંથી યુક્તિ પૂર્વક બચાવી લીધું. ( સદર ઈતિહાસ પ્રક. ૪૬. પૃ. ૪૦૬ )

અને જગદ્ગુરુ આ હિરવિજયસૂરિએ મહાતીર્થ શત્રુંજય, કેશરીયાજી વિગેરે જૈન તીર્થોને મુસ્લિમ અત્યાચારોથી બચાવ્યાં વિગેરે વિગેરે (સદર ઈતિહાસ પ્રક-૪૪ પૃ.૧૧૯)

આ ઈતિહાસને પાને ચડેલા ઉલ્લેખો છે. પરંતુ આવા આવા તીર્થરક્ષાના ઘણા ય

પ્રસંગો બન્યા હશે કે જેની નોંધ મળતી નથી. અને જેને આપણે જાણતા નથી. આપણે જાણીએ છીએ કે વીસમી સદીમાં પણ આવા આવા તીર્થ રક્ષાના પ્રસંગો બન્યાં છે.

પૂ. આ. આનંદસાગરસૂરિ (સાગરાનંદસૂરિ) એ અંતરિક્ષ પંચાસરા પાર્શ્વનાથ તીર્થને જૈનેતરોના હુમલામાંથી બચાવ્યું. કેશરીયાજી તીર્થની પણ રક્ષા કરી.

આ. વિ. નેમિસૂરિએ સંભવતઃ કાપરડાતીર્થને વિધર્મીઓના હાથમાંથી બચાવ્યું.

શાંતમૂર્તિ શ્રી કપૂરવિજયજીએ આગ્રાના ચિંતામણી પાર્શ્વનાથના મંદિરને એવી જ આફતમાંથી ઉગારી લીધું.

શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલ (પાલિતાણા) ના સંસ્થાપક પૂ. ગુરુદેવ શ્રી ચારિત્ર વિજયજી મહારાજે વિ. સં. ૧૯૬૧ ચૈત્ર સુ. ૮ ગુરુ (તા. ૧૩-૪-૧૯૦૫) ને રોજ શત્રુંજય તીર્થને બારોટોની જોહુકમીમાંથી નિર્ભય બનાવ્યું.

અને શ્રી શાંતિવિજયજીએ કુલપાકતીર્થને દિગમ્બરોની જાળમાંથી બચાવ્યું વિગેરે.

એટલે કે શ્વેતામ્બર જૈનોએ તીર્થરક્ષા માટે ખૂબ સાવચેતી રાખી છે. પોતાને મળેલ વારસો સાચવી રાખ્યો છે.

દિગમ્બર જૈન સંઘને જૈન ધર્મની કોઈ વારસાગત વસ્તુ મળી નથી. તેને જિનાગમોનો વારસો મળ્યો નથી. એટલે તેણે કંઈક શ્વેતામ્બર આચાર્યોનું સાહિત્ય અપનાવ્યું. કંઈક અસલી જિનાગમોના આધારે રચ્યું. અને કંઈક પોતાના મતની તરફેણમાં વધારો કર્યો. એમ તેણે સ્વતંત્ર જૈન સાહિત્ય બનાવ્યું. (સદર ઈતિહાસ પ્રક-૧૪ પૃ. ૩૧૬ થી ૩૧૮)

અસલી જૈનતીર્થોનો વારસો પણ દિગમ્બર સંઘને મળ્યો જ નથી. એટલે તેણે શ્વેતામ્બર તીર્થોની ઉપાસના અભિન્ન વિધિ વિધાનથી ચાલુ રાખી છે. આ. બપ્પભટ્ટસૂરિએ તારવી આપેલ તીર્થોને અપનાવ્યાં.

શ્વેતામ્બર દિગમ્બર જૈન પ્રતિમાઓનો ભેદ સ્પષ્ટ કરી કલ્યાણક ભૂમિઓ તથા શત્રુંજય અને ગિરનાર વિગેરે સર્વ તીર્થોને શ્વેતામ્બર જૈનતીર્થો નક્કી કર્યા. તથા આ. દેવેન્દ્રસૂરિએ પણ દેવીએ કન્યાના મુખથી બોલાવેલ "ઉજ્જિંત" ગાથાનું વિવરણ કરી ઉક્ત ઘટનાનું સમર્થન કર્યું. (જૂઓ પ્રવચન પરીક્ષા વિશ્રામ ૨ ગાથા ૧૩ થી ૭૦) તથા ઋ. કે. રતલામ પ્રકાશિત શ્રાદ્ધદિન કૃત્ય વિવરણ અષ્ટાપદ અધિકાર ૧૦, ૧૧. પૃ ૭૩)

અને એ સિવાય તીર્થભૂમિમાં તથા વિશેષે કરીને દક્ષિણ ભારતમાં સ્વતંત્ર દિગમ્બર તીર્થો સ્થાપ્યાં. (સદર ઈતિહાસ પૃ ૩૨૫, ૨૬)

દિગમ્બર મંદિરોમાં તીર્થંકરોની દિગમ્બર પદ્માસન વાળી ઉભી કે બેઠી પ્રતિમાઓ, ચરણો અને ચરણચિન્હો સ્થાપિત હોય છે.

જોકે છેલ્લાં વર્ષોમાં અંગ્રેજ સરકારે અસલીતીર્થમાં શ્વેતામ્બરો અને દિગમ્બરોને પૂજા કરવાનો સમાન હક્ક છે એવો ન્યાય આપ્યો છે. તેથી હવે દિગમ્બરોએ બે એક તીર્થોમાં પોતાની અર્વાચિન અને ભિન્ન વિધિથી પૂજા કરે છે. અને ત્યાં એ નિમિત્તે અવારનવાર ઝઘડાઓ પણ થયા કરે છે.

સરકારે "ધર્માચાર્યોમાં રાજનીતિ પ્રવર્તે છે એટલે ગુરુપાટનો હક્ક પટ્ટધરને જ મળે છે" આ વ્યવસ્થા તોડવાની જે ભૂલ કરી છે તેનું જ એ પરિણામ છે.

ખરી રીતે જોઈએ તો અસલી જૈન તીર્થોનો વારસો શ્વેતામ્બર શ્રમણસંઘને મળ્યો છે. તેની સાબિતીમાં પણ ઘણા ઐતિહાસિક પુરાવાઓ મળે છે.

એકંદરે આજે પણ જૈન ધર્મની વારસાગત દરેક વસ્તુઓ શ્વેતામ્બર શ્રમણસંઘના હાથમાં છે. અને શ્વેતામ્બર શ્રમણોપાસકના વહીવટમાં છે.

(જૂઓ જૈન પરંપરાનાં ઈતિહાસ ભા. ૧. પ્રકરણ ૩૪. પૃ. ૬૦૬ થી ૬૦૯)

અસલમાં જૈનોના ચાર સંઘો જૈન આગમો અને જૈન તીર્થોનો વારસદાર માલિક શ્વેતામ્બર સંઘ જ હતો.

ટૂંકમાં કહીએ તો જેમ રાજવંશોમાં યુવરાજ જ રાજ્યનો માલિક બનતો. તેમ જૈન શ્રમણશાસનમાં પણ ગચ્છનાયક પોતાની પછી જેને ગચ્છનાયક બનાવે તે નવો ગચ્છનાયક જ ચતુર્વિધસંઘ, જૈન આગમો, જૈન ગ્રંથ ભંડારો, જૈન તીર્થો તથા જૈન મંદિરો વિગેરે ગુરુદેવની સત્તાની સર્વ વસ્તુઓનો વારસદાર બનતો હતો.

આજે પણ કોંગ્રેસમાંથી દેશહિતને ઉદ્દેશીને કોઈ "નવો પક્ષ" ઉભો થાય તો નવો પક્ષ કોંગ્રેસની મિલકતનો માલિક બની શકતો નથી. વાસ્તવમાં કોંગ્રેસની સમસ્ત વસ્તુની માલિકી કોંગ્રેસપક્ષને જ રહે છે. સાધારણ રીતે હિન્દુસ્તાનમાં વારસાહક એજ નિયમે પ્રવર્તે છે.

યુરોપમાં ધર્મના અનુશાસનમાં પણ આપણને આવી નીતિ જોવાં મળે છે. રોમન કેથોલિકમાંથી "પ્રોટેસ્ટન્ટ પક્ષ" જુદો પડ્યો. પણ રોમન કેથોલિકની મિલકતના માલિક પોપો અને પાદરીઓ જ રહ્યા. તેઓએ બીજા પક્ષને એક પાઈ પણ આપી નથી.

પરંતુ ભારતીય સંસ્કૃતિના નહિ જાણનારા અને આ અંગેના પ્રાચિન ઈતિહાસને ન સમજનારા અંગ્રેજ રાજ્યના કાયદાઓએ આ નીતિમાર્ગમાં દખલ કરી છે.

અંગ્રેજ રાજ્યની અદાલતોએ રાજ્યના ફટાયાઓને પિતાના રાજ્યનો ભાગ અપાવ્યો નહિ. પ્રોટેસ્ટન્ટોને પોપની મિલકતમાંથી ભાગ અપાવ્યો નહિ. પરંતુ ચાંદીના જુત્તાના મારથી કે ગમે તે કારણે શરમાઈને, માત્ર જૈનોની શાસન વ્યવસ્થામાં "વિભિન્ન શાખાઓમાં વહેંચાયેલા સૌનો સમાન હક્ક છે." આવો કઢંગો ખ્યાલ ઉભો કર્યો.

અંગ્રેજી રાજ્યની અદાલતોએ શ્વેતામ્બરજૈનોના વાસ્તવિક હક્ક-વારસાહક્કને ઉઠાવી તેણે દિગમ્બર જૈનોને ભાગીદારી બનાવી કલ્પિત દખલ ઉભી કરી હતી.

હસવા જેવી વાત છે કે તેઓએ માત્ર દિગમ્બરોને શ્વેતામ્બરોની વારસાની વસ્તુના ભાગીદાર બનાવ્યા. પણ શ્વેતામ્બરોને દિગમ્બરોની મિલ્કતના ભાગીદાર બનાવ્યા નહિ.

હવે તો હિંદ સર્વતંત્ર સ્વતંત્ર દેશ બન્યો છે. જોકે ખુશી થવા જેવું છે કે ભારતની લોકશાહી સરકારે શત્રુંજય, ગિરનાર, સમ્મેતશિખર તીર્થ, કેશરીયાજી, તીર્થ વિગેરે તીર્થોમાં શ્વેતામ્બર જૈનોના વાસ્તવિક વારસાહકને સ્વિકાર્યો છે. તેમજ અંગ્રેજ રાજ્ય-કાળમાં જે જે તીર્થોમાં જે ભેદ નીતિ સ્વિકારી કામ લેવાયુ છે. તેનો ઉત્તર આપણને ભવિષ્ય કાળ આપશે. અમને પૂરી ખાતરી છે કે શ્વેતામ્બર જૈનસંઘની પ્રતિનિધિ અમદાવાદની **શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી** સાવધાન રહી કામ લેશે તો, તેને પોતાના પૂર્વજોના સમસ્ત હક્કો પુનઃ પ્રાપ્ત થશે અને પ્રાયઃ સમસ્ત જૈનસંઘનું અખંડ એકમ બનાવી શકશે.

આ રીતે જૈનોના અસલી ૪ સંઘો, તેની પરંપરા, આગમો અને જૈન તીર્થોના વારસદારો શ્વેતામ્બર જૈનો જ છે. (જૈન પરંપરાનો ઈતિહાસ ભા. ૩. પ્રક. ૫૩ "દિગમ્બર સંઘના વિવિધ પથો" તથા ભા. ૧ પૃ )

શ્વે. જૈનો અને દિ. જૈનોની જિન દર્શન વિધિ તથા પૂજનવિધિ એકસરખી હતી. એટલે દિગમ્બરો શ્વેતામ્બરોના તીર્થોમાં જઈ-દર્શન આદિનો લાભ લઈ શકતા હતા. શ્વે. જૈનતીર્થોમાં અને જિન પ્રાસાદોમાં દિગમ્બર જૈનો કે અજૈનો એમ કોઈને દર્શન કરવાની રોકટોક ન હતી. સહુ કોઈ ત્યાં શ્વેતામ્બર મર્યાદા પ્રમાણે વર્તતા હતા. આ રીતે શ્વેતામ્બર અને-દિગમ્બર બન્ને ફિરકાઓ ધીમે ધીમે એક બીજાની પાસે આવતા હતા. બનવા જોગ છે કે આમ થોડો વખત પસાર થઈ જાત તો બન્ને ફિરકાઓનો ભેદ ભૂંસાઈ જાત. પણ તેમાં પાંચમા આરાને પ્રભાવે એકાએક નવી દિવાલ ઉભી થઈ. આથી આજે એ બન્ને ફિરકાઓ એકબીજાના પ્રતિસ્પર્ધિ બની ઉભા છે. આ. દિવાલ, તે ઇસ્લામી સંસ્કૃતિમાંથી જન્મેલી નવી કલ્પિત જિનપૂજા વિધિ છે

દુઃખિત દિલે નોંધ લેવી પડે છે કે દિગમ્બર વિશપંથીથી તેરાપંથ જુદા પડ્યો, સાથોસાથ તેણે પોતાની જિનપૂજા વિધિ દિ. અને શ્વે. થી તદ્દન જુદી બનાવી આ કલ્પિત પૂજા વિધિ અસલી જૈન વિધિથી ભિન્ન છે. તેથી તે કલેશ જન્માવનારી નીવડી છે. (જૂઓ-જૈન પરંપરાનો ઇતિહાસ ભાગ-૩ પ્રક૦ ૫૩ "દિગમ્બર સંઘના વિવિધ પંથો)."

**તીર્થને નુકશાન-હીજરત**

ઈતિહાસ કહે છે કે જૈન ધર્મ વિક્રમની ૮ મી શતાબ્દીના અંત સુધી પૂર્વ

ભારતમાં સર્વ રીતે ફાલ્યો ફુલ્યો હતો. ૯ મી શતાબ્દીના મધ્યમાં તેમાં એકાએક ગરબડ થઈ. તે આ પ્રમાણે—

અદ્વૈત મતના પ્રરૂપક શ્રી આદિ શંકરાચાર્ય શાકે ૭૧૦ થી ૭૪૨, વિ. સં. ૮૪૪ થી ૮૭૬ સને ૭૮૮ થી ૮૨૦ માં થયા છે. તેણે "અદ્વૈત સિદ્ધાંત"ની સ્થાપના કરી હતી. તેના અનુયાયીઓ ભટ્ટપાદ અને રૂદ્ર નગરના રાજા સુધન્વા વિગેરેએ બૌદ્ધ ધર્મ તથા જૈન ધર્મ ઉપર જોરદાર આક્રમણ કર્યું હતું. તે માટે ઉલ્લેખ મળે છે કે :—

जैन गुरुमुखात् कश्चित् विद्यालेशो जात इति गुरुवध प्रायश्चित्तं ।

આનંદગિરિ કૃત શંકરવિજય ભટ્ટ દર્શન પ્રક. ૫૫ મું પૃ. ૨૩૫–૨૩૬.

રાજા સુધન્વાએ સેવકોને હુકમ કર્યો કે.

आसेतो रातुषाराद्रे—र्बौद्धानावृद्धबालकम् ॥
न हन्ति यः स हन्तव्यो । भृत्यानित्यन्वशान् नृपः ।
स्कंदानुसारिराजेन, जैनाधर्मद्विपो हता· ॥
योगीन्द्रेणेव योगध्ना विघ्नास्तत्त्वावलंबिना हतेषु तेषु दृष्टेषु ।
कुमारिलमृगेन्द्रेण ॥ हतेषु जिन हस्तिषु । निष्प्रत्युहमवर्धन्त, श्रुति शाखा समन्ततः

મધવાચાર્ય કૃત સંક્ષિપ્ત શાંકર દિગ્વિજય સર્ગ ૧ શ્લોક. ૯૬–૯૭ પ્રકાશકઃ આનંદ આશ્રમ ગ્રંથાવલિ. ગ્રથાંક–૨૨.

એટલે કે તેઓએ ઘણા શ્રમણોને કાપી નાખ્યા. તેનાં મંદિરો, ધર્મસ્થાનો અને **તીર્થોને** નુકશાન કરી ઘણું નુકશાન પહોંચાડ્યું.

બૌધ્ધો નવમી શતાબ્દીમાં ભારત છોડી પોતાના તીર્થો, પ્રતિમાઓ એમજ છોડી ચાલ્યા ગયા. આ સંઘર્ષકાળમાં ત્યાંના જૈનોને પણ ઘણું વેઠવું પડ્યું છે. ત્યાંના જૈનોએ પૂર્વ ભારતનો ત્યાગ કર્યો. તીર્થો છોડ્યાં, અને ત્યાંના ગૃહસ્થોએ જૈન ધર્મ છોડ્યો. પુષ્પમિત્ર રાજા પછી આ બીજી ધર્મક્રાન્તિ થઈ છે. આ સમયે શંકરાચાર્યના અનુયાયીઓએ બદ્રી-પાર્શ્વનાથ, જગન્નાથપુરી, કુમારગિરિ, તથા ભુવનેશ્વર વિગેરે જૈન તીર્થોને તથા બૌદ્ધગયા વિગેરે બૌદ્ધતીર્થોને પોતાના કાબુમાં લીધાં હતાં. જે આજ સુધી તેઓના હાથમાં છે. આ વિકટ પરિસ્થિતિમાં સુધારો થતાં જ શ્વેતામ્બર જૈનાચાર્યોએ ફરી ભારતમાં વિચરી કુનેહથી ઘણા જૈન તીર્થોને પુનઃ હસ્તગત કરી લીધાં છે. જે આજે પણ શ્વેતામ્બર સંઘને આધીન છે.

આ સમયે બંગાળના અસલી જૈનોને જાહેરરીતે જૈનધર્મ છોડવો પડયો છે જે જાતિ આજે શરાક તરીકે પ્રખ્યાત છે. **નાગજાતિનાં** જૈનો કે જે ભગવાન પાર્શ્વનાથના

ઉપાસક હતા. તેઓ પણ ત્યારથીજ બીજા ધર્મમાં ભળી ગયા છે. બંગાળ અને ઉત્તરભારતના ઘણા જૈનો હિજરત કરી મેવાડ તથા રજપૂતાનામાં આવી ગયા.

તે સમયના જૈનાચાર્યોએ જૈનોની તત્કાલીન વિષમ પરિસ્થિતિને પહોંચી વળવા માટે ખૂબ જહેમત ઉઠાવી છે. આ. પ્રદ્યુમ્નસૂરિ તે માટે ઘણીવાર ત્યાં પધાર્યા. તથા મગધદેશમાં પણ વિચર્યા છે. તેમણે સાતવાર સમ્મેતશિખરની યાત્રા કરી છે. તેમના ઉપદેશથી પૂર્વદેશ માં ૧૭ નવાં જિનાલયો બન્યાં હતાં. ઘણાં જીર્ણોદ્ધાર થયાં હતાં. અને ૧૧ શાસ્ત્રભંડારો થયા હતાં. (જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૧ પ્ર. ૩૨, પૃ. ૫૦૨ થી ૫૦૪)

**સ્થાપના તીર્થ :—**

પૂર્વ તથા ઉત્તર ભારતના જૈનો હીજરત કરી મધ્યભારત તથા પશ્ચિમભારત એટલે કે મેવાડ–રજપૂતાના–લાટ અને સૌરાષ્ટ્રમાં આવ્યાં. તેઓ પૂર્વ ભારતના તીર્થોની જિન પ્રતિમાઓને પોતાની સાથે લઈ આવ્યા. અને તેઓએ જે જે તીર્થોની જિન પ્રતિમા હતી. તે તે નામ સાથે સુમેળ ખાય, તેવાં શહેરો અને તીર્થો વસાવી, તે તે પ્રતિમાઓને ત્યાં ત્યાં સ્થાપિત કરી હતી. આ રીતે નવમી સદી બાદ મધ્યભારતમાં તથા પશ્ચિમભારતમાં તો તે નામના "સ્થાપના તીર્થો" બન્યાં છે. તે આ પ્રમાણે—

(૧) **નંદીવર્ધન** રાજાએ જન્મભુમિ ક્ષત્રિયકુંડમાં સ્થાપેલ ભ. મહાવીર સ્વામીની પ્રતિમા **નાંદિયામાં**, (૨) બ્રાહ્મણકુંડની જિનપ્રતિમા **બ્રાહ્મણવાડામાં** (૩) ભ. મહાવીર સ્વામી દીક્ષાના સ્થાને બે વર્ષ પછી ફરી પધાર્યા હતા, રાજા પૂર્ણપાલે દીક્ષાના છ વર્ષ બાદ ત્યાં ભગવાનની પ્રતિમા બેસાડી હતી. તે દીક્ષા ભૂમિની વીરપ્રતિમા **સુંડસ્થલમાં**, (૪) ઋજુવાલુકા જ્ઞાન ભૂમિની પ્રતિમા **નાણામાં**, (૫) **પાવાપુરી** દીવાળીના નિર્વાણ-સ્થાનની વીરપ્રતિમા **દિયાણામાં**, (૬) સુપુમીણી ગામ બહાર ખીલાના ઉપસર્ગવાળી ભૂમિની વીર પ્રતિમા **સંડેરકમાં**, (૭) ચમરોત્પાતની ભૂમિની વીર પ્રતિમામાં **અસ્થિ-નગર** (૮) **વર્ધમાનપુરની** શૂલપાણી યક્ષાધિષ્ઠિત વીર ચરણ પાદુકા વઢવાણ **શહેરમાં**, અને (૯) **કોટિ વર્ષ નગરની** કે કોટિકગચ્છ (ઉદયગિરિ)ની જિન પ્રતિમા **કોટયાર્કમાં** ખડાયતા બીજાપુરમાં સ્થાપિત કરવામાં આવી હતી. આથી સ્પષ્ટ છે કે નાંદિયા. નાણા, દિયાણા એ સૌ સ્થાપના તીર્થો છે. આથી જ લોકપ્રવાદ છે કે—

**"નાણા–દિયાણા ને નાંદિયા" જીવત સ્વામી વાંદિયા"—**

પ્ર. ૨. પૃ. ૬૧. પ્ર. ૩૨. પૃ. ૫૦૨, થી ૫૦૪, પ્ર. ૩૭. પૃ. ૩૦૨, પ્ર. ૪૨. પૃ. ૭૪૩, પ્ર. ૪૫. પૃ. ૨૯૭, પ્ર. ૫૩. )

એ પણ સંભવિત છે કે જગન્નાથપુરીની જિનપ્રતિમા હમીરપુર, (બાબૂ)ઓખામંડળની દ્વારિકા અથવા શ્રીમાળ નગરમાં અને રાજા નંદીવર્ધનના રાજ વિહારની ભ. આદીશ્વરની પ્રતિમા આબુ ઉપર નંદીવર્ધન તીર્થમાં સ્થાપી હોય. (પ્ર. ૩૫ પૃ ૧૮૨)

ઇતિહાસ કહે છે કે આ સમયે મધ્યભારતમાં તથા પશ્ચિમભારતમાં શત્રુંજય, ગિરનાર, સાંચી કે સાચોર, ભરૂચ, ખંભાત, નાગદા, જાલોર, કાશહ્રદ, ચિતોડ, હારિજ (શંખેશ્વર) અને મુહરી વિગેરે જૈન તીર્થો વિદ્યમાન તથા સુરક્ષિત હતા.

આ પ્રમાણે જૈનો હિજરત કરી તીર્થભૂમિ છોડી રજપૂતાનામાં, લાટમાં અને સૌરાષ્ટ્રમાં આવ્યા. અને તેઓએ પ્રાચિન તીર્થોને અહીં ફરી વસાવ્યા. બનવા જોગ છે કે—દિગમ્બર આચાર્યોએ પણ પૂર્વ ભારત છોડી દક્ષિણમાં જઈ ત્યાં પોતાનાં તીર્થો પુનઃસ્થાપ્યાં હશે.

## સમ્મેતશિખર તીર્થની પુનઃ સ્થાપનાઃ—

ઇતિહાસના અવલોકનથી જાણવા મળે છે કે—વનવાસી ગચ્છના પૂ. આ. શ્રી યશોદેવસૂરિના પટ્ટધર પૂ. આ૦ શ્રી પ્રદ્યુમ્નસૂરિજીએ નવમી સદીના મધ્યભાગે વારંવાર મગધદેશમાં વિહાર કર્યો છે. સાતવાર સમ્મેતશિખરતીર્થની યાત્રા કરી છે. તેમણે ઉપદેશ આપી પૂર્વદેશમાં ૧૭ તીર્થસ્થાનોમાં નૂતન જિનાલયો કરાવ્યાં છે. ઘણા તીર્થોના જીર્ણોદ્ધાર કરાવ્યાં છે. ૧૧ જૈન ગ્રંથભંડારો સ્થપાવ્યા છે. (જૈન. પરં. ઇતિ. પ્રક. ૩૨ પૃ. ૫૦૨ થી ૫૦૪).

આશ્ચર્યની વાત છે કે વિક્રમની નવમી શતાબ્દીના મધ્યમાં સમ્મેતશિખર મહાતીર્થ વિગેરેમાં જિન પ્રસાદો ધર્માંધતાનો ભોગ બન્યા અને એ જ શતાબ્દીના અંતમાં સમ્મેત-શિખર મહાતીર્થના શિખરો ઉપર તથા બીજી ૧૭ તીર્થ ભૂમિઓમાં નિર્વાણ સ્તૂપો-જિનાલયો બન્યાં. તેમજ બીજા તીર્થો વ્યવસ્થિત બન્યા. એટલે સમ્મેતશિખરનો ઇતિહાસ વિક્રમની નવમી સદી પછી ક્રમબદ્ધ ઐતિહાસિક રૂપ લે છે. એમ કહીએ તો ખોટું નથી.

પૂ આ. પ્રદ્યુમ્નસૂરિએ સમ્મેતશિખર મહાતીર્થ ઉપર માત્ર જુદા જુદા ૨૦ સ્થાને નિર્વાણ સ્તૂપો સ્થપાવ્યા હતા પણ અમુક તીર્થંકરનો અમુક ટેકરી ઉપર અમુક સ્થાને નિર્વાણ સૂચક સ્તૂપ છે. એવો સ્પષ્ટ રીતે નિર્ણય સાધનોના અભાવે કરી શકતા ન હતા. નવમી શતાબ્દી બાદ તે જ વનવાસી ગચ્છના છેલ્લા ઉગ્રવિહારી આ. વિમલચંદ્રસૂરિ પૂર્વદેશના મથુરાતીર્થ અને સમેતશિખર મહાતીર્થની સ્પર્શના કરવા ઘણીવાર પધાર્યા હતા (આ સંબંધી વધુ હકીકત જૈન પરં. ઇતિ. ભા. ૧, પ્રક. ૩૫, પૃ ૫૪૫ માં છે)

ત્યાર પછી વડગચ્છ, વાદિદેવસૂરિગચ્છ, તપગચ્છ, રૂદ્રપલ્લીગચ્છ, ખરતરગચ્છ, અંચલ-ગચ્છ, વિજયગચ્છ, વિગેરે વિવિધ ગચ્છના આચાર્યો મુનિવરો, શ્રાવક, શ્રાવિકાઓએ

પૂર્વદેશના તીર્થોની યાત્રાઓ કરી હતી. અને સાથેના કવિ મુનિવરોએ સમ્મેતશિખર તીર્થમાલા, પૂર્વદેશ તીર્થમાલા, જૈન તીર્થમાલાઓ વિગેરે સાહિત્ય સર્જ્યું હતું.

આજે મુનિશ્રી. સોભાગ્યવિજયજી મ. (સં. ૧૭૪૭ થી ૧૭૬૩) પં. જયવિજય ગણિ, પં. હંસસોમગણિ, મુનિ વિજયસાગર, વિગેરેની બનાવેલી તીર્થમાલાઓ મળે છે. જેમાં ટૂંકા અને સુંદર વર્ણનો છે. કોઈ કોઈ વિદ્વાન તો સમ્મેતશિખરજી મહાતીર્થને શત્રુંજય મહાતીર્થની સાથે પણ સરખાવે છે તે આ પ્રમાણે—

સમેતાચલ શત્રુંજય તોલઈ, સીમંધર જિણુવર ઈમ બોલઈ,
એહ વયણુ કવિ ડોલઈ— ॥ ૪૯ ॥
સિધ્યા સાધુ અનંતા કોડી, અષ્ટકર્મ ઘન સાંકળ તોડી,
વંદુ બે કર જોડી.
સિદ્ધક્ષેત્ર જિણુવર એ કહઈ, પૂજી પ્રણુમી વાસઈ રહઈ
મુગતિ તણુા સુખ લહઈ— ॥ ૫૦ ॥

(પં. શ્રી જયવિજયજી ગણિની સમ્મેતશિખર તીર્થમાલા પ્રાચિન તીર્થમાલા પૃ. ૨૮. માંથી)

આ દરમિયાનના કાળમાં સમ્મેતશિખરની યાત્રાએ ગયેલા સંઘો તથા જૈનોએ અહીં દેરીઓ, ચોતરા, અને સ્તૂપોને સમરાવ્યા છે જેનો વ્યવસ્થિત ઇતિહાસ મળતો નથી.

માત્ર એક નોંધ મળે છે કે આગ્રાના સં. કુરપાલ સોનપાલ લોઢાએ સં.૧૬૧૮ માં અહીંના જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. (જૈન ઇતિ. પ્ર. ૪૫ પૃ. ૩૦૩)

જૈનાચાર્યને જૈનતીર્થોનું દાન—

ઇતિહાસ કહે છે કેઃ—

બા. અકબરે જૂલસી સન ૩૭, ઈલાહી સન ૩૭ ના "બીજા અરદીબેહસ્ત મહિના" ની બીજી ત્રીજી તારીખે, હીજરી સન ૧૦૦૦ ના ત્રીજા રવિઉલઅવલ મહિનાની તા. ૭ મીએ, ચત્રાદિ વિ. સં. ૧૬૪૯ ના વૈ. સુ. ૧૦, તા. ૧૨-૪-૧૫૯૨ ને રોજ, ફરમાનમાં જૂલસી સનનો ફરવરદીન મહિનાથી બીજો અરદીબેહસ્ત મહિનો બતાવ્યો છે. એ લેખે બીજા સંવતોના પણ બીજા બીજા મહિના લેવા જોઈએ તો જૂલસી ઈલાહી સન. ૩૭ અરદીબેહસ્ત મહીનાની તા. ત્રીજી, હીજરી સન ૧૦૦૦ના રજબ મહિનાની તા. ૭મી. ચૈત્રાદિ વિ સં. ૧૬૪૯ ગુજરાતી વિ સં. ૧૬૪૮ ના વૈ. સુ ૧૦ અને તા. ૧૨-૪-૧૫૯૨ ને રોજ શત્રુંજય, તારંગા, ગિરનાર, કેશરિયાજી, આબુ, રાજગૃહીની પાંચ પહાડીઓ તથા સમ્મેતશિખરજી તીર્થોને "શ્વેતામ્બર જૈન તીર્થો જાહેર કરી શ્વે.

જૈનોની માલીકીનાં હોવાનું બતાવી " જ. ગુ. આ. શ્રી વિજયહીરસૂરિને ભેટ આપ્યાં. (બા. અકબરનું ફરમાન ચોથું, જૈન ઇતિ. પ્ર. ૪૪ પૃ. ૧૧૯, ૧૨૦, પ્ર. ૪૦ પૃ. ૪૮૬)

આ ઇતિહાસ એમ કહે છે કે, સમ્રાટ્ અકબરે વિ. સં. ૧૬૪૯ માં જગદ્ગુરૂ આ. વિજયહીરસૂરિજીને સમેતશિખરજીનો પહાડ ભેટ આપ્યો હતો તેનું ફરમાન આ રીતે મળે છે.

શ્વેતામ્બર જૈનાચાર્ય હીરવિજયસૂરિજી તથા તેમના શિષ્યો જે પવિત્ર મનવાળા સાધુપુરુષો છે. તેઓના દર્શનથી મને ઘણો આનંદ થયો છે. તેઓની માગણી છે કે અમારાં તીર્થ સિદ્ધાચલજી, ગિરનારજી, તારંગાજી, કેશરીયાજી, આબુજી, રાજગૃહીના પાંચ પહાડો, સમેતશિખરજી વગેરે શ્વેતામ્બર તીર્થસ્થાનો છે. તેમાં તથા તેની આસપાસની ભૂમિમાં કોઈ જાતની હિંસા થાય નહિ એવો હુકમ કરવો જોઈએ. અમને આ માગણી વ્યાજબી લાગે છે. તપાસ કરતાં નક્કી થયું છે કે આ સ્થાનો શ્વે. જૈનોનાં છે. હું આ સૌ સ્થાનો શ્વેતામ્બર આચાર્ય હીરવિજયસૂરિને અર્પણ કરું છું કે તેઓ એ પવિત્ર સ્થળોમાં શાંતિથી ઉપાસના કરે. આ સ્થાનો શ્વે. સમાજનાં છે. તેઓની માલિકીવાળા છે જ્યાં સુધી સૂર્ય–ચંદ્ર તપે ત્યાં સુધી આ ફરમાન જૈન શ્વેતામ્બર સંઘ માટે અમર રહે આ ફરમાનના અમલમાં કોઈએ દખલ કરવી નહિ.

આ ફરમાનની મૂળ નકલ અમદાવાદમાં સમસ્ત શ્વેતામ્બર જૈન સંઘની પ્રતિનિધિ સંસ્થા "શેઠ આણંદજી કલ્યાણજી" ની પેઢી પાસે છે. (જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૨ જો ૩ જો પ્રક. ૪૦ પૃ. ૪૮૬ બા. અકબરનું ચોથું ફરમાન ઇતિ. પ્ર. ૪૪ પૃ. ૧૧૮, ૧૧૯, ૧૨૦).

અહીં ખાસ ધ્યાનમાં રાખવા લાયક વાત એ છે કે "સમેતશિખર તીર્થ શ્રી. શંકરાચાર્યજીના ધર્મશાસનકાળ હિંદુરાજાના રાજ્યકાળમાં જૈનો પાસેથી ઝુંટવી લેવાય છે. નષ્ટભ્રષ્ટ કરાય છે. જ્યારે ઇસ્લામના ધર્મશાસન કાળમાં જૈનોને પાછું અપાય છે સુરક્ષિત બનાવાય છે."

દિલ્હીના ૧૮ મા બાદશાહ અહમદશાહે પણ મુર્શિદાબાદના શેઠ મહતાબરાયને વિ. સં. ૧૮૦૫ જેઠ મહિનામાં "જગત્ શેઠનું પદ" આપ્યું હતું. અને વિ. સં. ૧૮૦૯ માં મધુવન, કોઠી, જયપારનાળું, આચિનનાળું, જલહરી કુંડ, પારસનાથ તળેટી વચ્ચેની ૩૦૧ વીઘા જમીન "પારસનાથ પહાડ" ભેટ આપ્યો હતો. (શ્યામાચરણ સરકાર તા. ૧૯–૩–૧૯૩૮ દિને કરેલ "પર્શીયન ફરમાન" ના ભાષાન્તરનો સાર).

(જૈન પરંપરાનો ઇતિ. પ્રક. ૪૪, પૃ. ૧૦૯ ૧૮૧ મો. બા. ફરમાન નં. ૨૯, ૩૦).

ત્યારબાદ બાદશાહ અબુ અલીખાન બહાદુરે બીજા આલમશાહે વિ. સં. ૧૮૧૨માં

"પાલગંજ પારસનાથ પહાડ" ને કર મુક્ત જાહેર કર્યો હતો. એટલે ત્યાં વેઠ, વેરો, લગત, જકાત મુંડલ વેરો, રખોપો વગેરે માફ કર્યા હતા. (જૈન ઇતિ. પૃ. ૧૮૧ મો. બા. ફરમાન નં. ૩૧ ના આધારે).

જગત્‌શેઠ મહતાબચંદની ભાવના હતી કે-સમ્મેતશિખર મહાતીર્થનો મોટો ઉદ્ધાર કરવો. મોટી પ્રતિષ્ઠા કરવી, આથી તેમણે પહેલેથી જ કરમુક્તિ જાહેર કરાવી હતી. હવે બે બાબતોનો ખાસ નિર્ણય કરવાનો હતો. તે આ પ્રમાણે-

(૧) કયા કયા તીર્થંકરોના નિર્વાણનો કયો કયો સ્તૂપ છે ? તે સ્પષ્ટ થાય અને ત્યાં ચરણપાદુકા ઉપર તે તે તીર્થંકરોનાં નામો લખાય.

(૨) દરેક સ્તૂપ ઉપર દેરીઓ બને.

પરંતુ આ કામ બે વ્યક્તિ જ કરી શકે તેમ હતું.

(૧) જગદ્‌ગુરુ પૂ આ. વિજયહીરસૂરિના **પટ્ટધર** કે જેની પાસે સમ્રાટ્ અકબરનું ફરમાન હોય.

(૨) જગતશેઠનો વંશજ કે જેને બા. અહમદશાહ તરફથી આ પહાડ ભેટ મળ્યો હોય.

એક શુભ ચોઘડીએ આ મેળ મળી ગયો. અને સમેતશિખર મહાતીર્થનો એકવીશમો ઉદ્ધાર થયો. (વીશ ઉદ્ધાર રાસ તથા ટૂંકોના ચિત્રોની હકીકતમાં આપેલ છે.)

એકવીશમો ઉદ્ધારઃ—

સમ્મેતશિખર રાસમાં ઉલ્લેખ છે કે જેસલમેરના **શેઠ સુગાલચંદે સંવેગી પં. દેવવિજયગણિના** ઉપદેશથી બાદશાહ આલમ ત્રીજા (તા. ૨૫-૧૨-૧૭૫૬ થી ૧૯-૧૧-૧૮૦૬ વિ. સં. ૧૮૧૬ થી ૧૮૬૩)ના સમયે અને વિ. સં. ૧૮૨૫ના મહા સુદિ ૫ ના દિવસે સમ્મેતશિખરનો તપગચ્છના આ. ભ. **શ્રી વિજયધર્મસૂરિના** હાથે ૨૧ મો ઉદ્ધાર કરાવ્યો. અને જિન પ્રતિમા, જિન ચરણો, જિનચરણચિન્હો વિગેરે સ્થાપ્યાં. તેમજ જળમંદિરમાં અને મધુવનમાં જિનાલયો બનાવ્યાં.

તપાગચ્છના પં. રૂપરુચિગણિના શિષ્ય પં દયારૂચિગણિએ ભ. વિજયધર્મસૂરિની આજ્ઞાથી અને પં. દેવવિજયના કહેવાથી સં. ૧૮૩૫ મ. સુ. ૫ ને રોજ શિવપુરીમાં (છીપરી-શિરોહીમાં) એકવીશેય ઉદ્ધારનો " સમ્મેતશિખર રાસ, ઢાળ ૨૧, ગ્રં. ૮૦૧ " બનાવ્યો. (જુઓ રાસની ઢાળ ૨૧ મી)

આ ઉદ્ધારમાં જે જે નામો છે તે સૌના ઇતિહાસ જૈન પરંપરાનો ઇતિહાસ (ભા. ૪, પ્રક૦ ૫૮-૫૯માં આપ્યા છે.

પૂ. આ. શ્રી **વિજયધર્મસૂરિ** મ ની ગુરુ પરંપરાઃ—

તપાગચ્છમાં અનુક્રમે (૫૮) જગદ્ગુરુ પૂ. ભ. શ્રી **વિજયહીરસૂરીશ્વરજી મ.** (૫૯) સવાઈ હીર પૂ. આ. વિજયસેનસૂરિ મ. (૬૦) મહાતપા આ વિજયદેવસૂરિ મ. (૬૧) શાંતમૂર્તિ પ્રભાવક આ. **વિજયસિંહસૂરિ મ.** (૬૨) શ્રી સંઘમાન્ય ભ. વિજયપ્રભસૂરિ મ. (૬૩) રાજમાન્ય ભ. વિજયરત્નસૂરિ મ. (૬૪) ભ શ્રી વિજયક્ષમાસૂરિ મ. (૬૫) ભ. શ્રી દયાસૂરિ મ. (૬૬) **ભ. શ્રી વિજયધર્મસૂરિ મ.** (૬૭) ભ. શ્રી વિજયજિનેન્દ્રસૂરિ મ. (૬૮) ભ. શ્રી વિજયદેવેન્દ્રસૂરિ મ. (૬૯) ભ. શ્રી વિજય ધરણેન્દ્રસૂરિ મ. (૭૦) અને ભ. વિજયરાજસૂરિ મ. (સં. ૧૯૪૯) થયા હતા (જૈન ઇતિ. પ્રક. ૫૮)

## ૬૬ ભ. વિજયધર્મસૂરિઃ—

મેવાડના રૂપનગરમાં શા. પ્રેમચંદ ઓસવાલની પત્ની પાટમદેવીની કુક્ષિએ **જન્મ** ૧૮૦૩ માં મા. સુદ ૫ માં ઉદયપુરમાં. **આચાર્યપદ** સં. ૧૮૦૯ માં કછોલીમાં. **ભટ્ટારકપદ** અને સં. ૧૮૪૧ માં મારવાડના બલુદ શહેરમાં **સ્વર્ગવાસ** થયો હતો. તેઓ સાત બિરૂદના ધારક હતા.

વિજયદેવસૂરિગચ્છના **ભ શ્રી વિજયધર્મસૂરિ** તથા વિજયાનન્દસૂરિગચ્છના **ભ. શ્રી વિજયલક્ષ્મીસૂરિ** એ બન્ને આચાર્યો જામનગર–નવાનગરમાં મળ્યા હતા. અને સાથે રહ્યા હતા. તેથી જૈન શાસનની ઘણી પ્રભાવના થઈ હતી તેમણે સં. ૧૮૨૨ જે. સુદ ૧૧ બુધવારે તારંગા તીર્થમાં કોટિશિલાની દેરીમાં ભ આદિનાથની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરી હતી. તેમણે સં. ૧૮૨૫ માં મહા સુ ૫ ને રોજ "શ્રી સમ્મેતશિખર તીર્થ"માં જગતશેઠ મહતાબચંદે તથા ખુશાલચંદે જીર્ણોદ્ધાર કરેલ જિનાલયોમાં ૨૦ તીર્થકરોની નિર્વાણભૂમિના ચોક્કસ સ્થાનો નક્કી કરાવી, તે તે સ્થાને ૨૦ તીર્થંકરોની ૨૦ પાદુકાઓની પ્રતિષ્ઠા કરી જળમંદિરમાં જિન પ્રતિમાઓ પધરાવી, તથા મધુવનમાં નવા જિન પ્રાસાદોમાં શામળીયા પાર્શ્વનાથજી વિગેરે જિનપ્રતિમાઓની અંજનશલાકા તથા પ્રતિષ્ઠા કરી હતી.

( સમ્મેતશિખર રાસ )

તેમના ઉપદેશથી કચ્છના વાગડ પ્રાંતમાં કુમતિનો કદાગ્રહ શમ્યો. અને સં. ૧૮૨૭ માં કચ્છનરેશે માંસ–મદિરાનો ત્યાગ કર્યો.

મેડતાના ભંડારી ભગવાનદાસે તેમનો નિર્વાણ મહોત્સવ કર્યો. અને બલુંદ શહેરમાં તેમની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરાવી હતી.

પં. દેવવિજયગણિ મહારાજની ગુરુપરંપરા :—

તપાગચ્છની શ્રમણ પરંપરામાં અનુક્રમે ૫૮ જગતગુરુ પૂ. આ. શ્રી વિજય હીરસૂરિ, (૫૯) મહો.કલ્યાણવિજય ગણિવર, (૬૦) મહો. લાભવિજયજી ગણિવર, (૬૧) પં. જિતવિજયજી ગણિ, (૬૨) પં. નયવિજયજી ગણિ. (૬૩) શ્રુતકેવલી મૂર્તિ મહો૦ યશોવિજયજી ગણિવર (૬૪) પંડિત ગુણવિજયજી ગણિ. (૬૫) પં. કેશરવિજયજી ગણિ (૬૬) પં. વિનીતવિજયજી ગણિ. (૬૭) પં. દેવવિજયજી ગણિ અને (૬૮) પં. ખુશાલવિજયજી ગણિ થયા હતા.

પં. દેવવિજય ગણિ પરિચય :—

તેઓ વિદ્વાન હતા. અમોઘ ઉપદેશ શક્તિવાળા હતા. તેમણે સં. ૧૭૯૭ માં આ. વ. અમાસને રોજ મહોપાધ્યાય યશોવિજયજી મ૦ ની "યોગ દૃષ્ટિની સજ્ઝાય" લખી હતી. સં. ૧૮૨૧ માં "અષ્ટ પ્રકારી પૂજા" બનાવી હતી. તેઓ સમ્મેતશિખરજીનો ઉદ્ધાર થાય તેવી ઈચ્છા ધરાવતા હતા. તેમના ઉપદેશથી જગતશેઠ ખુશાલચંદ શેઠ સુગાલચંદ વિગેરેએ મધુવનમાં ઘણા મહિના રહી, સમ્મેતશિખર ઉપર ઉદ્ધાર કરાવ્યો. નવી દેરીઓ બનાવી. જે જે સ્તૂપ હતા તેના મૂળ સ્થાનો નક્કી કરી, ૨૦ તીર્થંકરોની ચરણપાદુકાઓ પધરાવી હતી. તથા મધુવનમાં ૧૨, ૧૩, જિનાલયો બનાવ્યાં અને ભ૦ વિજયધર્મસૂરિ પાસે સં. ૧૮૨૫ મહા સુદિ ૫ પ્રતિષ્ઠા કરાવી હતી.

૬૮. પં. ખુશાલવિજયજી ગણિ :—

તે પરમ સંવેગી હતા. ઈતિહાસ પ્રેમી હતા. વિજયાનંદસૂરિ ગચ્છના એક વિદ્વાન મુનિવરે સં. ૧૮૦૬ માં સુરતમાં૦ ભટ્ટા. વિજયઋદ્ધિસૂરિ સ્વર્ગે ગયા ત્યાં સુધીની ગુજરાતી ભાષામાં ગદ્ય "વીર વંશાવલી" બનાવી હતી

ત્યારબાદ કવિબહાદૂર દીપવિજયજીએ સં. ૧૮૭૭ માં ભટ્ટા. વિજયજિનેન્દ્રસૂરિ અને ભ. વિજયસમુદ્રસૂરિની પાટ સુધીનો સુરતમાં "સોહમ કુલ પટ્ટાવલી રાસ (પદ્ય) બનાવ્યો. તેમણે તેમાં (૧) વિજયદેવસૂરિગચ્છ તથા (૨) વિજયાનંદસૂરિગચ્છ એ બન્ને શાખાઓની પટ્ટાવલી આપી હતી. આથી તેમણે બન્ને ગચ્છો, સાગરગચ્છ, વિજય રાજસૂરિ ગચ્છ (તપારત્ન શાખા), તપાગચ્છની લઘુપોસાલ, અને વડીપોસાલના ગીતાર્થોને રાસ વંચાવી, આ રાસમાં તે સૌનાં મત્તાં લીધાં હતાં (જૂઓ પટ્ટાવલી સમુચ્ચય ભા. ૨ જો).

પં દેવવિજય ગણિવરના શિષ્ય પં. ખુશાલવિજયજી ગણિનું પણ તેમાં મતું છે.

પછી તો પં. ખુશાલવિજય ગણિએ પણ ગુજરાતી ભાષામાં આ. વિજયદેવસૂરિ સંઘની ગદ્ય પટ્ટાવલીઓ બનાવી હતી.

તેમણે (૧) સં. ૧૮૭૯ શ્રા. વ. ૩ ના રોજ જાટવાડામાં ભ. વિજય જિનેન્દ્રસૂરિ

સુધીની અને (૨) પં. શ્રી સવાઈસાગરજીને ભણવા માટે સં. ૧૮૮૯ જેઠ વદ ૧૩ શુક્રવારે શિરોહી નગરમાં ભ. વિજયદેવેન્દ્રસૂરિ સુધીની એમ બે પટ્ટાવલીઓ બનાવી હતી. તેમણે બીજી પટ્ટાવલીમાં ઘણો જરૂરી ઈતિહાસ આપ્યો છે.

(જૈન. પરં. ઈતિ. ભા. ૪. પ્રક. ૫૮ પૃ. ૪૧૦)

સુરતના સં. તારાચંદે સં. ૧૮૨૧ મ. વ. ૨ ગુરૂવારે સુરતથી ગોડીજીનો છરી પાળતો યાત્રાસંઘ કાઢયો હતો. કવિ પં. ખુશાલવિજય ગણિ સુરતથી તેમાં સાથે હતા.

(જૈન. પરં. ઈતિ. પ્રક. ૫૭, ૫૮. પૃ. ૪૧૦)

**તપગચ્છની વિવિધ શાખાઓઃ—**

ઈતિહાસકાર પં. પ્રતિષ્ઠા સોમગણિજી સં. ૧૫૨૪ના સોમસૌભાગ્ય મહાકાવ્ય સર્ગ ૧૦ માં લખે છે કે આ. શ્રી સોમસુંદરસૂરિની આજ્ઞામાં તપગચ્છની સુંદર, કીર્તિ, રાજ, શેખર, નંદિ, સાગર, દેવ, મંડન, રત્ન, વિજય, જય, સમય, હંસ, વર્ધન, મૂર્તિ, ભૂષણ, વીર, ભદ્ર, ચંદ્ર, સિંહ, સેન, સોમ વિગેરે લગભગ ૫૦ થી વધુ શાખાઓના ૧૮૦૦ શ્રમણો હતા.

અહીં વિગેરે શબ્દથી સાધુ, વિજય, હર્ષ, કુલ મેરૂ સૌભાગ્ય કલશ, ચારિત્ર, શીલ, વિમલ, રુચિ, સાર, કુશલ, વિગેરે શાખાઓ સમજવી.

(જૈન. ઈતિ. પ્રક. ૫૦ પૃ. ૪૫૧)

**તપગચ્છની રુચિ શાખાઃ—**

આ. સોમદેવના શિષ્ય પં. સંયમ રૂચિગણિ સં. ૧૪૭૬માં થયા હતા

આ શાખાની એક પરંપરા આ પ્રમાણે મળે છે-

૫૮ જ. ગુ. આ. વિ. હીરસૂરિ.

૫૯ ભ. વિ. સેનસૂરિ.

૬૦ પં. હંસવિજય ગણિ.

૬૧ પં. મહાપંડિત વિજયકુશલ ગણિ.

૬૨ પં. ઉદયરુચિ ગણિ.

મેડતાથી નૈઋત્ય ખૂણામાં ૧૪ માઈલ દૂર કિષ્કિંધાનગર (કેકંદ) ગામ હતું. ત્યાંના શા. નાથાજી ઉછતવાલ ઓસવાલે સં. ૧૬૬૫ માં કેકંદમાં સલાટ ટોડર પાસે પોતાના ન્યાય સંપન્ન દ્રવ્યથી ભ. આદિનાથનો મોટો જિનપ્રાસાદ બનાવ્યો. તેમાં મોટો મંડપ તથા બે ચોકી બનાવી.

તપગચ્છના ભ૦ **વિજય દેવસૂરિ** ઓસવાલના ઉછતવાલ ગોત્રના શણગારહાર હતા. તેમની આજ્ઞાથી ઉ. **લબ્ધિસાગર** ગણિવર અને પં. **વિજયકુશલગણિ** વિગેરે

કાકંદ પધાર્યા. ઉ. લબ્ધિસાગર ગણિવરે શેઠ નાથાજીએ સં. ૧૬૬૫ માં કાકંદગામમાં બનાવેલ ભ. ઋષભદેવના જિનપ્રાસાદની પ્રતિષ્ઠા કરી હતી.

મહાપંડિત પં. વિજયકુશલ ગણિવરના શિષ્ય પં. ઉદયરૂચિગણિએ તેની પ્રશસ્તિ શ્લોક ૪૬ બનાવી પં. સહજસાગર ગણિવરના શિષ્ય પં. જયસાગરગણિએ તેને શિલા પર લખી. અને સલાટટોડરે તે પ્રશસ્તિને ખોદી હતી.

(શ્રી જિનવિજયજીનો પ્રાચિન જૈન લેખ સંગ્રહ ભા. ૨ લેખ નં. ૩૭૮)

(જૈન પરં. ઇતિ. પ્રક. ૩, ૬૦ શેઠ જગમલ ઉછતવાલનો વંશક પૃ. ૪૭).

આ તપગચ્છની રુચિશાખામાં વિક્રમની ૧૯ મી સદીમાં પં. રૂપરુચિ ગણિ અને તેમના શિષ્ય પં. દયારુચિ ગણિ થયા હતા.

**પં. દયારૂચિગણિ**:—તેમણે તપગચ્છનાભ વિજયધર્મસૂરિની આજ્ઞાથી પં. દેવવિજયગણિએ બતાવેલા વર્ણનના આધારે સં. ૧૮૩૫ મહા સુ. ૫ ને રોજ શિવપુરી કે શિપરીમાં સમ્મેતશિખર રાસ ઢાળ–૨૧ ગ્રં. ૮૦૧ બનાવ્યો હતો.

તપગચ્છની રુચિ પરંપરાના પં. દોલતરૂચિ ગણિ મગરવાડામાં મણિભદ્રવીરવાળી ગાદીએ હતા.

પં. માણેકરુચિગણિ હાલ ઈંદોરમાં વિદ્યમાન છે. (જૈન પરંપરાનો ઇતિહાસ પ્રક. ૫૯ ભ. વિજયસેનસૂરિની ૬ ઠ્ઠી શિષ્ય પરંપરા પૃ. ૪૬)

## ઉદ્ધારક કોણ?

કવિ પં. દયારુચિ ગણિ સમેતશિખર રાસમાં લખે છે કે–જેસલમેરના શેઠ મૂળચંદના પુત્ર શેઠ સુગાલચંદે સં. ૧૮૨૫ ના મહા સુ. ૫ ને દિવસે સમ્મેતશિખર તીર્થનો મોટો ઉદ્ધાર કરાવ્યો અને તપગચ્છના ભ૦ વિજય ધર્મસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. (જૂઓ ઢાળ ૨૦ ગાથા ૨૦)

પરંતુ સમેતશિખર ઉપર ભગવાન્ અજિતનાથની ચરણપાદુકા ઉપર લખેલ છે કે (સં. ૧૮૨૫ માં મહા સુદ ૫ ગુરુવારે) શા. ખુશાલચંદે અજિતનાથની ચરણપાદુકા કરાવી.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સમેતશિખરજીનો જીર્ણોદ્ધાર પણ શેઠ ખુશાલચંદે કરાવ્યો હોય. પણ રાસના ઉલ્લેખ પ્રમાણે શેઠ સુગાલચંદ શિખરજીના જીર્ણોદ્ધાર કરાવનાર છે. આ ગુંચનો ઉકેલ કરવા માટે જગત્શેઠની વંશાવળી ટૂંકમાં જણવી જરૂરની છે. તે આ પ્રમાણે—

જગતશેઠ-વંશ :—

વિક્રમની અઢારમી સદીના મધ્યકાળથી મુર્શિદાબાદમાં જગતશેઠનો વંશ શરૂ થયો. જેનો ટૂંકો ઇતિહાસ નીચે મુજબ છે.

(૧) શેઠ હીરાચંદ :—તે નાગોરનો વ્યાપારી હતો. શ્વેતામ્બર જૈન હતો. પટણા જઈ વસ્યો ત્યારે અંગ્રેજો પણ ત્યાં કોઠી નાંખી પડયા હતા ત્યારે પટણા કપાસ, સરસવ, એરંડા, નીલ, મીઠું વિગેરેનું વ્યાપારી શહેર હતું. શેઠને શરૂઆતમાં કાંઈ લાભ થયો નહિં. પણ તેને એક વૃદ્ધની સેવા કરવાથી તેની પાસેથી પુષ્કળ ધન મળ્યું. આથી શેઠે પટણામાં પેઢી ખોલી.

તેને ગોર્ધન, સદાનન્દ, રૂપચંદ, મલુકચંદ, અમીનચંદ, જ્ઞાનચંદ, માણેકચંદ એ ૭ (સાત) પુત્રો તથા ધનબાઈ પુત્રી હતી. શેઠે પુત્રો માટે ૭ પેઢીઓ સ્થાપી, ત્યાર પછી તે સ્વર્ગવાસી થયો.

(૨) શેઠ માણેકચંદ :—તે શેઠ હીરાચંદનો સાતમો પુત્ર હતો. બંગાળની ગાદી ગૌડ, ટાંડા, રાજમહેલ અને ઢાકામાં ફરી ફરીને મુર્શિદાબાદમાં આવી ઈસ્લામખાંએ સં. ૧૬૬૪ માં ઢાકામાં સ્થાપી હતી. પછી શાહજહાંનો પુત્ર સુજા, મીરજુમલા અને સાએતખાંએ પણ ફેરવી ફેરવીને ઢાકામાં સ્થાપી. એક બ્રાહ્મણનો પુત્ર પારસી પાસે દાસ તરીકે વેચાયો અને તે મુસલમાન બની મુર્શિદા કુલીજાફરખાં નામ રાખી ઔરંગઝેબના સમયે દીવાન બની હિંદમાં આવ્યો. ઈ. સ. ૧૭૦૧ (વિ. સં. ૧૭૫૭)માં બંગાળનો દીવાન બન્યો' તે અને શેઠ માણેકચંદ મિત્રો બન્યા. મુર્શિદ ઔરંગઝેબના પૌત્ર આજિમ ઓસમાન સુબાના કાવત્રામાંથી બચી મકસુદાબાદ જઈ રહ્યો. તેણે મકસુદાબાદનું મુર્શિદાબાદ નામ રાખ્યું. શેઠ માણેકચંદને પણ અહીં લાવી વસાવ્યો. શેઠે સં. ૧૭૫૯માં મહિમાપુરમાં કોઠી સ્થાપી. મુર્શિદખાં બંગાળનો દીવાન હતો. બંગાળ ઉડિસ્યાનો નાયબ નાઝીમ બન્યો. અને સમ્રાટ પાસેથી ખિતાબ મેળવી નવાબ બન્યો. તેણે શેઠ પાસે સં. ૧૭૬૨ માં મહિમાપુર પાસે ગંગાને કિનારે "ટંકશાળ" ખોલાવી, તેનો અધ્યક્ષ શેઠને બનાવ્યો. લંડન કંપની તથા ઇંગ્લિશ કંપનીએ આપસી વિરોધ છોડી, ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી. તેણે પણ કાશીમ બજારમાં પોતાનું જમાવવા પ્રયત્ન આરંભ્યો. મૂર્શિદખાને ૨૫ હજાર આપી, શેઠની ટંકશાળમાં પોતાની મુદ્રા ઢાળવા શરૂ કર્યું. અને સં. ૧૮૧૪ માં કલકત્તામાં પોતાની સ્વતંત્ર ટંકશાળ સ્થાપી. આ પરિસ્થિતિમાં શેઠની ટંકશાળ અને બીજી સકળ હિંદી ટંકશાળો બંધ પડી હતી. શેઠની ટંકશાળમાં ઈ. સ. ૧૭૨૮ માં ૩૦૪૧૦૩ રૂપૈયાની આવક થઈ હતી. મૂર્શિદખાં દર સાલ ૧૩૦૦૦૦૦૦ રૂપૈયા દિલ્હી મોકલતો હતો. શેઠે દિલ્હીમાં દુકાન રાખી હતી.

શેઠ હૂંડીયામણથી આ રકમ તથા જમીનદારોની રકમ સરલતાથી દિલ્હી મોકલાવતો હતો. આથી દિલ્હી અને મૂર્શિદાબાદ વચ્ચેનો સંબંધ મજબુત થયો. બાદશાહ ફરૂખશેઅર (ઈ. સ. ૧૭૧૩ થી ૧૭૧૯) મૂર્શિદખાં અને શેઠની ત્રિપુટીમાં પ્રેમ વધતો ગયો. બાદશાહ ફરૂખશિઅરે નવાબના આગ્રહથી વિ. સં. ૧૭૭૧ માં શેઠ માણેકચંદને શેઠની પદવી આપી મણિથી મઢેલી "શેઠ" અક્ષરો વાળી મહોર આપી ફરમાન લખી આપ્યું. આજથી જગતશેઠ વંશ ચાલ્યો. નવાબને શેઠ ઉપર ઘણો વિશ્વાસ હતો. તેણે તેને ત્યાં પોતાના પાંચ ક્રોડ રૂપૈયા રાખ્યા હતા. તે તેની સલાહ પ્રમાણે રાજ્યવ્યવસ્થા કરતો હતો. શેઠનો વિ. સં. ૧૭૭૮ માં સ્વર્ગવાસ થયો. તેને સંતાન ન હતું. તેનો સ્મૃતિસ્તંભ મહિમાપુરના મયાબાગમાં હતો. જે ગંગાના વહેણમાં નાશ પામ્યો છે.

(૩) જગતશેઠ ફતેહચંદ :—શેઠ માણેકચંદને કાંઈ સંતાન ન હતુ તેણે દિલ્હીની પેઢીમાં બનારસના શેઠ ઉદાચંદ અને પોતાની બ્હેન ધનબાઈના પુત્ર ફતેહચંદને મુનિમ તરીકે રાખ્યો હતો. તે બુદ્ધિમાન હતો. તે મામાને ખોળે આવ્યો. બાદશાહ ફરૂખશેઅરે મુનિમ ફતેહચંદ પાસેથી ઘણીવાર મોટી મોટી રકમની મદદ લીધી હતી. આથી તેણે શેઠ માણેકચંદને શેઠપદવી આપી હતી. અને બાદશાહ મહમ્મદે વિ. સં. ૧૭૭૯ અથવા ૧૭૮૧ માં શેઠ ફતેહચંદને જગત શેઠની મહોર આપી, અને ફરમાન લખી આપ્યું તથા શિરપાવ આપ્યો. બાદશાહ તેને નવાબ બનાવવા ચાહતો હતો. પણ જગતશેઠે તે પદ મૂર્શિદકુલીને જ યોગ્ય છે. એમ કહી નવાબ બનવા ઈન્કાર કર્યો હતો. આથી નવાબનો પ્રેમ શેઠ ઉપર વધ્યો. નવાબને બિહારનું પણ શાસન મળ્યું. મૂર્શિદકુલિમાં ઈ. સ. ૧૭૨૫ માં મરણ પામ્યો.

નવાબ સુજા :—દરસાલ દિલ્હી (૧।।) દોઢ ક્રોડ રૂપૈયા મોકલતો હતો. તેણે જગતશેઠ તથા તેનો પુત્ર રાયરાયાજી આલમચંદની સલાહથી જમીનદારો ખેડુતોને સુખી કર્યાં. આ સમયે જગતશેઠ "ધનકુબેર" મનાતો હતો. નવાબ સરફ઼ વિષયી લોભી હતો. પ્રજા પ્રિય ન હતો. તેના અંતઃપુરમાં દોઢ હજાર સ્ત્રીઓ હતી. આ નવાબ અને જગતશેઠ વચ્ચે મૈત્રી જામીજ નહિ. અલીવર્દીખાંએ નવાબ સરફ઼ને મારી નાંખ્યો. અલીવર્દીખાં મીઠો, પ્રજાપ્રેમી, અને જગતશેઠનો પરમ મિત્ર હતો. તે "બંગાળનો–અકબર" કહેવાતો હતો. આ સમયે બંગાળમાં આંતરવિગ્રહ ખૂબ ચાલ્યો. મરાઠા અને અફઘાનો પણ ચડી આવ્યા. મરાઠા સેનાપતિ ભાસ્કરપંતે બરદ્વાન બાળ્યું મૂર્શિદાબાદ લૂટ્યું. તેના મીરહબીબે મહિમાપુર લૂટ્યું. તેણે જગતશેઠની ગાદીમાંથી ૨ ક્રોડ એક સરખી આર્કૉટ મુદ્રાઓ લૂંટી હતી.

આ સમયે બંગાળમાં એવી લોકખ્યાતિ હતી કે "જગતશેઠ ધારે તો ગંગાનો પુલ માત્ર પોતાના રૂપૈયાથી જ બાંધી શકે. જ. શેઠ ફતેહચંદ વિ. સં. ૧૮૦૦ માં સ્વર્ગવાસી થયો. ત્યારે અલીવર્દીને ઘણું દુઃખ થયું.

શેઠ ફતેહચંદને (૧) આનંદચંદ (૨) મયાચંદ અને (૩) મહાચંદ. ૩ પુત્રો હતા. પણ તે ત્રણેય વિ. સં. ૧૮૦૦ પહેલાં સ્વર્ગવાસી થયા હતા.

(૪) **જગતશેઠ મહતાબચંદ** :—શેઠ મહતાબે દાદાનું સર્વકામ ઉપાડી લીધું. બાદશાહ અહમદ જુલૂસી સન–૧ જિલ્કાદ મહિનાની તા. ૨–૩ વિ. સં. ૧૮૦૫ વૈશાખ સુદીમાં શા. મહતાબચંદને શેઠ પદવી આપી ફરમાન લખી આપ્યું. તથા જુલૂસી સન ૧ જિલ્હજ્જ મહિનાની તા. ૨૭ મીને રોજ વિ. સં. ૧૮૦૫ અષાડ (ગુજરાતી જેઠ) વદિમાં શેઠ મહતાબચંદને જગતશેઠની પદવી આપી. મહોર આપી, શિરપાવ આપ્યો. ફરમાન લખી આપ્યું. સ્વરૂપચંદને મહારાજાની પદવી આપી. અને તે જ દિવસે સિરાજ ઉદ્દૌલ્લાને બંગાળનો નવાબ બનાવ્યો. પણ સિરાજનો કુટુંબ પરિવાર તેના વિરોધમાં હતા. તે નવાબ સિરાજ અંગ્રેજોનો કટર શત્રુ હતો. તે કલકત્તાના કિલ્લા અંગે અંગ્રેજો સાથે ઝઘડો ઉઠયા બાદ જૂના અમલદારો તથા જગતશેઠ ઉપર શંક્તિ રહેવા લાગ્યો. સૈયદસૌકતને નવાબની સનંદ મળતાં, સિરાજે જગતશેઠને દોષિત ઠરાવી, કેદમાં પૂર્યો. અને પછી છોડયો. લોર્ડકલાઈવે નવાબને સમ જાવવા પત્ર લખ્યો હતો. શેઠે તેને દેશાભિમાનવાળો ઉત્તર આપ્યો હતો.

ગર્વનરે મીરકાસીમને તા. ૪–૪–૧૬૭૩ ને રોજ પત્ર લખી જણાવ્યું હતું કે "જગતશેઠ"ને છોડી મૂકો.

જગતશેઠના માણસે કલકત્તા જઈ તા. ૯–૨–૧૭૫૭ને રોજ ઈ. ઈ. કંપની અને નવાબ વચ્ચે સંધી કરાવી. જેમાં કંપનીને જમીન ખરીદવી, ટંકશાળ ખોલવી, પોતાને સિક્કા પડાવવા વિગેરે હક્કો મળ્યા હતા.

આ રીતે કંપની અને નવાબ વચ્ચે મૈત્રી થઈ અને પછી તૂટી ગઈ. નવાબ શેઠને પજવતો હતો.

તે નવાબ **ચંચલ** સ્વભાવનો હતો. જગતશેઠના મહેલમાં **મીરઝાફર** ઘસીટા બેગમ, રાજા **રાજવલ્લભ**, રાજા **રામનારાયણ**, રાજા **મહેન્દ્ર**, રાજા **કૃષ્ણચંદ્ર** વિગેરે રાજા તથા જમીનદારોની એક ગુપ્ત મંત્રણા થઈ. જેમાં સૌએ પ્રથમ તો હિન્દુરાજા બનાવવાનો નિર્ણય કર્યો. પણ તે ઠરાવ ઉડી ગયો.

રાજા કૃષ્ણચંદ્રે "મીરઝાફરનેજ મદદ દેવી, જરૂર પડે તો કંપનીની પણ મદદ લેવી, પણ સિરાઝને હટાવવો જ, એવો જ ઠરાવ મૂકયો" સૌએ તે પાસ કર્યો–કલાઈવે આ જાણી યુદ્ધની તૈયારી કરી. **પ્લાસીનું યુદ્ધ થયું**. સિરાઝ ભાગી ગયો. તે દાનાશાહ નામનો ફકીર બન્યો, યુક્તિથી પકડાયો. મૂર્શિદાબાદમા કપાયો. ઈ. સં. ૧૭૫૭ માં ખેરસ બાગમાં દફનાયો આ ઘટના "જગતશેઠના કલંકરૂપે" લેખાય છે.

મીરઝાફર નવાબે ખજાનો ખાલી થવાથી અને ઈસ્ટઈન્ડિયા કુંપનીએ પોતાની ટંકશાળમાં લાભ ન થવાથી ધનની તંગીમાં જગતશેઠ પાસેથી લાખોની રકમ લીધી હતી. પછી તો તે નવાબ પણ જગતશેઠની તરફ વહેમની નજરે જોવા લાગ્યો. જગતશેઠ અને મહારાજા સરૂપચંદ હવે ધર્મારાધન કરવું એ ભાવથી **સમ્મેતશિખર તીર્થ**માં જઈ રહ્યા.

બાદશાહ અહમદશાહે વિ. સં. ૧૮૦૯ માં જગતશેઠ મહતાબચંદને સમ્મેતશિખર મધુવન કોઠી, જયપારનાલુ, પ્રાચીનનાલું, પારસનાથ તલાટી વચ્ચેની ૩૦૧ વીઘા જમીન વિગેરે પારસનાથ પહાડ ભેટ આપ્યો હતો. (જૂઓ જૈન. પરં. ઈતિ પ્ર. ૪૪ પૃ. ૫૦ ૧૮૧, ફ. ૩૦ મું )

જગતશેઠની ભાવના હતી કે સમ્મેતશિખર મહાતીર્થના મંદિરોનો જીર્ણોદ્ધાર કરવો. એવામાં તપાગચ્છના પં. **દેવવિજય ગણિ** સમ્મેતશિખરજી તીર્થની યાત્રાએ ત્યાં પધાર્યા. તેમના ઉપદેશથી જગતશેઠે આ મહાતીર્થનો મોટો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો. પોતાના ૭ પુત્રો તથા સકલ પરિવારને ત્યાં બોલાવ્યો. સૌની એકમતિથી મોટો ઉદ્ધાર કરવા તથા મધુવનમાં નવાં જિનાલયો બનાવવા નિર્ણય થયો. શેઠે આ કામ પોતાના **ચોથાપુત્ર** સુગાળચંદને સોંપ્યું. અને જીર્ણોદ્ધારનો આરંભ થયો.

બા. જહાંદરનો બીજો પુત્ર બાદશાહ આલમગીર (બીજો) જેનું બીજું નામ **અલીખાન** બહાદુર હતું. તેણે વિ. સં. ૧૮૧૨ પ્ર. જે. સુ ૧૨ થી સં. ૧૮૨૬ મહા સુદિ ૧૦ સુધી પાલગંજ પારસનાથ પહાડને **કરમુક્ત** જાહેર કર્યો. એટલે વેઠવેરો લગાન, જકાત, સુંડકાવેરો, રખોપો વિગેરે માફ કર્યો. (જૈન ઈતિ. પ્રક ૪૪ પૃ. ૧૦૯ ૧૮૧, ફ. ૩૧ મું. )

જગતશેઠ વિગેરે ઘણા મહિના સુધી ત્યાં રોકાયા હતા. પણ નવાબને વહેમ પડ્યો કે જગતશેઠ યાત્રાનું બાનું કરી બાદશાહ આલમને મળવા દિલ્હી ગયો છે. તે કદાચ મારા વિરૂદ્ધ કાવત્રું કરે.

નવાબે આ વહેમથી જગતશેઠને તાકીદે મૂર્શિદાબાદ બોલાવ્યો.

પણ બાદશાહને જ્યારે સાચી વાત જાણવામાં આવી ત્યારે તેનો વહેમ નીકળી ગયો.

નવાબ અને જગતશેઠ વચ્ચે ફરીવાર ગાઢ મૈત્રી બની. નવાબનો જમાઈ, **મીરકાસીમ** પણ જગતશેઠ સાથે મૈત્રી સંબંધથી જોડાયો હતો. **મીરકાસીમ** ઈસ્ટઈન્ડિયા કંપનીની મદદથી મીરઝાફરને હટાવી બંગાળનો નવાબ બન્યો.

હવે જગતશેઠે રાજકારણમાં ભાગ લેવાનું બંધ કર્યું. અને પોતાના ૭ પુત્રોને રાજખટપટથી અલગ રાખવા જુદા જુદા શહેરોમાં ૭ (સાત) પેટીઓ ખોલાવી, ત્યાં બેસાડ્યા. ઈસ્ટઈન્ડિયા કંપની અને નવાબ મીરકાસીમ વચ્ચે ગિગ્યિકમા યુદ્ધ થયું. તેમાં મીરકાસીમ હાર્યો.

આથી મીરકાસીમે ગુસ્સામાં આવી સંભ્રાન્ત જેવા કે જગતશેઠ, મહારાજા વિગેરેને મરાવી નંખાવ્યા. અને શેઠના ઘર, માલ, પેઢી વિગેરે લૂંટી લીધા. મીરકાસીમ પણ સૂજા સાથે યુદ્ધમાં હાર પામતાં **ફકીર** બની દિલ્હી ચાલ્યો ગયો. અને ત્યાંજ મરણ પામ્યો.

જ. શેઠ મહતાબરાયને (૧) **ખુશાલચંદ**, (૨) ગુલાબચંદ (૩) સમીરચંદ અને (૪) **સુખલાલ** એમ ચાર પુત્રો હતા. મહારાજા સ્વરૂપચંદને (૧) ઉદયચંદ (૨) અભયચંદ અને (૩) મીહીરચંદ એમ ત્રણ પુત્રો હતા. શેઠ સુખલાલનું બીજું નામ **સુગાળચંદ** પણ મળે છે. સંભવ છે કે કોઈ દુકાળ ઉતરી જતાં સુકાળમાં તેનો જન્મ થયો હોય ?

આ સમયે નવાબ સીરાઝ, મીરઝાફર કે મીરકાસીમ કે સૂજાના શાસનમાં સાહસી બાબુ મેઘરાજની તથા નવાબજાદીની રોમાંચક ઘટના બની હતી. (જૈન ઈતિ પ્રક. ૫૮, ૫૯)

**(૫) જગતશેઠ ખુશાલચંદ :—**

નવાબ મીરકાસીમે જગતશેઠનું ઘર તથા પેઢી લૂંટી લીધા હતા. આથી જગતશેઠનો પરિવાર મુશ્કેલીમા મુકાયો. બાળક **ખુશાલચંદ** તથા ઉદયચંદે હિંમત કરી નવી પેઢી સ્થાપી. પોતાના પરિવારનો વ્યવહાર નિભાવ્યો. સાથોસાથ તેઓએ જગતશેઠે સમ્મેતશિખરનાં ઉદ્ધારનું કામ શરૂ કર્યું હતું. તે કાર્યને પણ ચાલુ રાખ્યું. તેના ઘરમાં ગુપ્ત ધન હતું. તેની ખબર માત્ર શેઠ ખુશાલચંદને હતી. મીરઝાફર ફરીવાર બંગાળનો નવાબ બન્યો. પણ કોઢિયો થઈને ૭૪ વર્ષની ઉંમરે મરણ પામ્યો. નવાબ અને ઇસ્ટિઇન્ડિયા કંપનીએ જગતશેઠ પાસેથી જે રકમ લીધી હતી તે તેઓએ પાછી વાળી જ નહિ. જ્યારે રાજ્યની કૌંસીલે ઉલટામાં જગતશેઠ પાસે રાજ્યની મોટી રકમ લહેણી છે એમ જાહેર કર્યું. શેઠ ખુશાલચંદે જાહેર કર્યું કે આ રકમ ખોટી ઉભી કરવામાં આવી છે, માટે તે આપવાની નથી જ. **મીરકાસીમે** શેઠ મીહરચંદ અને ગોવાલચંદને પકડાવી મૂંગેરની જેલમાં કેદ કર્યા હતા. આથી ગવર્નર જનરલે નવાબ કાસીમને તા. ૪–૪–૧૬૬૩ ને રોજ પત્ર લખ્યો. તેમાં સૂચના કરી કે બન્ને શેઠોને છોડી દો. મીરકાસીમે તા. ૨૦–૫–૧૭૬૩ ને રોજ મૂંગેરથી ગવર્નર જનરલને મીઠો ઉત્તર આપ્યો. પરન્તુ પરિણામ શૂન્ય હતું. પછી શેઠ ખુશાલચંદે મીરકાસીમને મોટી રકમ આપી, બન્ને ભાઈઓને છોડાવ્યા હતા.

લૉર્ડ ક્લાઈવ ઈસ્ટઈન્ડિયા કંપની તરફથી ગવર્નર જનરલ બની ભારતમાં આવ્યો.

બાદશાહ આલમે (ત્રીજો) વિ. સં. ૧૮૨૨ તા. ૨૯–૪–૧૭૬૬ ને રોજ શેઠ ખુશાલચંદને જગતશેઠની પદવી અને શેઠ ઉદેચંદને મહારાજાની પદવી આપી, મહોર આપી, શિરપાવ આપ્યો; તથા ફરમાન લખી આપ્યું. (જૈન ઈતિ. પ્રક. ૪૪ પૃ. ૧૮૨ નો બા. મોગલ બાદશાહોનું ફરમાન નં. ૩૨)

બાદશાહે સેફ ઉદ્દોલ્લાને બંગાળનો નવાબ બનાવ્યો. તથા લૉર્ડ કલાઈવને બગાળના બે ગામની દીવાની આપી.

જગત્શેઠે તેને પત્ર લખી પોતાની પડતી દશાનો ચિતાર આપ્યો. કલાઈવે પ્રથમ તો તેને તુમાખી ભરેલો ઉત્તર વાળ્યો હતો. પણ પછી તેણે ૧૮ વર્ષના ખુશાલચંદને જ ઈસ્ટઈન્ડિયા કંપની વતી નવાબના **દીવાન** તરીકે નીમ્યો. (જૈન. ઇતિ. પ્ર ૪૪. પૃ.૧૮૭)

નવાબ **સેફ ઉદ્દોલ્લાએ** આ નાની ઉંમરના ખુશાલચંદે દીવાનની સલાહથી ઈ. સ. ૧૬૬૬ થી ૧૭૦૧ સુધી રાજ્યની વ્યવસ્થા કરી હતી. જગત્શેઠ ખુશાલચંદ, નવાબ અને ઈસ્ટઈન્ડિયા કંપની પાસેની લહેણી રકમ ન મળવાથી મુંઝાયો. અને તે કંપનીને શરણે ગયો. લૉર્ડ કલાઈવે તેને ઈસ્ટઇન્ડિયા કંપની તરફથી ૩ લાખનું વર્ષાસન બાંધી આપવા વાત જણાવી પણ શેઠે "પોતાને ૧૨ લાખનો વાર્ષિક ખર્ચ છે" એમ જણાવી તે વર્ષાસન લીધું નહિ

શેઠ ખુશાલચંદે સમ્મેતશિખરના ઉદ્ધારનું કામ ચાલુ રાખ્યું હતું. તેની ભાવના હતી કે ૨૦ તીર્થંકરોની જન્મભૂમિની પાકી જાણ મેળવી, પહાડની ટેકરીઓ ઉપર ત્યાં ત્યાં ૨૦ દેરીઓ બનાવવી. તેથી શેઠ ખુશાલચંદ અવારનવાર હાથી ઉપર બેસી મુર્શિદાબાદથી સમ્મેતશિખર જતો હતો. પણ તે કાંઈ નિર્ણય કરી શક્યો નહિં.

આથી તેણે **પં. દેવવિજયગણિના** બતાવ્યા પ્રમાણે "અટ્ઠમનું તપ" શરૂ કર્યું. અને **પદ્મ્માવતીદેવીનો** જાપ કર્યો. દેવીએ તેને સ્વપ્નમાં જણાવ્યું કે "પહાડ ઉપર જ્યાં જ્યાં કેશરનો સાથિઓ બન્યો હોય, ત્યાં ત્યાં તીર્થંકરોનું મૂળ નિર્વાણ સ્થાન બનાવવું. અને તેજ સ્થાનોમાં કુદરતે કેશરના સાથિયાની જે સંખ્યા હોય, તે સંખ્યાના આંક પ્રમાણેના તીર્થંકરોનું તે **નિર્વાણસ્થાન** જાણવું.

શેઠ ખુશાલચંદે આ દૈવી સંકેત મુજબ પહાડ ઉપર વીશ તીર્થંકરોનાં ૨૦ નિર્વાણ સ્થાનો નક્કી કર્યાં, ત્યાં ચોતરા બનાવ્યા. ત્યા ચરણપાદુકાઓ બનાવી. તથા ઉપર નાની નાની દેરીઓ બનાવી.

જલનું સ્થાન હતું ત્યાં પાસે જ **જળમંદિર** નામનો મોટો **જીનપ્રાસાદ** બનાવ્યો અને નવી જીનપ્રતિમાઓ બનાવી તેમાં બેસાડી.

જગત્શેઠ ખુશાલચંદ તથા તેના ભાઈ સુગાલચંદે બાદશાહ આલમ(ત્રિજા)ના રાજ્યમાં સેફ ઉદ્દોલાના નવાબી શાસનમાં વિ. સં. ૧૮૨૫ મહા સુદિ ૫ ને રોજ સમ્મેતશિખર ગીરીતીર્થમાં તપાગચ્છના (નં. ૬૬) ભટ્ટારક વિજયધર્મસૂરિ વિ. સં ૧૮૦૩ થી ૧૮૪૧) ના વરદહસ્તે મોટો જીર્ણોદ્ધાર કરી સર્વ દેરીઓની ચરણપાદુકાઓની જીનપ્રતિ

માઓની તે તે દેરીઓની જળમંદિર જીનપ્રાસાદની તથા મધુવનમાં **શામળિયા પાર્શ્વનાથ** વિગેરે જીન પ્રાસાદોની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રતિષ્ઠાવાળી જીન પાદુકાઓ તથા જીન પ્રતિમાઓ ઉપર ભ. વિજયધર્મસૂરિ તથા શેઠ ખુશાલચંદ અને શેઠ સુગાળચંદનાં નામો ખોદાયા હતા. (જૈન પરં. ઈતિ. પ્રક. ૫૮ + પૃ. ૫૯ )

સમ્મેતશિખરજી મહાતીર્થનો આ મોટો ઉદ્ધાર ૨૧ મો ગણાય છે પં. દયારુચિ ગણિએ સં. ૧૮૩૫ મ. સુ. ૫ ને રોજ શિવપુરી (શિરોહી-છાપરી)માં ભ. વિ. ધર્મ-સૂરિના આજ્ઞાથી પં. દેવવિજય ગણિએ બતાવેલ વર્ણન પ્રમાણે " શ્રી " સમ્મેતશિખર તીર્થ રાસ ( ઢાળ ૨૧, ગ્રં. ૮૦૧ ) બનાવ્યો.

શેઠ બંધુઓએ મધુવનમાં કોઠી બનાવી હતી. ધર્મશાળા બનાવી એક કિલ્લામાં સાત ભાઈઓના ૭ (સાત) જીન પ્રાસાદો બનાવી તેમાં શામળિયા પાર્શ્વનાથ વિગેરે જીનપ્રતિમાઓ પધરાવી હતી. કોઠીની બહાર સમ્મેતશિખરજી મહાતીર્થની સ્થાપના રૂપ **ભોમિયાજીનું મંદિર** બનાવ્યું.

રાસકાર પં. દયારુચિ ગણિ મધુવનને " સમ્મેતશિખરજીની ૨૧ મી ટૂંક " બતાવે છે.

શેઠ ખુશાલચંદે નિર્વાણભૂમિઓના ચોક્કસ સ્થાનોની ઘૂંચ મટાડી છે. જે તેઓની જૈન ઈતિહાસમાં સદા યાદ રહે તેવી અમર ધર્મભક્તિ છે.

આજે મહારાજા સ્વરૂપચંદની સં. ૧૮૭૩ ની પાષાણમૂર્તિ દિગમ્બર મંદિરમાં છે. તે પછીના જગતશેઠના વંશજોએ બનાવી હશે અને કોઈ અકસ્માત્ પ્રસંગે દિગમ્બર જૈનોના કબજામાં ગઈ હશે.

શેઠે તીર્થોનો વહીવટ શ્વે. જૈન સંઘને સોંપ્યો. આજે પણ આ તીર્થ શ્વેતામ્બર જૈનોના વહીવટમાં છે. શેઠે પહાડની ઈનામી જમીન પોતાના તાબામાં રાખી હતી જે ઈ. સ. ૧૭૯૦ પછી પાલગંજના રાજ્યમાં ભળી ગઈ હતી.

જ. શેઠ ખુશાલચંદે આ ઉપરાંત બીજાં પણ લોકોપયોગી શુભ કાર્યો કર્યા હતા તેણે પોતાની માતાની કે પત્નીની યાદમાં "૧૦૮ વાવો" ખોદાવી જગતશેઠની કોઠી પાસે મહિમાપુરમાં **ખુશાલબાગ** બનાવ્યો.

લોકોને સાધારણ ખ્યાલ હતો કે જગતશેઠનું કુટુંબ નિર્ધન છે. પણ માત્ર શેઠ ખુશાલચંદને ગુપ્તધનની ખબર હતી. તેણે તે ધન વાપરી આ શુભ કાર્યો કર્યાં હતા. તેણે પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો. તેણે પોતાના મરણ સુધી ગુપ્ત ધન બીજાને બતાવ્યું ન હતું.

લોર્ડ વોરન હેસ્ટીંગે જમીનદારોનો નવો બંદોબસ્ત કર્યો. આથી બંગાળના ઘણા સુખી કુટુંબો તારાજ બની ગયા. ઘણા ગરીબ કુટુંબો તવંગર બની ગયા. લોર્ડ વોરનહેસ્ટીંગની ભાવના હતી કે "જગતશેઠને વંશવારસાનો હક્ક કે કાંઈ આપવું. પણ તે અલ્હાબાદ જઈ પાછો મુર્શિદાબાદ આવ્યો. જગતશેઠ ખુશાલચંદ તે પહેલાં વિ. સં. ૧૮૪૦ માં સ્વર્ગવાસી થયા.

તેને એક પણ પુત્ર ન હતો. તેથી તેણે મરણ પહેલાં પોતાનો ગુપ્તભંડાર કોઈને બતાવ્યો નહિ. આથી તેના વારસદારો તે ગુપ્ત ધન પામ્યા નહિં.

જગતશેઠ ખુશાલચંદના મરણબાદ જગતશેઠનું કુટુંબ ધનથી અને ધર્મથી ઘસાયું. તેમજ મુર્શિદાબાદ નગર, નવાબવંશ અને વોરનહેસ્ટિંગ વિગેરે સૌનું ધીમે ધીમે પતન થયું.

(૬) જ. હરખચંદજીઃ—

તે શેઠ અમીચંદનો પુત્ર હતો બચપણથી જ જ. શેઠ ખુશાલચંદને ખોળે આવ્યો હતો. બ્રીટીશ ઇસ્ટ ઈન્ડિયા કંપનીએ દિલ્હી રાજ્યની લગામ હાથમાં આવતાં પદવીઓ આપવાનું પણ પોતાના હાથમાં લીધું.

ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ વિ. સં. ૧૮૪૦ માં સરકારને જણાવ્યા વિના શેઠ હરખચંદને ખિતાબ તથા જગતશેઠની પદવી આપી હતી. વોરન હેસ્ટિંગ પછી લોર્ડ કર્ણવાલીસ ગવર્નર જનરલ બની આવ્યો. તે વડી અદાલતને મુર્શિદાબાદથી હટાવી કલકત્તા લઈ ગયો. તેણે બંગાળના જમીનદારોનો નવો બંદોબસ્ત કર્યો. જમીનના હક્કો નક્કી કર્યા. તેણે શરૂઆતમા ૧૦ વર્ષ સુધી, પછી જીવન પર્યંત અને છેવટે વંશ વારસદારને જમીનના સર્વ હક્કો આપ્યા.

જ. શે હરખચંદ પાસે પારસનાથ પહાડની જે ઈનામી જમીન હતી તે આ બંદોબસ્તમાં પાલગંજના રાજ્યમાં દાખલ થઈ હતી જગતશેઠે તે તરફ ધ્યાન આપ્યું નહી. ( જૈન ઈતિ. પ્ર-૪૬ પૃ. ૧૮૯ )

જગતશેઠ હરખચંદને કાંઈ સંતાન ન હતું. તેણે પુત્રની કામનાથી વૈષ્ણવ ધર્મમાં પ્રવેશ કર્યો હતો. છતાં તેને પુત્ર થયો નહિં. તેના વંશજો કસોટીવાળું જૈન મંદિર અને કૃષ્ણમંદિરનાં દર્શન પૂજા કરતા હતા.

(૭) જગતશેઠ ઇન્દ્રચંદજીઃ—

જગતશેઠ ઈન્દ્રચંદજી અને વિષ્ણુચંદજી એ બે ભાઈઓ હતા. તેઓ મહીયારો

વચ્ચેથી જુદા પડયા. બ્રિટિશ સરકારે શેઠ ઈન્દ્રચંદજીને વિવાહ વખતે ખેલાત આપી અને પછી જગતશેઠની પદવી આપી હતી. આ છેલ્લા જગતશેઠ હતા.

તથા મહારાજા સ્વરૂપચંદજીના પુત્ર શેઠ ઉદારચંદને મહારાજાની પદવી આપી.

વૃદ્ધ વાણી એવી છે કે બ્રિટિશ સરકારે શેઠ ઈન્દ્રચંદને જગતશેઠની પદવી આપી ત્યારે એક અબજોપતિ મુસલમાન અમીરે બ્રિટિશ સરકારને વિનતિ કરી કે–મને જગતશેઠની પદવી આપો. ગવર્નર જનરલ શેઠ ઈન્દ્રચંદજીને ત્યાં ગયો ત્યારે શેઠ હરખચંદે તેને એક ઝવેરાતથી બનેલો પલંગ આપ્યો. જેને નીલમના ત્રણ પાયા હતા. ગવર્નર જનરલે અબજાધિપતિ મુસલમાનને ત્યાં જઈ તે પાયા બતાવી તેવો ચોથો પાયો માંગ્યો. મુસલમાન પોતાની સર્વ સંપત્તિ ખર્ચે તો પણ ચોથો પાયો લાવી શકે તેમ ન હતું. પછી શેઠ હરખચંદે ગવર્નર જનરલને ચોથો પાયો આપ્યો. આ જાણી અબજાધિપતિ મુસલમાન શરમાયો. અને મૌન બની રહ્યો. ગવર્નર જનરલે આવી ગર્ભ શ્રીમંતાઈ, ઉદારતા અને દાનવીરતાથી ખુશ થઈ શેઠ ઈન્દ્રચંદને જગતશેઠની પદવી આપી. બ્રિટિશ સરકારે ત્યારબાદ સૌને માટે જગતશેઠની પદવી આપવાનું બંધ કર્યું. એટલે જ ઈન્દ્રચંદ છેલ્લો જગતશેઠ હતો.

(૮) શેઠ ગોવિંદચંદઃ—

તે એકદમ નિર્ધન બની ગયો હતો. બ્રિટિશ સરકારે તેને વિ સં. ૧૮૮૦ માં દર મહિનાની રૂ. ૧૨૦૦ની આજીવિકા બાંધી આપી. તે વિ. સં. ૧૯૧૯માં મરણ પામ્યો. એટલે બ્રિટિશ સરકારે તેની પત્ની રાણી પ્રાણકુમારીને ૩૦૦ રૂપૈયાનો માસીક ખર્ચ બાંધી આપ્યો.

બ્રિટિશ સરકાર તરફથી જગતશેઠના વંશજોને આ છેલ્લું વર્ષાસન હતું.

(૯) શેઠ ગોપાલચંદજીઃ—(શેઠ ગુલાલચંદ)

બ્રિટિશ સરકારે આ સમયે જગતશેઠના વંશજોનું વર્ષાસન બંધ કર્યું પણ શેઠ ગુલાબચંદને રૂા. ૫૦૦૦) આપી નવો બંગલો કરાવી આપ્યો.

(૧૦) શેઠ ફતેહચંદઃ-ફિદેચંદ—

તે બન્ને શેઠ ગુલાબચંદના પુત્રો હતા. બંગાળી સન ૧૭૧૯ માં શ્રી નિખિલનાથ રાય B.L.M. એમણે "બંગાળી જગતશેઠ" પુસ્તક લખ્યું. ઉપેન્દ્રનાથ ભટ્ટાચાર્યે પ્રકાશિત કર્યું. બ્રિટિશ સરકારે તેને જપ્ત કર્યું. અમે શેઠ ફતેહચંદજી પાસેથી તે પુસ્તક વાંચવા લીધું હતું. તે પુસ્તકના આધારે અમે પ્રસ્તુત જગતશેઠ વંશનો ઇતિહાસ લખ્યો છે

(૧૧) શેઠ સૌભાગ્યચંદજી:—

તે શેઠ ફતેહચંદનો પુત્ર છે. આજે વિદ્યમાન છે.

ઉદ્ધારક બંધુઓ:—આ પ્રમાણે જગતશેઠના વંશના ઇતિહાસથી સ્પષ્ટ છે કે જગત્ શેઠ ખુશાલચંદ અને તેનો નાનો ભાઈ સુગનચંદ બન્ને જ સં. ૧૮૨૫ મહા સુ. ૫ ના સમ્મેતશિખર તીર્થનો મોટો ઉદ્ધાર કરનારા છે. શેઠ સુગનચંદ જેસલમેરની પેઢીએ રહેતો હતો અને તેણે જ પોતાની દેખરેખમાં ઉદ્ધારનું સમસ્ત કાર્ય કરેલ છે.

આથી ઉદ્ધારક કોણ એનો નિર્ણય કરવામાં કોઈ જાતનો વિભ્રમ રહેતો નથી. તે ભાઈઓએ જ મધુવનમાં કોઠી, જિનાલયો, કિલ્લો તથા ભોમિયાજીનું મંદિર વગેરે બનાવ્યાં છે.

રાસકાર પં. દયારુચિગણિ મધુવનને સમ્મેતશિખરજી તીર્થની એક ટ્ંક માને છે અને આ ઉદ્ધારને એકવીશમો મોટો ઉદ્ધાર બતાવે છે એ ખાસ નોંધપાત્ર ઘટના છે.

ચમત્કાર:—વિ. સં. ૧૮૨૫ માં સમ્મેતશિખર મહાતીર્થમાં ચરણસ્થાનો નક્કી થયાં, મોટી પ્રતિષ્ઠા થઈ અને ભોમિયાજીની સ્થાપના થઈ તે પહેલાં પણ આ તીર્થનું ઘણું મહત્વ હતું અને પછી તો આ મહાતીર્થનું મહાત્મ્ય ખૂબ જ વધવા લાગ્યું.

અહીં વિવિધ ચમત્કારી ઘટનાઓ બની છે. તેમાંની એક, બે ત્રણ, ચાર ઘટનાઓ અહીં આપું છું

પહેલી ઘટના.—સુરતના શેઠ કચરાકીકા પટણીએ સં. ૧૭૯૪ માં પરમ અધ્યાત્મી શ્રી દેવચંદજી મહારાજના ઉપદેશથી સમ્મેતશિખરજી મહાતીર્થનો યાત્રાસંઘ કાઢયો. તેણે અમદાવાદના શામળાની પોળના શેઠ લાલચંદના ૧૬ વર્ષના પુત્ર અને પૂ શ્રી દેવચંદજી મ.ના વિદ્યાર્થી પુંજાશાહને પૂ. શ્રી. દેવચંદજી મ.ની આજ્ઞાથી રસ્તામાં ધર્મવિધિ કરાવવા માટે સઘમાં સાથે લીધો. સંઘ સમ્મેતશિખર આવ્યો પાલગંજના રાજાએ સઘને સમ્મેતશિખર ઉપર ચઢવાની મના કરી ત્યારે ભોમીયાજી સંઘવી કીકા પટણીના બ્રહ્મચારી મુનિમ ખુશાલચંદના રૂપે બાલક પુંજાશાહને સ્વપ્નમાં આવ્યા. અને ભોમિયાજીએ પુંજાશાહના મુખેથી યાત્રાબંધની વાત જાણી, પુંજાશાહને નંદીશ્વર, સીમંધરસ્વામીનું સમવસરણ વિગેરેની યાત્રાઓ કરાવી અને સમ્મેતશિખરજીની યાત્રા ખુલ્લી મુકાવી. અને સંઘને યાત્રા કરાવી હતી. પુંજાશાહ ત્યારબાદ ઘણી યાત્રાઓ કરી પાછા આવી સુરત થઈ અમદાવાદ આવ્ય. તેણે પં. સત્યવિજયગણિની પરંપરાના શિષ્ય પં. જીનવિજયજી ગણિ પાસે સં. ૧૭૯૬ ના વૈ. સુ ૬ ને રોજ દીક્ષા લીધી. ગુરૂએ તેનું નામ મુનિ ઉત્તમવિજયજી રાખ્યું. જે પન્યાસ બની સં. ૧૮૨૭ મહા સુ.

૮ ના રોજ **અમદાવાદમાં સ્વર્ગે** ગયા હતા. (જુઓ પં. પદ્મવિજયજીએ સં. ૧૮૨૮ માં રચેલ પં. ઉત્તમવિજયજી ગણિરાસ)

(અધ્યાત્મજ્ઞાન પ્રચારક મંડળની જૈન ઈતિહાસિક રાસમાળા ભા. ૧.પૃ. ૧૫૪ થી ૧૭૧)

**બીજી ઘટના** :—અમારા ઉપદેશથી સં. ૧૯૮૯ ના વૈ. સુ. ૧૧ ને રોજ મેરઠ જિલ્લાના સરધના ગામમાં દશા અગ્રવાલનાં ૩૫ ઘરો શ્વે જૈન બન્યાં હતાં. આ સૌમાં શા. મુન્નાલાલજી સીંઘલ મુખ્ય હતો. તેણે દરેક ઘરોને સમજાવ્યા. અને અમારી સાથે જુદા જુદા ગામોમાં ફરી પોતાની જ્ઞાતિના લગભગ સાડા ત્રણ હજાર ભાઈબહેનોને શ્વે. જૈન બનાવ્યા હતાં. તે જૈન ધર્મનો અત્યંત રાગી હતો એકવાર સરધનાના દિ. જૈનોની સાથે "સમ્મેતશિખરજી" તીર્થની યાત્રાએ ગયો હતો.

તેને શ્વે. યાત્રાવિધિનું જ્ઞાન હતું નહિ. તેના સાથીદારો કરે તે મુજબ જ કરવાનું હતું. તે સહુ રાત્રે મધુવનમાં દિ. કોઠીમાં સૂઈ રહ્યા. સવારે વહેલા ઉઠી પહાડ પર ચડવા લાગ્યા. ચડવાના રસ્તે જ કોઈ ટટ્ટી ગયો હશે, તેમાં મુન્નાલાલનો પગ લપસ્યો. તે પડી ગયો. અને તેનાં શરીર તથાં કપડાં બગડયાં. સાથવાળાઓ તેને મૂકી આગળ વધી ગયા. શેઠ મુન્નાલાલજીને વિચાર થયો કે અશુચિ શરીરે, અશુદ્ધ કપડે યાત્રા કરાય નહિ. તો કયાંક સ્નાન કરી, પવિત્ર થઈ, ઉપર ચડું તો સારું ! તે પાણી માટે પહાડમાં પગદંડી રસ્તે ચાલવા લાગ્યો. તેને રસ્તામાં એક જટાધારી યોગી મળ્યો.

યોગીએ કહ્યુ મુન્ના (બેટા) આગળ જઈશ મા ! રસ્તામાં વાઘ બેઠો છે. આ પાસેના રસ્તે જા, ત્યાં તને પાણી મળશે. સ્નાન કરીને પછી ઉપર ચડજે.

મુન્નાલાલે જોયું કે સામે વાઘ બેઠો હતો તે યોગીના કહેવા મુજબ પાસેના રસ્તે ગયો. ત્યાં પાણીનો માયાવી ઝરો હતો. તેણે તેમાં સ્નાન કરી કપડાં ધોઈ શુદ્ધ થઈ યાત્રાએ જવાનો નિર્ણય કર્યો.

યોગી બોલ્યો—મુન્ના આગળ ચાલ હુ પાછળ પાછળ આવું છું. મુન્નાલાલ પગદંડીએ આગળ ચાલ્યો તો પહાડની ઉપર જવાની સડકે આવી ઉભો રહ્યો. તેના સાથીદારો નીચેથી તેજ રસ્તે આવી રહ્યા હતા. મુન્નાલાલે પાછળ જોયુ તો યોગી દેખાયો નહિં.

**ત્રીજી ઘટના**:—સં. ૨૦૧૭ મ૦ વ. ૭ ના રોજ આ. શ્રી માણેકયસાગરસૂરિએ છેલ્લા (બાવીશમા) મોટા ઉદ્ધારની પ્રતિષ્ઠા કરી. તેના આગલા દિવસે-રાત્રે પહાડ ઉપર ભયંકર વાવાઝોડું, વરસાદ અને તોફાન હતાં પણ પ્રતિષ્ઠાના દિવસે બધુંય શાન્ત થઈ ગયું. અને તેમણે તે સો સ્થાનોની પ્રતિષ્ઠા કરી.

**ચોથી ઘટના**—સમ્મેતશિખરના પહાડમાં વાઘ, રીંછ, વરૂ, શિયાળ, સાપ વિગેરે

મોટી સંખ્યામાં રહે છે. પરંતુ ખુબીની વાત છે કે તે કોઈપણ યાત્રાળુને નુકશાન કરતાં નથી. સમ્મેતશિખરજીમાં આવી આવી ઘણી ચમત્કારી ઘટનાઓ બનતી હશે યાત્રિકો પોતપોતાનો અનુભવ જાહેરમાં મૂકશે તે જ તે સહુને જાણવામાં આવશે.

ટૂંકમાં આ મહાતીર્થ જેમ કલ્યાણકક્ષેત્ર છે, સિદ્ધક્ષેત્ર છે તેમ ચમત્કારી ક્ષેત્ર પણ છે.

**નાના નાના સમારકામ :**—સમ્મેતશિખરનો પહાડ જૈનોને ફરીવાર મળ્યો. તેનો મોટો ઉદ્ધાર પણ થયો. એટલે ત્યાં ઘણા જૈન સંઘો યાત્રાએ આવતા હતા. પણ ટૂંકો ઉપર સ્તૂપોની દેરીઓ ખુલ્લી જમીનમાં હોઈ તેને સખત ઠંડી, અસહ્ય ગરમી, ભયંકર વાવાઝોડું અને ધોધમાર વરસાદની મોટી મુશ્કેલી હતી.

ત્યાં વાંદરાઓનું નિરંકુશ સ્વતંત્ર કપિરાજ્ય છે. વાંદરાઓ દેરીઓમાં આવી આરામ કરે છે અને ફુરસદ મળે કે "મહેનત કરો અને ખાઓ" એ ન્યાયે ચરણ પાદુકાઓને ઉખેડી નાખવા મહેનત કરે અને થોડા દિવસોમાં તો ચરણપાદુકાઓ ઉખાડી દૂર હઠાવી દે. આવા સંજોગોમાં ઘણી દેરીઓની ચરણપાદુકાઓ ખસી ગઈ હતી એટલે હવે નવા જીર્ણોદ્ધારની ઘણી આવશ્યકતા હતી

આથી મુર્શિદાબાદ, કલકત્તા, અમદાવાદ તથા અજીમગંજ વિગેરેના જૈનોએ તૂટી ગયેલી દેરીઓનો જીર્ણોદ્ધાર કરી તેમાં સં. ૧૯૨૫ સં. ૧૯૩૧ થી સં. ૧૯૩૩ સુધીમાં વિજયગચ્છના ભ. જિનશાન્તિસાગરસૂરિજી ખરતરગચ્છના ભ. જિનહંસસૂરિજી તથા ભ. જિનચંદ્રસૂરિજી વિગેરેના હાથે ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. આ જીર્ણોદ્ધારમાં શ્વે. જૈન સંઘે સમ્મેતશિખર મહાતીર્થમાં ભ. ઋષભદેવ, ભ. વાસુપૂજ્ય સ્વામિ, ભ નેમિનાથજી તથા ભ, મહાવીર સ્વામીની અને (૧) ઋષભ (૨) ચંદ્રાનન (૩) વારિષેણ તથા (૪) વર્ધમાન એ ચાર શાશ્વતા તીર્થંકરોની નવી દેરીઓ બનાવી સં. ૧૯૪૨ થી ૧૯૪૯ સુધીમાં તપગચ્છના ભ. વિજયરાજસૂરિ. ખરતરગચ્છના ભ. જિનહંસસૂરિ, ભટ્ટારક જિનચંદ્રસૂરિ તથા ખરતરગચ્છના મુનિ શ્રી હિતવલ્લભજીના હાથે તે દેરીઓ અને જિન ચરણો વિગેરેની પ્રતિષ્ઠા કરાવી હતી

તથા મધુવનમા પણ બીજાં નવાં જિનાલયો વધારી તેમાં પણ જિન પ્રતિમાઓ જિન ચરણો વગેરેની પ્રતિષ્ઠા કરાવી હતી. એકંદરે મધુવનમાં શ્વે. જૈન કોઠીના કિલ્લામાં (૧ ૨. ૩) ભગવાન, પાર્શ્વનાથજી, (૪) વીશતીર્થંકરોની ચરણપાદુકા (૫) શુભ ગણધરની પ્રતિમા (૬) ગોડી પાર્શ્વનાથ તથા સંભવનાથ (૭) મુખ્ય મંદિરમાં શામળીયા પાર્શ્વનાથ. (૮) પાર્શ્વનાથ તથા ચૌમુખ પાર્શ્વનાથ (૯) ચંદ્રપ્રભુ અને (૧૦) સુપાર્શ્વ-નાથના જિનપ્રાસાદો બન્યા હતા

બહારના ભાગમાં (૧૧) ગણધર શ્રી સુધર્માસ્વામી અને (૧૨) ભોમીયાજીનું મંદિર વિગેરે શ્વે. જૈન મંદિરો બન્યાં હતાં. અને જૂના મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

વિ. સં. ૧૯૬૪માં અંગ્રેજ વોરનહેસ્ટિંગે સમ્મેતશિખરના પહાડ ઉપર ડાક બંગલો બનાવવાનું નક્કી કર્યું હતું. ત્યારે આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરિજીએ મુંબઈની વ્યાખ્યાન સભામાં તેનો જાહેર વિરોધ કર્યો હતો.

**શિખરજી તીર્થના પહાડનું વેચાણ :—**

૧. વોરન હેસ્ટીંગે **ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું** શાસન સ્થાપ્યું. ઈ. સં. ૧૭૮૪ સં. ૧૬૩૦માં સ્વયં પદવી દેવાનો પ્રારંભ કર્યો. તથા શેઠ હરખચંદને જગતશેઠનું પદ આપ્યું.

૨. ઈ. સ ૧૮૫૭માં હિંદુસ્તાનમાં મોટો બળવો ફાટી નિકળ્યો. ત્યારે અને ૧૮૫૬ થી ૧૮૫૮ સુધી અહીં **લોર્ડકેનીંગ** ગર્વનર જનરલ હતો. લંડનની બ્રિટિશ પાર્લામેન્ટે ભારતનું શાસન ઇસ્ટઇન્ડિયા કંપની પાસેથી પોતાના હાથમાં લીધું. અને **લોર્ડકેનીંગ** ને હિંદનો **વાયસરોય** નીમી ઈ સં. ૧૮૫૭થી ૧૮૬૨ સુધી અહીં રાખ્યો. ત્યારપછી બ્રિટિશ સરકારે એક પછી એક નવા નવા ગર્વનર મોકલ્યા હતા. જગતુશેઠની પાસે પારસનાથ પહાડની ભેટ જમીન હતી. પણ જગતુશેઠના વંશજો શેઠ હરખચંદ વિગેરે તેની સારસંભાળ લેતા ન હતા. આથી જ–

૩. ગર્વનર જનરલ લોર્ડ કાર્ણવાલીસ (ઈ. સ. ૧૭૮૫ થી ૧૭૯૩) ના સમયે જમીનદારોની જમીન વ્યવસ્થિત કરી, ત્યારે જમીન આંકણીમાં જગતુશેઠની ઈનાગી જમીન **પાર્શ્વનાથ પહાડ પાલગંજના** રાજ્યમાં દાખલ થઈ ગઈ હતી.

લોર્ડ મિન્ટો (ઈ. સં. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીના વખતમાં પાલગંજના રાજાને અવિચારી ખરચના કારણે ધનની તંગી પડી, તેને વિચાર થયો કે "પારસનાથ પહાડને ગિરવે પટ્ટે કે વેચાણથી આપી દઉં તો મને ધન મળે." આ પહાડ જૈનો લેશે અને મને પણ ઇચ્છામુજબ ધન મળશે ×

૪. શેઠ બદ્રીદાસજી મુકીમ કલકત્તાવાળાએ પાલગંજના રાજાની આ મનોભાવના જાણી અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને આ પહાડ ખરીદી લેવા લખ્યું. સાથેસાથ જણાવ્યું કે તમો પહાડની માગણી કરો. પછી હું આ માટે સક્રિય પ્રયત્ન કરીશ.

ત્યારે શ્વે. જૈન સંઘની પ્રતિનિધિ સંસ્થા "આણંદજી કલ્યાણજી"ની પેઢી અમદાવાદમાં હતી. તેના **પ્રમુખ શેઠ કસ્તુરભાઈ મણીભાઈ હતા.** તેમણે તુરત જ પાલંગજ રાજાપાસે પહાડ ખરીદી લેવાની માગણી મૂકી. (આ. ક. માટે જૂઓ જૈન ઇ. પ્રક. ૪૪, પૃ ૨૫૬ થી ૨૬૦.)

---

**શ્રી શિખરજી પહાડ વેચાણ અંગે કંઈક**

× શિખરજીનો પહાડ વેચાણ લેવા અંગે શ્રી આગમોદ્ધારકની શ્રુતઉપાસના પણ વાંચવા મારી ભલામણ છે. કારણ કે તે વખતની મુંબઈ વાસીઓ અને ગુરુદેવશ્રીનાં મુખની વાત છે કે શ્રી શિખરજીનો પહાડ વેચાતિ લેવામાં અથાગ પ્રયત્ન આગમોદ્ધારકશ્રીનો છે.

લિ. ઉપસંપદા પ્રાપ્ત શિશુ કંચનવિજય.

આ માગણી થતાં સરકારી તંત્રમાં આ વેચાણ અંગે સર્વજાતની તપાસ ચાલુ થઈ. તે આ પ્રમાણે (૧) બા. અકબરે વિ. સં. ૧૬૪૯ માં શ્વે. જૈન. જ. ગુ. આ. વિજય હીરસૂરિને આ પહાડ ભેટ આપ્યો હતો. (૨) બા. અહમદે વિ. સં. ૧૮૦૯ શ્વે. જૈન જગતશેઠ મહેતાબચંદને આ પહાડ ભેટ આપ્યો હતો. (૩) બાદશાહ આલમ (ત્રીજો) ના શાસનમાં વિ. સં. ૧૮૨૫ માં અહીં જગતશેઠ ખુશાલચંદે શ્વે. જૈનોનાં ધર્મસ્થાનો બનાવ્યાં હતાં. (૪) સમ્મેતશિખર તીર્થનો વહીવટ આજ સુધી શ્વે. જૈનોના હાથમાં હતો.

રાજ્યના દફતરના આ ઐતિહાસિક આધારો શ્વેતામ્બર જૈનો જ સમ્મેતશિખર પહાડને ખરીદવા હક્કદાર છે એમ પૂરવાર કરતા હતા.

આથી સરકારી તંત્રમાં નિચે પ્રમાણે નિર્ણયો થયા.

(૧) બોર્ડ ઓફ રેવન્યુના સેક્રેટરી મી. એચ બ્રીસકોએ તા. ૧૪-૫-૧૯૧૭ ના રોજ સરકારને ભલામણ કરી કે "સમ્મેતશિખર પહાડ શ્વે. જૈનો સિવાય બીજા કોઈને આપી શકાય નહિં."

(૨) બિહાર, ઓરિસા, ગવર્નરના સેક્રેટરી મી. એમ. કુપલેન્ડ આઈ. સી. એસ. બોર્ડ ઓફ રેવન્યુને ભલામણ કરી કે "બ્રીસ્કોએ તા. ૧૪-૫-૧૯૧૭ ને રોજ જે ભલામણ કરી છે તે બરાબર છે."

(૩) પાલગંજના રાજાએ તા. ૯-૩-૧૯૧૮ ને રોજ અમદાવાદની શેઠ આણંદજી-કલ્યાણજીની પેઢીના પ્રમુખ શેઠ કસ્તુરભાઈ મણીભાઈને પારસનાથનો પહાડ બે લાખ બેતાલીશ હજાર (૨૪૨૦૦૦) રૂપિયામાં વેચ્યો. અને નગરશેઠે તેને વેચાતો લીધો.

(૪) બોર્ડ ઓફ રેવન્યુએ તા. ૧૬-૩-૧૯૧૮ને રોજ પહાડના વેચાણને કબૂલ કરતો ઠરાવ કર્યો કે—"પાલગંજના રાજાએ સમ્મેતશિખરનો પહાડ શ્વે. જૈનોને વેચ્યો તે બરાબર છે."

અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ વિગેરે જૈનોએ સમસ્ત જૈન તીર્થોના વહીવટ માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી સ્થાપી હતી. (જુઓ જૈન ઇતિહાસ પ્રક. ૪૪ પૃ. ૨૫૬ થી ૨૬૦)

પૂ. મૂલચંદજી ગણિવરના સદુપદેશથી અને અમદાવાદમાં બિરાજમાન સહુ ગીતાર્થ મુનિવરોની સમ્મતિથી શેઠ પ્રેમાભાઈએ આમંત્રણ પત્ર મોકલી ભારતના શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘને અમદાવાદ બોલાવ્યો હતો.

તેમાં ભારતના નાના મોટા આશરે ૧૦૩ શહેર ગામોના પ્રતિનિધિઓ આવ્યા હતા. આ શ્વે. જૈન સંઘ સમેલને વિ. સં. ૧૯૩૬ ભા. વ ૧. તા. ૧૯-૯-૧૮૮૦ ને રોજ સવારે ૧૧ વાગે અમદાવાદમાં નગરશેઠના વંડામાં નગરશેઠ પ્રેમાભાઈ હેમાભાઈના-પ્રમુખપદે સર્વાનુમતે લોકશાસનની પદ્ધતિએ અમદાવાદમાં શેઠ આણંદજી કલ્યાણજીની

પેઢીની સ્થાપના કરી હતી. અત્યાર સુધીના તેના દરેક કામોને વહાલી અને ૮ સ્થાનિક પ્રતિનિધિઓ બનાવી તેઓને પૂરી સત્તા આપી વ્યવસ્થાના ધોરણ રૂપે ૮ ઠરાવો કર્યા. (જૈન પરં. ઇતિ. ભા. ૪. પ્રક. ૭૨. પૃ. ૮)

ત્યારબાદ લગભગ ૩૨ વર્ષે શેઠ કસ્તુરભાઈ મણીભાઇના તા. ૫–૧૧–૧૯૧૨ ના આમંત્રણથી અમદાવાદમાં ફરીવાર શ્વેતામ્બર જૈન સંઘ એકઠો થયો. જેમાં ભારતના વિવિધ પ્રદેશના જૈનો આવ્યા હતા.

તે જૈન સંઘના સંમેલનને વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨ ડીસેમ્બરની તા. ૨૮, ૨૯, ૩૦ ને રોજ અમદાવાદમાં નગરશેઠના વંડામાં શેઠ પ્રેમાભાઈના મકાનમાં **શેઠ કસ્તુરભાઈ મણીભાઈના પ્રમુખપદે** જાહેર સમ્મેલન સભામાં ૧૯ ઠરાવો પસાર કરી આ. ક. ની પેઢીના બંધારણને વ્યવસ્થિત રૂપ આપ્યું હતું.

તેમાં તા. ૨૯–૧૨–૧૯૧૨ વિ. સં ૧૯૬૮ ફા. વ. ૯ મંગળવારના રોજ થયેલ ઠરાવ નં. ૧૧ મો સમ્મેતશિખર તીર્થના વેચાણ બાબતનો હતો. તે આ પ્રમાણે.

શેઠ બાલાભાઈ દલસુખરામ કપડવંજવાળાએ નિચેનો ઠરાવ રજૂ કર્યો.

**ઠરાવ–૧૧**

તારીખ ૧૨ માર્ચ સને ૧૯૧૨ સં. ૧૯૬૮ના ફાગણ વદ ૯ મંગળવારના રોજ સ્થાનિક પ્રતિનિધિઓની મળેલી મીટીંગમાં "શ્રી સમ્મેતશિખરજી" બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ થયો છે.

"રાય સાહેબ બદ્રીદાસજી બહાદુર કલકત્તાથી અત્રે પધારેલા છે. અને તેમણે મહા પ્રયત્ને શિખરજીના તીર્થ માટે પ્રયાસ કર્યો તે હકીકત શેઠ વલ્લભજીભાઈ હીરજીભાઇએ રાયસાહેબની વતી અત્રે નીચે પ્રમાણે જાહેર કરી કે–

પાલગંજના રાજાના શિખરજી ઉપરના તમામ હકનું કાયમનું બીઝ લેવા માટે રૂા. ૨૪૨૦૦૦ (બે લાખ બેતાલીસ હજાર) એકવાર રોકડા આપવા. તથા દર વર્ષે રૂા. ૪૦૦૦ (ચાર હજાર) આપવા એવી ગોઠવણ થઈ છે. અને તેમાં જે રૂા. ૧૫૦૦, (પંદરસો) શ્રી શિખરજીના કારખાના તરફથી મળે છે. તે લેવાના તથા પાલગંજના રાજાના હક્ક તરીકે ડુંગરની જે ઉપજ આવશે તે પણ આપણે લેવાની એમ જાહેર કર્યું. અને આ સંબંધે ગવર્મેન્ટમાં મંજૂરી માટે માંગણી કરી છે તે માંગણી મંજૂર થયેથી ઉપરની રકમ તથા તે સિવાય વકીલ વિગેરે બીજા ખર્ચ માટે જરૂર પડતાં રૂા. ૧૫૦૦૦ સુધી જરૂર પડે તેમ છે. આ હકીકત ઉપરથી શ્રી. માણેકલાલ ઘેલાભાઇએ દરખાસ્ત કરી, તથા મી. અંબાલાલ બાપુભાઇએ ટેકો આપ્યો, કે આ કામ ઘણું જ સારું છે. અને ઉપર જે રકમ જણાવી છે તે રકમ શેઠ આણંદજી કલ્યાણજીએ સમ્મેતશિખરજીના તીર્થ ખાતે લખીને આપવી. અને તે બાબત જે જરૂર પડે અને યોગ્ય લાગે તે સર્વ કરવા વહીવટ કરનાર પ્રતિનિધિઓને સત્તા આપવી. અને આ કામ બદલ રાય બદ્રીદાસજી બહાદૂરને ધન્યવાદ આપવો."

ઉપર પ્રમાણે સ્થાનિક પ્રતિનિધિઓની મીટીંગમાં ઠરાવ થયેલ છે. તે મંજૂર કરવામાં આવે છે. અને ઠરાવવામાં આવે છે કે તે ઠરાવમાં જણાવેલી શરતોમાં અથવા રકમમાં કાંઈ ઓછું વધતું કરવાનું અગર ફેરફાર કરવાનું વહીવટ કરનાર પ્રતિનિધિઓને યોગ્ય લાગે તેમ પણ કરવાની તેમને સંપૂર્ણ સત્તા આપવામાં આવે છે.

સદરહુ ઠરાવને વીજાપુરવાલા શાહ મગનલાલ કંકુચંદે કેટે (ટેકો) આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

આ રીતે શિખરજીનો પહાડ જગતશેઠને ઈનામ તરીકે મળેલો હતો. તેના દુર્લક્ષ્યથી પાલગંજના રાજાના કબ્જામાં ગયેલો, તે ફરીથી શ્વે. જૈન સંઘના હાથમાં આવ્યો.

શેઠ બદ્રીદાસજી મુકીમ કલકત્તાના પ્રસિદ્ધ ધનાઢ્ય હતા. શ્વે. જૈન હતા. વાયસરોયના ઝવેરી હતા. તેમણે આ કામમાં આ. ક. ની પેઢીને ખૂબ મદદ આપી હતી.

તેમણે કલકત્તામાં શામબજાર સ્ટ્રીટમાં ભ. શીતલનાથનું મંદિર બનાવ્યું હતું. તેમાં નીચેથી ઉપર સુધી કાચ લગાવ્યા છે. આથી તે મંદિર "કાચનું મંદિર" તરીકે પ્રસિદ્ધ છે—દર્શનીય સ્થાન છે. જગતભરના મુસાફરો આ સ્થાનને જોવા માટે ખાસ આવે છે.

હિંદમાં કલકતા અને કાનપુરમાં શ્વે. જૈનોનાં ખાસ કાચના રમણિય બે મંદિરો છે. તથા સી. પી. માં રાજનાંદગાવ દક્ષિણ (મહારાષ્ટ્ર) માં પુના પાસે ખીડકી ગામમાં અને અમદાવાદમાં શામળાની પોળમાં ભ. શ્રેયાંસનાથનું મંદિર તેમજ અમદાવાદના દેવસાના પાડામાં ભગત કેશવલાલનું ઘરદેરાસર તે પણ કાચના મંદિરો છે.

**સમારકામ:**—વાંદરાના વંશજોની જ્ઞાતિ એમ માનતી હશે કે-જૈનો ધનાઢ્ય છે. તે ધર્મસ્થાનોમાં ઘણું ધન ખર્ચે છે. તો તેઓની પાસે ફરી ફરી ધન ખરચાવવું જોઈએ એટલે કે વાંદરાઓએ ફરી વાર પહાડ ઉપર તીર્થંકર ભગવાનની ચરણપાદુકાઓ હટાવી દીધી. ચોતરા અને દેરીઓ તોડી નાંખ્યા. આથી જૈનોને તે સ્થાનો સુધારવાની જરૂર હતી.

બીજી નોંધપાત્ર ઘટના એ છે કે-શ્વે. જૈનોએ મધુવનની કોઠીના જિનાલયોવાળી ટૂંકમાં સમેતશિખર તીર્થાવતારની રચના ગોઠવી હતી.

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિના શિષ્ય શરાક જાતિના ઉદ્ધારક ઉપા૦ **મંગલવિજયજી** ગણિના ઉપદેશથી કલકત્તાના ગુજરાતી સંઘે હિંદના જુદા જુદા સ્થાનોના શ્વે. જૈનોની મદદથી ઉપર બતાવેલ કોઈ કોઈ જીર્ણસ્થાનોને સુધરાવ્યાં. અને જિન ચરણોની પ્રતિષ્ઠા તેઓશ્રીના હાથે કરાવી હતી.

**બાવીસમો ઉદ્ધાર:**—આગમોદ્ધારક પૂ. આચાર્યદેવશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ પોતાના પરિવાર સાથે સં. ૧૯૮૦-૮૧ માં સમ્મેતશિખર તીર્થની યાત્રાએ પધાર્યા હતા. તેમની ભાવના હતી કે

(૧) સમ્મેતશિખરજી મહાતીર્થનો મોટો જીર્ણોદ્ધાર કરાવવો.

(૨) બનારસ શહેરથી શિખરજી સુધીના વિહારના ગામોમાં સ્થાને સ્થાને મદદ અપાવી જૈનોને વસાવવા. કે જેથી સાધુ-સાધ્વીઓને ત્યાંના વિહારની સરલતા રહે.

ખુશી થવાની વાત છે કે-તેમના સમુદાયના વિદુષી બાલબ્રહ્મચારી સાધ્વીજી શ્રી **રંજનશ્રીજી** તથા તેમના ગુરૂબેન તીર્થપ્રેમી **સા. સુરપ્રભાશ્રીજીના** પ્રયત્નથી તેમની પહેલી ભાવના સફળ બની છે. ઇચ્છવા જોગ છે કે તેમના પરિવારના મુનિવરોના પ્રયત્નથી તેમની બીજી ભાવના પણ સફળ બને.

રંજનશ્રીજી મ. સંવત ૨૦૧૦ પછી શ્રી સમેતશિખર યાત્રાએ ગયા. ત્યાં જીર્ણ-શીર્ણ અવસ્થા જોઈ કલકત્તા આવી શ્રી બહાદુરસિંહજીનો સંપર્ક સાધ્યો. તેમની સંમતિ મેળવી સં. ૨૦૧૨માં જીર્ણોદ્ધારનુ કાર્ય શરુ કરાવ્યું અને તે સં. ૨૦૧૭માં સંપૂર્ણ થયું. આ થયો બાવીશમો ઉદ્ધાર.

## સમેતશિખરતીર્થ દર્શન

પૂજ્ય **ગુરુદેવ શ્રી ચારિત્રવિજયજી** મહારાજે શ્રી જૈન શાસનની પ્રભાવના માટે ભગીરથ કાર્યો કર્યાં છે જૈન ગુરુકુળ સ્થાપ્યું. અને અમારી ઉપરનો ભવોભવમાં હિતકર થાય તેવો મોટો ઉપકાર કર્યો છે. તેઓ અમને ઉપદેશ દેતા હતા કે,

(૧) તમો જૈન શાસનની પ્રભાવના કરશો. પણ યાદ રાખવું કે આપણાથી શાસનની પ્રભાવના થાય કે ન થાય. પણ એવું કોઈ કામ ન કરવું કે જૈનશાસનને નુકશાન પહોંચે.

(૨) તમો જ્યાં જ્યાં જાઓ ત્યાં આંખો ઉઘાડી રાખીને બધું જો જો ! અહીં આંખો શબ્દથી "ગુણાનુરાગતા" અને "અનેકાન્ત દષ્ટિ" લેવાનાં છે.

અમોએ વિવિધ પ્રાન્તોમાં વિહાર કર્યો છે અને પૂ. ગુરુદેવના ઉક્ત સૂત્રોનું બરાબર પાલન કર્યું છે. ક્ષેત્ર સ્પર્શના હતી તેથી અમને શ્રી સમેતશિખરજી મહાતીર્થની યાત્રાનો લાભ મળ્યો હતો. અમે ત્યાં જે જોયું તે નીચે પ્રમાણે છે.

સમ્મેતશિખરનો પહાડ કુદરતી રીતે જ **શોભાયમાન** છે. નીચેથી ઉપર સુધી લીલોછમ પ્રદેશ છે. તે સમુદ્રની સપાટીથી ૪૪૮૮ ફીટ ઉંચો છે. પહાડમાં દરેક જાતના જંગલી પ્રાણીઓ સાપ વિગેરે મોટી સંખ્યામાં છે. પરંતુ તે યાત્રાળુઓને નુકશાન કરતા નથી. (સરકાર તરફથી અહીં શિકાર કરવાની સખત મનાઈ છે) અહીં દર પખવાડીએ વરસાદ વરસે છે. ઉપર જવાને માટે નીચેથી ઉપર સુધી બાંધેલો રસ્તો છે. શ્વેતામ્બર કોઠીથી ૩ માઇલ જતાં ગંધર્વનાળું આવે છે. ત્યાંનું પાણી પાચક છે અહીં આ પહાડ ઉપર મોટી હરડે અને ભીલામાના મોટા ઝાડો છે. અહીં ધોળી મુસળી, વચ્છનાગ, અને વરાધના પાન તથા ગંધર્વનાળા પાસે એક ભાગમાં ખાસ ચાના બગીચા પણ છે. ગંધર્વનાળા પાસે શ્વે. જૈનોની તલેટીની ધર્મશાળા છે. ત્યાં જાત્રાળુઓને ખાવા માટે

ભાતુ અપાય છે. તલેટીની ચારે બાજુ પહાડો છે. તેથી આ સ્થાન રમણીય લાગે છે. વાઘ આ નાળામાં રાત્રે પાણી પીવા આવે છે. ત્યાંથી અર્ધો માઈલ જતાં સીતાનાળું આવે છે ત્યાંથી પહાડનો ચડાવ શરૂ થાય છે. અઢી માઈલ ચડાવ ઉપર ગણધર શ્રી **ગૌતમસ્વામીની** દેરી આવે છે. તેની પાસે તીર્થની પોલીસચોકી છે. ગણધર શ્રી ગૌતમસ્વામીની દેરીથી ૧–શ્રી ચંદ્રપ્રભુની ટુંક, ૨–જળમંદિર અને ૩–શ્રી પાર્શ્વનાથની ટુંક તરફ જવાના જુદા જુદા ત્રણ રસ્તા બનેલા છે.

આવી રીતે સમ્મેતશિખરની યાત્રામાં છ માઈલનો ચડાવ છ માઈલની પ્રદક્ષિણા અને છ માઈલનો ઉતાર એમ એક જ દિવસમાં અઢાર માઈલ ચાલવાનું હોય છે.

જળમંદિર અને સીતાનાળામાં પાણી મળે છે. ગંધર્વનાળાની તળેટીમાં ધર્મશાળામાં પાણી તથા ભાતાની વ્યવસ્થા રાખવામાં આવી છે.

આ યાત્રામાં અઢાર માઈલ ચાલવાનું હોય છે. સૌ કોઈ અઢારનો આંકડો સાંભળી યાત્રાને એકદમ કઠીન માની લે છે પરંતુ અનુભવ કહે છે કે—

ચડાવની સુલભતા, વનરાજિની રમણીયતા, અને યાત્રાની ભાવનાનો માનસિક ઉત્સાહ તે કઠિનતાને એકદમ સરલરૂપે પરિણમાવે છે.

અમોએ વિ૦ સં૦ ૧૯૮૬ ચૈ. સુ. ૧૩ ને દિવસે સમ્મેતશિખરજી તીર્થની પહેલી યાત્રા કરી હતી. ત્યારે અમને યાત્રામાં જે સમય લાગ્યો. તેની અમે નોંધ લેવરાવી હતી. તે આ પ્રમાણે છે. આ ઉપરથી યાત્રિક યાત્રાની સરલતાનો ખ્યાલ બાંધી શકશે.

અમે ચૈ. સુ. ૧૨ ની સાંજે મધુવનથી નીકળી ગંધર્વનાલાની ધર્મશાળાએ જઈ રાત રહ્યા. અને ત્યાંથી સવારે ૫–૩૦ વાગે યાત્રા માટે વિહાર કર્યો.

**સમયદર્શન**

| સ્થાન | | સમય |
|---|---|---|
| ગંધર્વનાલુ | સવારે | ૫–૩૦ |
| સીતા નાલુ | ,, | ૬–૦૦ |
| ગણધર ગૌતમસ્વામી | ,, | ૬–૪૦ ચૈત્ય ૦–૧૫ મી. |
| મુનિસુવ્રત સ્વામી | ,, | ૭–૫ |
| અનંતનાથજી | ,, | ૭–૧૨ |
| ચંદ્રપ્રભુજી | ,, | ૭–૩૫ (ચૈત્ય૫૦) |
| અભિનંદનસ્વામી | ,, | ૮–૧૧ |
| જળમંદિર | ,, | ૮–૩૦ (ચૈત્ય ૦–૪૦) |

| | | |
|---|---|---|
| ધર્મનાથ સ્વામી | સવારે | ૯–૩૨ |
| **મહાવીરસ્વામી** | ,, | ૯–૪૦ ( ચૈત્ય ૦–૫ ) |
| **પાર્શ્વનાથજી** | ,, | ૧૦–૧૫ ( ચૈત્ય ૦ ) |
| ગંધર્વનાળુ | ,, | ૧૧–૩૦ |

પછી મધુવનમાં જઈ ૪ વાગે અમે **મહાવીર** જયંતિ ઉજવી હતી. ત્યારે ત્યાં પૂ૦ મુ૦ મ. **શ્રી મિત્રવિજયજી** ઠા ૨ તથા શ્રાવક-શ્રાવિકાઓ હતા.

આ યાત્રામાં અમે જોયું કે શુભ ગણધરની ટૂંક તૂટી ગઈ છે. સમ્મેતશિખર ઉપરની ૩૧ દેરીઓ, જળમંદિર, ગંધર્વનાળાની ધર્મશાળા, અને મધુવનની શ્વે૦ જૈન કોઠી, તથા ત્યાંના સમસ્ત જિન પ્રાસાદોનો વહીવટ અજીમગંજના શેઠ **મહારાજા બહાદુરસિંહ દુધેડિયા** શ્વેતાંબર જૈનના હાથમાં છે. તે સિવાયનો પહાડનો વહીવટ અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના હાથમાં છે.

**ગિરડિથી** ઈસરી ( પારસનાથ સ્ટેશન ) જતાં મોટર રસ્તાની સડક ઉપર જ્યાં **મધુવનની** સડક મલે છે. ત્યાં આગમપ્રજ્ઞ પૂ. આ **આનંદસાગરસૂરીશ્વરજીના** શિષ્ય **મુનિ મોતીસાગરજીના** ઉપદેશથી એક શ્વેતામ્બર જૈને " એક જમીનનો ટુકડો " ખરીદી લીધો હતો.

તે મુનિશ્રીની ભાવના હતી કે ત્યાં " જૈન વિશ્રાંતિ ઘર " બને.

દિગમ્બર જૈનોએ સમ્મેતશિખરતીર્થની તલાટીમાં મધુવનમાં શ્વેતામ્બર જૈન કોઠીની પડખે દિગમ્બર જૈન કોઠીઓ બનાવી છે. મહારાજા સ્વરૂપચંદની સં. ૧૮૭૩ ( ઈ. સ. ૧૮૧૬ માં બનેલી પાષાણની મૂર્તિ દિગમ્બર મંદિરમાં વિદ્યમાન છે.

સમ્મેતશિખરતીર્થમાં દરસાલ ગુજરાતી માગસર વદિ ૧૦ હીન્દી પોષ વદી ૧૦ ( પોષ દશમી ) અને ફાગણ સુદ ૧૫ હોળીના મેળા ભરાય છે.

ફા. સુ. ૧૫ તે સાલભરમાં યાત્રા માટે છેલ્લો દિવસ મનાય છે. આથી તે દિવસે કલકત્તા, મુર્શિદાબાદ, અજિમગંજ, ઝરિયા, પટણા, કાશી, લખનૌ, કાનપુર વિગેરે સ્થાનોના ઘણા જૈનો અને જૈન યાત્રિકો ખાસ યાત્રા કરવા આવે છે.

આથી અમે સં. ૧૯૮૭–૮૮ ના માગસરમાં ત્યાં ફરી ફરી યાત્રા કરવા ગયા હતા. જ્યારે ત્યાં ઉપરોક્ત સ્થાનોના ઘણા જૈનો યાત્રા કરવા આવ્યા હતા.

વિ. સં. ૨૦૧૯

ઉજમફઈની ધર્મશાળા,

કા. સુ. ૧૫

રતનપોળ–અમદાવાદ

રવિવાર

સૌર કાર્તિક દિનાંક ૨૦ મો

ભારતીય શાકે ૧૮૮૨

તા. ૧૧–૧૧–૧૯૬૨

# શ્રી સમ્મેતશિખરજી-તીર્થદર્શન

## વિભાગ ૪ થો

### આભાર દર્શન

આ નિબંધ તૈયાર કરવામાં નીચેના સાહિત્યનો આધાર લેવાયેલો છે; એટલે તેના કર્તા, પ્રકાશકો વગેરેનો આભાર માનીએ છીએ.

૧. શ્રી જ્ઞાતાધર્મકથા સૂત્ર. ૨. શ્રી કલ્પસૂત્ર ૩. આચારાંગ નિર્યુક્તિ ૪. વસુદેવ હિંડી. ૫. પંચાશક (શ્રી હરિભદ્રસૂરિકૃત) ૬. પ્રવચનસારોદ્ધાર વૃત્તિ ૭. વૃન્દારૂ વૃત્તિ. ૮. વિવિધ તીર્થકલ્પ. ૯. પ્રાચીન તીર્થમાળા સંગ્રહ (સં. શ્રી વિજય ધર્મસૂરિજી) તેમાંની વિશિષ્ટ ઉપયોગી કૃતિઓ. પૂર્વદેશીય ચૈત્ય પરીપાટી પં. હંસસોમ સમ્મેત શિખર તીર્થમાળા. પં. વિજયસાગર સમ્મેત શિખર તીર્થમાળા. પં. જયવિજય તીર્થ-માળા. પં. સૌભાગ્યવિજય તીર્થમાળા પં. શીલવિજય ૧૦. જૈન તીર્થોનો ઈતિહાસ (સ. મુ. શ્રી ન્યાયવિજય ત્રિપુટી) ૧૧. જૈન તીર્થો (સર્વ સંગ્રહ) પ્ર. શેઠ આણંદજી કલ્યાણજી. ૧૨. જૈન તીર્થ ગાઈડ (લે. મુનિશ્રી શાંતિવિજયજી). ૧૩. પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ ટીકા (લે. શ્રી ધી. ટો. શાહ) ૧૪. શ્રમણ ભગવાન મહાવીર (લે. પં શ્રી કલ્યાણવિજયજી) ૧૫. શ્રી સમ્મેતશિખર મહાતીર્થ (પ્રે પૂ. સાધ્વીશ્રી રંજનશ્રીજી).

### વિશેષાંકો વગેરે

૧૬. ભાવનગર-સમ્મેત શિખરજી જૈન સ્પેશ્યલનો વિશેષાંક. ૧૭. શ્રી મુંબઈ જૈન સ્વયં-સેવક મંડળ રજત મહોત્સવ સ્મારકગ્રંથ. ૧૮ જૈન સત્ય પ્રકાશ માસિક, વર્ષ ૭ માની ફાઈલ. ૧૯. શ્રી સમ્મેતશિખરજી તીર્થોદ્ધારક પ્રચારક સમિતિ તરફથી પ્રકટ થયેલા બે સચિત્ર નકશાઓ.

[ ૧ ]

### ભારતનું અગ્રગણ્ય શ્રેષ્ટ તીર્થ

સુઘડતા, સુંદરતા અને પવિત્રતા માટે પંકાયેલાં જૈન તીર્થો ભારતના વિશાળ પ્રદેશમાં વ્યાપેલાં છે. વધારે સ્પષ્ટ કહીએ તો ભારતની ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમ કોઈ દિશા એવી નથી કે જ્યાં જૈન તીર્થોનાં ગગનચુંબી ભવ્ય મંદિરો દૃષ્ટિગોચર થતાં ન હોય અને મનુષ્યોને પોતાનાં ભણી આકર્ષતાં ન હોય. વર્તમાન પ્રાંત રચનાની પરિભાષામાં કહેવું હોય તો એમ કહી શકાય કે ગુજરાત, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ,

બિહાર, બંગાલ, મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર, મ્હૈસુર અને આંધ્ર રાજ્યની ભૂમિ લોકોપકારી અનુપમ જૈન તીર્થોથી મંડિત હોવાનું ગૌરવ ધરાવે છે.

પંજાબમાં તક્ષશિલા+ વિત્તભયપત્તન (ભેરા), કાંગડા વગેરે એક કાળે જૈન ખ્યાતિ ભોગવતાં હતા, પણ ત્યાં આજે જૈન તીર્થો રહ્યાં નથી. કદાચ, ત્યાં પ્રાચીન સંસ્મરણો હોય તો પણ આજે તેની ગણના તીર્થસ્થાનોમાં થતી નથી. બાકી પંજાબના દરેક મોટાં શહેરમાં સુંદર જૈન મંદિરો છે અને જૈનોની વસ્તી પણ છે.

હિમાચલ પ્રદેશમાં ઋષીકેશ, બદ્રિકેદાર વગેરે સ્થાનો એક વખત જૈન તીર્થો હતાં અને પ્રતિ વર્ષ હજારો યાત્રાળુઓને પોતાનાં ભણી આકર્ષતાં હતાં, પણ સમયનાં વહેણ સાથે પરિસ્થિતિએ પલટો લીધો અને ત્યાં આવેલાં મંદિરો હિંદુ દેવસ્થાનો તરીકે પલટાઈ ગયાં કે પ્રકારાંતરે નાશ પામ્યાં. જો હિમાચલથી સમસ્ત હિમાલય પર્વત સમજીએ તો નેપાલ અને ભોટ (તિબ્બત) દેશમાં પણ જૈન તીર્થો હતા અને અષ્ટાપદજીનું મહાન તીર્થ પણ તેમાં જ આવેલું હતું, પણ તે આજે આપણી દૃષ્ટિ મર્યાદાની બહાર છે, એટલે તેની યાત્રા કરી શકતા નથી ×

ભારતના છેક ઈશાન ખૂણે આવેલ આસામનો પ્રદેશ કે જે પ્રાચીન કાલમાં કામરૂપનાં નામથી ઓલખાતો હતો, ત્યાં પણ તીર્થસમાન જૈન મંદિરો, હોવાના ઉલ્લેખો મળે છે, પણ કાલની કરાલ ગતિએ ત્યાં આજે એક પણ જૈન મંદિર રહેવા દીધું નથી. મધ્યપ્રાંત અને કેરલ (મલબાર) માટે પણ એમ જ કહી શકાય.

મદ્રાસ રાજ્ય કે જે સામાન્ય રીતે તામીલનાડ તરીકે ઓળખાય છે, ત્યાં તિરુમલે, સિત્તન્નિવાસ, શ્રમણમલે, સિદ્ધમલે, કેરૈન્દે (અકલંક વસતિ) પુન્નરમલે (શ્રી કુન્દકુન્દાશ્રમ) વગેરે કેટલાંક સ્થાનોને દિગમ્બર સંપ્રદાય તીર્થભૂમિઓ માને છે, પણ તેની ગણના પ્રસિદ્ધ તીર્થોમાં થતી નથી. આ પ્રદેશના મુખ્ય શહેરોમાં શ્વેતામ્બર જૈન મંદિરો છે. તે રાજસ્થાન અને ગુજરાત–સૌરાષ્ટ્રના શ્વેતામ્બર જૈનો ધંધાર્થે ત્યાં વસ્યાં પછીનાં છે.

આકાશી પદાર્થોના સમૂહમાં જેમ સૂર્ય અને ચંદ્ર પોતાની વિશેષતાથી અલગ તરી આવે છે, તેમ ભારત વ્યાપી જૈન તીર્થોના સમૂહમાં **શ્રી શત્રુંજય અને શ્રી સમેતશિખર** પોતાની વિશેષતાથી અલગ તરી આવે છે. તેમાં શ્રી શત્રુંજયનું સ્થાન પશ્ચિમ ભારતમાં એટલે ગુજરાત રાજ્યના સૌરાષ્ટ્ર વિભાગમાં આવેલું છે અને શ્રીસમેત

---

+ અહીં 'ધર્મચક્ર' નામનુ તીર્થ હતું, જેનો ઉલ્લેખ આચારાંગ નિર્યુક્તિમા નિમ્ન શબ્દો વડે થયેલો છેઃ

'अट्ठावयमुज्जिते, गयग्गपय धम्मचक्के य' ॥

× આ તીર્થની વિશેષ વિચારણા માટે જુઓ શ્રી પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ ટીકા ભાગ ૧ લો, બીજી આવૃત્તિ, પૃ. ૨૮૩–૮૭.

શિખરનું સ્થાન પૂર્વભારતમાં એટલે બિહાર રાજ્યના હઝારીબાગ જિલ્લામાં આવેલું છે. આ બંને તીર્થો અતિ પવિત્ર છે, ગિરિસ્વરૂપ છે અને વરતીર્થની ખ્યાતિને વરેલાં છે. તેમાં એકનો મહિમા વધારે અને બીજાનો મહિમા ઓછો એવું નથી. બંને તુલ્ય મહિમાવાળા છે. આ વસ્તુ સત્તરમી સદીના કવિ પં.જયવિજયજીએ સમેતશિખર તીર્થમાળામાં સ્પષ્ટ શબ્દોમાં જણાવી છે.

'સમેતાચલ શત્રુંજઈ તોલઈ; સીમંધર જિણવર ઈમ બોલઈ;
એહ વચન નવ ડોલઈ.' વગેરે.

તીર્થસ્થાનોમાં કલ્યાણક ભૂમિઓનું ઘણું મહત્ત્વ છે. કલ્યાણક ભૂમિ એટલે જ્યાં તીર્થંકર ભગવંતનું ચ્યવન કલ્યાણક, જન્મ કલ્યાણક, દીક્ષા કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક કે નિર્વાણ કલ્યાણક થયેલું હોય. આ અપેક્ષાએ શ્રી શત્રુંજય કરતાં સમેતશિખરજીનું સ્થાન ચડિયાતું છે, કારણ કે શ્રી શત્રુંજયમાં કોઇ પણ તીર્થંકર ભગવંતનું કલ્યાણક થયેલું નથી, જ્યારે સમેતશિખરજીમાં વીશ તીર્થંકરોનાં નિર્વાણ કલ્યાણક થયેલાં છે, તે વીશ તીર્થંકરોના શુભ નામ આ પ્રમાણે જાણવાં :

| | | |
|---|---|---|
| (૧) શ્રી અજિતનાથ | (૮) શ્રી સુવિધિનાથ | (૧૫) શ્રી કુંથુનાથ |
| (૨) શ્રી સંભવનાથ | (૯) શ્રી શીતલનાથ | (૧૬) શ્રી અરનાથ |
| (૩) શ્રી અભિનંદન | (૧૦) શ્રી શ્રેયાંસનાથ | (૧૭) શ્રી મલ્લિનાથ |
| (૪) શ્રી સુમતિનાથ | (૧૧) શ્રી વિમલનાથ | (૧૮) શ્રી મુનિસુવ્રત |
| (૫) શ્રી પદ્મપ્રભ | (૧૨) શ્રી અનંતનાથ | (૧૯) શ્રી નમિનાથ |
| (૬) શ્રી સુપાર્શ્વનાથ | (૧૩) શ્રી ધર્મનાથ | (૨૦) શ્રી પાર્શ્વનાથ |
| (૭) શ્રી ચંદ્રપ્રભ | (૧૪) શ્રી શાંતિનાથ | |

પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનનું નિર્વાણ કલ્યાણક અષ્ટાપદજી પર થયેલું છે; બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય સ્વામીનું નિર્વાણ-કલ્યાણક ચંપાપુરીમાં થયેલું છે; બાવીશમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ (નેમિનાથ) ભગવાનનું નિર્વાણ કલ્યાણક ઉજ્જયંતગિરિ એટલે ગિરનાર પર્વતપર થયેલું છે અને ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનું નિર્વાણ પાવાપુરીમાં થયેલું છે.

જ્યાં તીર્થંકર ભગવંતનો પાદસ્પર્શ થયો હોય, તે ભૂમિ પણ પવિત્ર ગણાય છે, તો જ્યાં વીશ વીશ તીર્થપતિઓએ પોતાનાં પવિત્ર જીવનનો અંતિમ સમય વીતાવ્યો હોય, જ્યાં દીર્ઘ અનસણ કર્યાં હોય અને જ્યાં શૈલીશીકરણ અવસ્થાને પ્રાપ્ત થઈ નિર્વાણપદને પામ્યા હોય, તે ભૂમિ કેટલી પવિત્ર માનવી ? તીર્થંકરોનાં પગલે ચાલી

અન્ય મુનિવરોએ પણ અહીં તપ-જપ-ધ્યાનાદિ ધર્મારાધન કરેલું છે અને કર્મની કઠિન શ્રૃંખલાઓ તોડીને પરમાત્મપદની પ્રાપ્તિ કરેલી છે.

આ કારણે કેટલાંક જૈન શાસ્ત્રોમાં, કેટલીક તીર્થમાળાઓમાં તથા કેટલાંક સ્તુતિ-ચૈત્યવંદનોમાં સમેતશિખરજીની ગણના શત્રુંજય કરતાં પહેલી થયેલી છે.

વિક્રમની તેરમી સદીમાં રચાયેલ શ્રી પ્રવચનસારોદ્ધારવૃત્તિ (૧-૮૭) માં શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજે તીર્થસ્થાનોની ગણના આ ક્રમે કરાવી છે: 'भवनपति-व्यंतर-ज्योतिषिक-वैमानिक-नन्दीश्वर-मन्दर कुलाचलाष्टापद-सम्मेतशिखर-'शत्रुञ्जयोज्जयन्तादिसर्वलोकस्थित..' તાત્પર્ય કે તેઓશ્રી ભૂમંડલપરનાં-ભારતનાં સર્વ વિદ્યમાન તીર્થોમાં સમેતશિખરજીને અગ્રસ્થાને મૂકે છે અને શત્રુંજય તથા ગિરનારની ગણના તેની પછી કરે છે.

સત્તરમા સૈકામાં પં.વિજયસાગરજીએ સ્વરચિત સમેતશિખર તીર્થમાળામાં કહ્યું છે કે-

'અધિકો એ ગુરુગિરુ આડો, શત્રુંજયથી જાણ્યોજી.' ઢાલ ત્રીજી.

સકલાર્હત્ સ્તોત્રમાં નીચેની સ્તુતિ બોલવામાં આવે છે:

ख्यातोऽष्टापदपर्वतो गजपदः सम्मेतशैलाभिधः<br>
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः ।<br>
वैभारः कनकाचलोर्बुदगिरिः श्रीचित्रकूटादय,<br>
तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वन्तु वो मंगलम् ॥

અષ્ટાપદજી હાલ આપણી દૃષ્ટિમર્યાદાની બહાર છે, અને ગજપદ તીર્થનો લોપ થયેલો છે.* એટલે વિદ્યમાન તીર્થોમાં પ્રથમ ગણના સમેતશિખરજીની છે. ગિરનાર, શત્રુંજય વગેરેની ગણના તેની પછીની છે.

સત્તરમા સૈકામાં શ્રાવકકવિ ઋષભદાસ થયા. તેમણે વિવિધ તીર્થો સંબંધી નીચેનું ચૈત્યવંદન રચ્યું છે.

---

* પ્રાચીન કાલમાં ભોપાળ રાજ્ય-સહિત પૂર્વ માળવાનો પ્રદેશ દશાર્ણ દેશનાં નામથી ઓળખાતો હતો. તેની રાજધાનીનું નગર દશાર્ણપુર હતું, જે પાછળથી એડકાક્ષીનાં નામથી ઓળખાયું. આ નગરીની બહાર દશાર્ણકૂટ નામનો પર્વત હતો, તે શ્રી મહાવીર સ્વામીના સમયમાં ગજપદ કે ગજાગ્રપદનાં નામથી પ્રસિદ્ધ થયો, પરંતુ કાલાંતરે તેનો લોપ થયેલો છે. પુરાતત્ત્વવિદોના અભિપ્રાયથી આ સ્થાન ઝાંસી જિલ્લાના મેરઠ તહસીલનું એરછા ગામ છે કે જે બેટવા નદીના જમણા કિનારે આવેલું છે.

આજ દેવ અરિહંત નમું, સમરું તોરું નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જિન તણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧

શત્રુંજય શ્રી આદિ દેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબૂ રિખવ જુહાર. ૨

અષ્ટાપદગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય મૂરત માનશું, ભરતે ભરાવી સોય. ૩

**સમેત શિખર તીરથ વડું**, જ્યાં વીશે જિન પાય;
વૈભાર ગિરિવર ઉપરે, શ્રી વીર જિનેશ્વરરાય. ૪

માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ;
રિખવ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫

આ ચૈત્યવંદનમાં તેમણે સમેતશિખરને વડું વિશેષણ લગાડીને તેની અગ્રગણ્યતા પ્રદર્શિત કરી છે. બીજા કોઈ તીર્થ માટે આવું વિશેષણ વાપર્યું નથી.

અઢારમા સૈકામાં શ્રી જીવવિજયજી મહારાજે ' સકલ તીર્થ–વંદના ' રચી કે જે આજે પ્રાતઃકાલમાં પ્રતિક્રમણ સમયે શ્રી સંઘ ઘણા ભાવથી બોલે છે. તેમાં પણ સમેત-શિખરજીની અગ્રગણ્યતા સ્પષ્ટ છે. આ રહ્યા તે શબ્દો:

**સમેતશિખર** વંદુ જિન વીશ, અષ્ટાપદ વંદું ચોવીશ;
વિમલાચલ ને ગઢ ગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર. ૧૧

શંખેશ્વર કેસરિયો સાર, તારંગે શ્રી અજિત જુહાર;
અંતરિક્ખ વરકાણો પાસ, જિરાવલો ને થંભણ પાસ. ૧૨

આટલાં વિવેચન પરથી પાઠકોને ખાતરી થઈ હશે કે સમેતશિખરજી ભારતનું એક અગ્રગણ્ય શ્રેષ્ઠ તીર્થ છે, મહાતીર્થ અને તેથી આ જીવનમાં તેની યાત્રા ઓછામાં ઓછી એક વખત તો અવશ્ય કરવી જ જોઇએ.

## [ ૨ ]

## નામ–રહસ્ય

આ ગિરિરાજનું મૂળ નામ શું? તેનો અર્થ શો? તેમાંથી બીજાં નામો કેવી રીતે પ્રચારમાં આવ્યાં? તથા આજનું નામ શી રીતે પડ્યું? તે સંબંધમાં અહીં થોડું વિવેચન કરીશું.

જિનાગમ શ્રી જ્ઞાતાધર્મકથા સૂત્રમાં શ્રી મલ્લિજિનનાં અધ્યયનમાં 'सम्मेय पव्वए' તથા 'सम्मेयसेलसिहरे' એવા શબ્દો વપરાયેલા છે. શ્રી પર્યુષણાકલ્પ અપરનામ શ્રી

અન્ય મુનિવરોએ પણ અહીં તપ-જપ-ધ્યાનાદિ ધર્મારાધન કરેલું છે અને કર્મની કઠિન શ્રૃંખલાઓ તોડીને પરમાત્મપદની પ્રાપ્તિ કરેલી છે.

આ કારણે કેટલાંક જૈન શાસ્ત્રોમાં, કેટલીક તીર્થમાળાઓમાં તથા કેટલાંક સ્તુતિ-ચૈત્યવંદનોમાં સમેતશિખરજીની ગણના શત્રુંજય કરતાં પહેલી થયેલી છે.

વિક્રમની તેરમી સદીમાં રચાયેલ શ્રી પ્રવચનસારોદ્ધારવૃત્તિ (૧-૮૭)માં શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજે તીર્થસ્થાનોની ગણના આ ક્રમે કરાવી છે: 'भवनपति-व्यंतर-ज्योतिषिक-वैमानिक-नन्दीश्वर-मन्दर कुलाचलाष्टापद-सम्मेतशिखर-'शत्रुञ्जयोज्जयन्तादिसर्वलोकस्थित...' તાત્પર્ય કે તેઓશ્રી ભૂમંડલપરનાં-ભારતનાં સર્વ વિદ્યમાન તીર્થોમાં સમેતશિખરજીને અગ્રસ્થાને મૂકે છે અને શત્રુંજય તથા ગિરનારની ગણના તેની પછી કરે છે.

સત્તરમા સૈકામાં પં.વિજયસાગરજીએ સ્વરચિત સમેતશિખર તીર્થમાળામાં કહ્યું છે કે-

'અધિકો એ ગુરુગિરુ આડો, શત્રુંજયથી જાણ્યોજી.' ઢાલ ત્રીજી.

સકલાર્હત્ સ્તોત્રમાં નીચેની સ્તુતિ બોલવામાં આવે છે:

ख्यातोऽष्टापदपर्वतो गजपदः सम्मेतशैलाभिधः<br>
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः।<br>
वैभारः कनकाचलोर्बुदगिरि श्रीचित्रकूटादय,<br>
तत्र श्रीऋषभादयो जिनवरा कुर्वन्तु वो मंगलम्॥

અષ્ટાપદજી હાલ આપણી દૃષ્ટિમર્યાદાની બહાર છે, અને ગજપદ તીર્થનો લોપ થયેલો છે.* એટલે વિદ્યમાન તીર્થોમાં પ્રથમ ગણના સમેતશિખરજીની છે. ગિરનાર, શત્રુંજય વગેરેની ગણના તેની પછીની છે.

સત્તરમા સૈકામાં શ્રાવકકવિ ઋષભદાસ થયા. તેમણે વિવિધ તીર્થો સંબંધી નીચેનું ચૈત્યવંદન રચ્યું છે.

---

* પ્રાચીન કાલમાં ભોપાળ રાજ્ય-સહિત પૂર્વ માળવાનો પ્રદેશ દશાર્ણ દેશનાં નામથી ઓળખાતો હતો તેની રાજધાનીનું નગર દશાર્ણપુર હતું, જે પાછળથી એડકાથીનાં નામથી ઓળખાયું. આ નગરીની બહાર દશાર્ણકૂટ નામનો પર્વત હતો, તે શ્રી મહાવીર સ્વામીના સમયમાં ગજપદ કે ગજાગ્રપદનાં નામથી પ્રસિદ્ધ થયો, પરંતુ કાલાંતરે તેનો લોપ થયેલો છે. પુરાતત્ત્વવિદોના અભિપ્રાયથી આ સ્થાન ઝાંસી જિલ્લાના મેરઠ તહસીલનું એરછા ગામ છે કે જે બેટવા નદીના જમણા કિનારે આવેલું છે.

છે અને તેઓ તેમને પારસનાથ મહાદેવ, પારસનાથ બાબા વગેરે કહીને નિત્ય સંભારે છે તથા ભક્તિથી વંદે છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુનો પ્રભાવ આ પ્રદેશમાં ખુબ વિસ્તર્યો હતો, તેનું એક વિશેષ પ્રમાણ એ છે કે અહીં દર વર્ષે શ્રી પાર્શ્વનાથ પ્રભુના જન્મદિવસે અર્થાત્ પોષ વદિ ૧૦ (ગુજરાતી માગસર વદિ ૧૦) ના દિવસે મોટો મેળો ભરાય છે અને તેમાં જૈનો ઉપરાંત અહીંના લોકો પણ સારા પ્રમાણમાં ભાગ લે છે.

અમે હમણાં જ જાણ્યું કે આજે પણ ઓરીસામાં હજારો માણસો એવા છે કે જૈન ધર્મી નથી, (પૂર્વે હશે) છતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ અને શ્રી મહાવીર પ્રભુની જોડિયા મૂર્તિઓ પોતાના ઘરમાં રાખે છે અને તેમની નિત્ય પૂજા કરે છે. આ પરથી ઓરિસામાં પણ તેમનો પ્રભાવ કેટલો વિસ્તર્યો હશે, તેનું અનુમાન થઈ શકે છે. આ બાજુ બિલાસપુર સુધીના લોકો શ્રી પાર્શ્વનાથ ભગવાનને માને છે અને જે 'પારસનાથ ન ગયો, તે માતાને પેટે જન્મ્યો જ નતિ' એવાં વચનો પણ બોલે છે.

આ સંયોગોમાં આ ગિરિરાજને લોકો 'પારસનાથનો પહાડ' કહેવા લાગ્યા હોય એ બનવા જોગ છે. અને જે નામ લોક જિહ્વાએ ચડ્યું, તે જ આખરે દૃઢ બની જાય છે, એ નિઃસંદેહ બીના છે.

ઘણા લોકો જૈનોના દેવ એટલે 'પારસનાથ' એવું સમજે છે. અને આ ગિરિરાજ પર વીશતીર્થંકરોની નિર્વાણભૂમિ હોવાથી તેને 'પારસનાથનો પહાડ' અર્થાત્ 'જૈન તીર્થંકરોનો પહાડ' કહેતા હોય, એ પણ સંભવિત છે.

છેલ્લી થોડી સદીઓમાં આ સ્થાનની ખ્યાતિ પાલગંજ–પારસનાથ તરીકે હતી, એમ બાદશાહી ફરમાન તથા સરકારી દફતરો વગેરે પરથી જણાય છે, તેનું કારણ એમ લાગે છે કે આ ગિરિરાજનો સંબંધ પાલગંજ સાથે ઘણો ગાઢ રહેલો છે.

જેમ મેવાડમાં ઉદેપુરનું રાજ્ય એકલિંગજીનું રાજ્ય ગણાતું અને કેરલમાં ત્રાવણકોરના મહારાજા પોતાને પદ્મનાભના પ્રતિનિધિ ગણતા, તેમ પાલગંજનું રાજ્ય ગણાતું અને તેના રાજાઓ પોતાને શ્રી પાર્શ્વનાથ પ્રભુના સેવક સમજતા. તેઓ પોતાની રાજ્યમુદ્રામાં 'શ્રી પાર્શ્વનાથાય નમઃ' એ શબ્દોનો ઉપયોગ કરતા વળી આ કાળમાં પાલગંજ એજ ગિરિરાજની તળેટી ગણાતું અને બધા સંઘો પ્રથમ ત્યાં આવી ત્યાંના રાજાની આજ્ઞા મેળવીને જ આ મહાતીર્થની યાત્રા કરતા.

શ્રી હેમવિમલસૂરિના આજ્ઞાધારક શ્રી કમલધર્મના શિષ્ય શ્રી હંસસોમે વિ. સં. ૧૫૬૫માં પૂર્વદેશીય ચૈત્ય પરિપાટી લખી છે, તેમાં જણાવ્યું છે કે—

કલ્પસૂત્રમાં શ્રી પાર્શ્વજિનના અધિકારમાં 'सम्मेयसेलसिहरंमि' એવો શબ્દ પ્રયોગ થયેલો છે અને વસુદેવહિંડી પ્રમુખ પ્રાચીન ગ્રંથોમાં પણ 'सम्मेय पव्वय' એવા શબ્દો જોવામાં આવે છે, એટલે આ ગિરિરાજનું મૂળ નામ 'સમ્મેત' છે.

સમ્મેત શબ્દ બે પદોનો બનેલો છેઃ सम्म+इत એટલે તેનો અર્થ સમ્યક્‌ભાવને પામેલો, સુંદર, પ્રશસ્ત એવો થાય છે. અને ખરેખર તે એવો જ છે

સમ્મેતને પર્વતના પર્યાય શબ્દો લાગતાં **સમ્મેતશૈલ, સમ્મેતાચલ, સમ્મેત-ગિરિ, સમ્મેતશિખરિન્** વગેરે શબ્દો પ્રચારમાં આવ્યા અને **શૌરસેની** સંસ્કાર પામીને **સમ્મેદશૈલ, સમ્મેદાચલ, સમ્મેદગિરિ, સમ્મેદશિખરિ** વગેરે શબ્દો બન્યા. દિગમ્બર સાહિત્યમાં મુખ્યત્વે આજ શબ્દો વપરાયેલા છે. જેમકે 'संमेदाचलपूजा' 'संमेदाचलाष्टक' 'संमेदगिरिमाहात्म्य' 'संमेदशिखरिकल्प' 'संमेदशिखरि पूजा' 'संमेदशिखरिविलास' વગેરે ×

સંમેદગિરિ પરથી કોઈ તેને **સમ્મિદગિરિ** અને કોઇ **સમાધિગિરિ** પણ કહેવા લાગ્યા, તે મધ્યકાલીન સાહિત્યપરથી જાણી શકાય છે.

સંમેતશિખરિન્–સંમેત શિખરી શબ્દ અપભ્રંશ થતાં **સમ્મેતશિખર** શબ્દ બોલાવા લાગ્યો અને તેનો અપભ્રંશ થતાં **સમ્મેતશિખર** શબ્દ પ્રચારમાં આવ્યો. જૈન સમાજમાં—ખાસ કરીને શ્વેતામ્બર જૈન સમાજમાં તો આ જ શબ્દનો અધિક પ્રચાર છે. વળી લોકરુચિ હંમેશાં નામોને ટૂંકા કરવાની હોય છે. એટલે સમ્મેત-શિખરજીનાં સ્થાને માત્ર **શિખરજી** પણ બોલાય છે અને તેનો લેખનમાં પણ વ્યવહાર થાય છે.

પરંતુ લોકસમૂહ તો આ ગિરિરાજને '**પારસનાથનો પહાડ**' જ કહે છે અને સરકારી દફતરે પણ એજ નામ નોંધાયેલું છે. હવે તો ઇસિરી સ્ટેશનને પણ પારસ નાથ હીલ સ્ટેશન અને મધુવનની પોસ્ટ ઓફિસને પારસનાથ પોસ્ટ ઓફિસ કહેવામાં આવે છે, એટલે તેનું પણ થોડું સ્પષ્ટીકરણ કરીએ.

આ ગિરિરાજ પર વીશ તીર્થંકરો નિર્વાણ પામ્યા પણ તેનો સંબંધ શ્રી પાર્શ્વનાથ ભગવાન સાથે વિશેષ રહ્યો હશે એમ લાગે છે. તેઓ આ ગિરિરાજને અતિ પવિત્ર અને વિશેષ ધ્યાનાનુકૂલ સમજીને અનેક વાર આવ્યા હોય અને ત્યાં તપ તથા ધ્યાનમાં મગ્ન થયા હોય એવો ' પૂરો સંભવ છે. ઉપરાંત તેમણે અર્હત્પદની પ્રાપ્તિ કર્યા પછી આ પ્રદેશના લોકોને ભવ્ય ધર્મોપદેશ કર્યો હશે અને તેની લોકમાનસ પર જબ્બર અસર પડી હશે એ નિશ્ચિત છે. તેથી જ આ પ્રદેશના લોકોને તેમના પ્રત્યે ઊંડી ભક્તિ

×જિનરત્નકોષ, ભાગ ૧ લો, પૃ. ૪૨૩.

છે અને તેઓ તેમને પારસનાથ મહાદેવ, પારસનાથ બાબા વગેરે કહીને નિત્ય સંભારે છે તથા ભક્તિથી વંદે છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુનો પ્રભાવ આ પ્રદેશમાં ખુબ વિસ્તર્યો હતો, તેનું એક વિશેષ પ્રમાણ એ છે કે અહીં દર વર્ષે શ્રી પાર્શ્વનાથ પ્રભુના જન્મદિવસે અર્થાત્ પોષ વદિ ૧૦ (ગુજરાતી માગસર વદિ ૧૦) ના દિવસે મોટો મેળો ભરાય છે અને તેમાં જૈનો ઉપરાંત અહીંના લોકો પણ સારા પ્રમાણમાં ભાગ લે છે.

અમે હમણાં જ જાણ્યું કે આજે પણ ઓરીસામાં હજારો માણસો એવા છે કે જૈન ધર્મી નથી, (પૂર્વે હશે) છતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ અને શ્રી મહાવીર પ્રભુની જોડિયા મૂર્તિઓ પોતાના ઘરમાં રાખે છે અને તેમની નિત્ય પૂજા કરે છે. આ પરથી ઓરિસામાં પણ તેમનો પ્રભાવ કેટલો વિસ્તર્યો હશે, તેનું અનુમાન થઈ શકે છે. આ બાજુ વિલાસપુર સુધીના લોકો શ્રી પાર્શ્વનાથ ભગવાનને માને છે અને જે 'પારસનાથ ન ગયો, તે માતાને પેટે જન્મ્યો જ નતિ' એવાં વચનો પણ બોલે છે.

આ સંયોગોમાં આ ગિરિરાજને લોકો 'પારસનાથનો પહાડ' કહેવા લાગ્યા હોય એ બનવા જોગ છે. અને જે નામ લોક જિહ્વાએ ચડયું, તે જ આખરે દઢ બની જાય છે, એ નિઃસંદેહ બીના છે.

ઘણા લોકો જૈનોના દેવ એટલે 'પારસનાથ' એવું સમજે છે. અને આ ગિરિરાજ પર વીશતીર્થંકરોની નિર્વાણભૂમિ હોવાથી તેને '**પારસનાથનો પહાડ**' અર્થાત્ '**જૈન તીર્થંકરોનો પહાડ**' કહેતા હોય, એ પણ સંભવિત છે.

છેલ્લી થોડી સદીઓમાં આ સ્થાનની ખ્યાતિ **પાલગંજ–પારસનાથ** તરીકે હતી, એમ બાદશાહી ફરમાન તથા સરકારી દફતરો વગેરે પરથી જણાય છે, તેનું કારણ એમ લાગે છે કે આ ગિરિરાજનો સંબંધ પાલગંજ સાથે ઘણો ગાઢ રહેલો છે.

જેમ મેવાડમાં ઉદેપુરનું રાજ્ય એકલિંગજીનું રાજ્ય ગણાતું અને કેરલમાં ત્રાવણકોરના મહારાજા પોતાને પદ્મનાભના પ્રતિનિધિ ગણતા, તેમ પાલગંજનું રાજ્ય ગણાતું અને તેના રાજાઓ પોતાને શ્રી પાર્શ્વનાથ પ્રભુના સેવક સમજતા. તેઓ પોતાની રાજ્યમુદ્રામાં 'શ્રી પાર્શ્વનાથાય નમઃ' એ શબ્દોનો ઉપયોગ કરતા વળી આ કાળમાં પાલગંજ એજ ગિરિરાજની તળેટી ગણાતું અને બધા સંઘો પ્રથમ ત્યાં આવી ત્યાંના રાજાની આજ્ઞા મેળવીને જ આ મહાતીર્થની યાત્રા કરતા.

શ્રી હેમવિમલસૂરિના આજ્ઞાધારક શ્રી કમલધર્મના શિષ્ય શ્રી હંસસોમે વિ. સં. ૧૫૬૫માં પૂર્વદેશીય ચૈત્ય પરિપાટી લખી છે, તેમાં જણાવ્યું છે કે—

'તલહટ્ટિ પાલઈંગુંજા ગામ, સંઘઈ જઈનિઈ કીધું મુકામં.
રાયક ઓ તિહાં લીધતુ જય જય રાય. ૨૯

શ્રી વિદ્યાસાગરના પ્રશિષ્ય અને શ્રી સહજસાગરના શિષ્ય શ્રી વિજયસાગરે સં. ૧૬૬૪ આસપાસ સમ્મેતશિખર તીર્થમાળા રચી છે, તેમાં જણાવ્યું છે કે—

દીઠો ડુંગર ફરિથી અટવી અટક ઉલાંધિ,
પાલિગંજા પિરિતલહરી પામી કુશલે સંગિ.
સંઘપતિ ભૂપતિ ભેટિઓ, ભરિભરિ ભેટણુ પાત્ર;
અમે અછું દેસા ઉરી, દેવે કરાવો જાત્ર.

શ્રી કલ્યાણવિજયજીના શિષ્ય શ્રી જયવિજય કે જેઓ શ્રી હીરવિજયસૂરિ સમ્રાટ અકબરની મુલાકાતે ગયા ત્યારે સાથે× હતા તેમણે સં. ૧૬૬૪માં રચેલી સમ્મેતશિખર તીર્થમાળામાં જણાવ્યું છે કે—

ઈમ જોતાં કૌતિક વાટઈ રે ઉતરીઈ વિસમઈ ઘાટઈ;
સમેતાચલ દીઠો નયણે રે સ્તવીયો બહુ અમૃત વયણે. ૩૯
નાલિકેર વધારી લીજઈ રે સંઘભગતિ વધાઈ દીજઈ;
હરષઈ કરી તનમન ભરીયઈરે ગિરિ તલહરી જઈ ઉતરીઈં. ૪૦

વસ્તુ

પાલગંજઉ પાલગંજઉ નયર પ્રસિદ્ધ,
પૃથ્વીચંદ્ર નરનાયકો, ન્યાયવંત નિજપરની પાલઈ,
અરિજનઈ રવિકર સમું ભુવનમાંહિ જસુખ્યાતિ માલ્હઈ;
વિનય કરી સંઘપતિ ભણઈ યાત્ર કરાવઉ દેવ.
અમ્હ સનિ અતિ અલજો ઘણો, કરિવા તીરથ સેવ.

પં. શિવવિજયજીના શિષ્ય કવિ શીલવિજયજીએ સં. ૧૭૪૬ માં તીર્થમાળા રચી છે, તેમાં જણાવ્યું છે કે-

પાલગંજ તલહટી વસઈ, રાજા પ્યત્રી સનિ ઉલ્હસિં;
પારસનાથની ઓલગ કરિ, પ્રભુની આણ સદા સિર ધરિં.

એટલે પાલઈંગુંજા, પાલિગંજા, પાલગંજઉ એ પાલગંજનાંજ પ્રાચીન નામો છે. આ પાલગંજ (Palganja) અત્યારે પણ વિદ્યમાન છે અને તે મધુવનમાં ઉત્તર-પૂર્વમાં ૬-૭ માઈલ અને ગિરડીથી દક્ષિણ-પશ્ચિમમાં ૧૧-૧૨ માઈલપર આવેલું છે. એક કાલે તેના તાબામાં ૮૦૦-૯૦૦ ગામો હતાં એમ પણ જાણવા મળે છે.

× પ્રાચીન તીર્થમાળા સંગ્રહ, સંપાદકીય નોંધ પૃષ્ઠ ૪.

આ ગિરિરાજ પાલગંજના રાજા પાસેથી જૈન સંઘના કબજામાં કેવી રીતે આવ્યો તેની હકીકત આ જ ગ્રંથમાં શ્રી સમેતશિખરજીના રાસના સાર ભાગમાં આપેલી છે.

## [૩]

## પ્રાકૃતિક સૌન્દર્ય અને સંપત્તિ

આ ગિરિરાજ સમુદ્રની સપાટીથી ૪૪૪૮ ફીટની ઊંચાઈ ધરાવે છે અને તેનું દર્શન અતિશય રમ્ય લાગે છે. કવિ લાલવિજયજીના શિષ્ય પં. સૌભાગ્યવિજયજીએ સં. ૧૭૫૦ માં રચેલી તીર્થમાળામાં જણાવ્યું છે કે–

'દર્શન ફરસન[1] એ તીરથ તણો આપે પરમાણંદ સનેહી૦ ૨

હું બલિહારી હો સમ્મેતશિખરકી સિદ્ધ વીસ જિણંદ સનેહી૦ ૭

'આ તીર્થનું દર્શન અને આ તીર્થની સ્પર્શના પરમ આનંદ આપે છે. બલિહારી છે આ સમ્મેતશિખરજી તીર્થની કે જ્યાં વીશ જિનેન્દ્રો સિદ્ધ ગતિને પામેલા છે.'

આ ગિરિરાજનું દર્શન આટલું રમ્ય લાગવાનું કારણ તેની વનરાજી છે. તે ઉપરથી નીચે સુધી છવાયેલી છે અને આખો ગિરિરાજ જાણે નીલમનો ટુકડો હોય તેવો ખ્યાલ આપે છે. નોંધપાત્ર બીના તો એ છે કે તેના આ રમ્ય દૃશ્યમાં કયારે પણ ઓટ આવતી નથી કે ઊણપ જણાતી નથી. અહીં વર્ષાઋતુમા ઘણો વરસાદ પડે છે અને બાકીના સમયમાં પણ તે અવારનવાર પડતો રહે છે, તેથી આમ બનતું હશે. તીર્થમાળાઓમાં આની વિશિષ્ટ રીતે નોંધ થએલી છે. પં હંસસોમ કહે છે.

'તેણિ અવસર વરસઇ મેઘમાલી,

જાઇ તામ નઈ ભીંજઈ ફાલી, ચલિ અતિરિ સુરંગતુ જય જય ઓ૦' ૩૩

પં. વિજયસાગરજી કહે છે :

'તબ હુઓ અચિરજ એહ, વિલા વાદલિ બૂઠો મેહ' (ઢાલ ૪ થી ૩)

તાત્પર્ય કે આકાશમાં વાદળાં દેખાતાં નથી, ગાજવીજ થતી નથી અને એકાએક વરસાદ આવી પહોચે છે.

---

૧. પ્રાચીન તીર્થમાળા સંગ્રહ પૃષ્ઠ ૮૭ પર અહીં 'પરસન' શબ્દ છપાયેલો છે. પણ 'ફરસન' જોઈએ.

પં. શીલવિજયજીએ પણ તીર્થમાળામાં આ વરસાદની નોંધ લીધી છેઃ

'યાત્રા કરી જબ પાછા ફરી મેઘમાલી તવ વર્ષા કરી.' ૨૪

વર્તમાન યાત્રિકો પણ આ વસ્તુની નોંધ લેવા ચૂકયા નથી. શ્રી ભાવનગર સમ્મેતશિખરજી જૈન સ્પેશ્યલનો વૃત્તાંત લેખક જણાવે છે કે 'પુષ્કળ ઝાડીને લીધે વરસાદ પણ અવારનવાર તૂટી પડે છે. એ વખતે વાદળાં અને પહાડ જાણે લાંબે વખતે મિત્રો પરસ્પરને ભેટતા હોય એમ એકાકાર થઈ જાય છે. એમનું મિલન પણ કોઈ કોઈવાર મુસાફરને મંત્રમુગ્ધ બનાવે છે.

જ્યાં વરસાદની આટલી વિપુલતા હોય, ત્યાં વાદળો વડે શિખરોનું ઢંકાઈ જવું, ધીમે ધીમે તેમાંથી બહાર નીકળવું, મેઘધનુષ્યોનું રચાવું વગેરે સહજ છે. આ દૃશ્યો કોઈપણ કવિને નવીન કાવ્યો રચવાની તેમજ કોઈપણ ચિત્રકારને પોતાની રંગભરી પીંછી જલ્દી ચલાવવાની પ્રેરણા કરે એ સ્વાભાવિક છે.

હવે અહીંની વનરાજી પર થોડો દૃષ્ટિપાત કરીએ, જ્યારે આપણું જીવન વધારે કુદરતી હતું. ત્યારે આપણે વનસ્પતિ પર ઘણો પ્રેમ રાખતા, તેનો પરિચય મેળવતા, તેની ખૂબીઓથી વાકેફ થતા અને તેનું અતિ ઉપયોગી વસ્તુ તરીકે મૂલ્યાંકન કરતા. આજે આપણું જીવન કુદરતથી ઘણું દૂર ગયું છે, ભૌતિકવાદે ઊભી કરેલી ભારે ભીંસમાં જકડાઈ ગયું છે, એટલે આપણે વનસ્પતિ સાથેનો આપણો પુરાણો સંબંધ છોડયો છે અને તેનો પરિચય નહિવત્ બની ગયો છે. આથી આપણે ઔષધિઓના ભંડાર સમી અહીં વનરાજીનું વાસ્તવિક મૂલ્યાંકન ન કરી શકીએ, તો આશ્ચર્ય પામવા જેવું નથી

કવિ હંસસોમે અહીં વાંસ જાળો તથા કદલીવનો હોવાનો ઉલ્લેખ કર્યો છે. વાંસજાળ એટલે વાંસનાં મોટાં જાળાં, કદલી વન એટલે જ્યાં વૃક્ષો ઘણાં ગીચ ઉગેલાં હોય અને દિવસે પણ સૂર્યનો તડકો આવી શકતો ન હોય તેવાં ઘોર વન. આ રહ્યા એ શબ્દો.

વંસજાલનાં મોટાં રણ[1] ડાબા જિમણા કદલી વણ[2]
જે દેખઇ તે ધન્ન તુ જય જય જે૦ ૩૦

પં. શિલવિજયજીએ પણ તીર્થમાળામાં આ વસ્તુની નોંધ લીધી છે અને તેમાં હરડેનાં વૃક્ષ ઘણાં હોવાનું જણાવ્યું છે.

વનકદલી હરડિની ડાલિ
ઝાઝાં ઝષ[3] અતિ વંશ જાલિ ૨૬

---

૧. અરણ્ય, ૨. વન, ૩. વૃક્ષ, ૪. આ રાસ આ ગ્રંથમા ત્રીજા વિભાગમાં કરવામાં આવ્યો છે.

પં. રૂપરુચિગણિના શિષ્ય પં. દયારુચિગણિએ સં. ૧૮૩૫ માં સમેતશિખરજીનો રાસ રચ્યો છે,[૪] તેમાં અહીંના વૃક્ષો વિષે થોડી વધારે વિગતો આપી છે. તેના પ્રારંભમાં જણાવ્યું છે કે—

અંબા રાયણ સરસ ખજૂરાં, શીતાફલ નાલેર રે,
કેલાં અનાર જરદ નારંગી; વૃક્ષ બિહુ ચિહું ફેર રે.
ધન ધન એહ સમેતશિખર ગિરિ.

તેમણે એ પણ નોંધ લીધી છે કે—

વૃક્ષ અનેક મહુલાવલી બહુલા, ઋતુ ઋતુકા ફલ પૂર રે;
વાસે પરિમલ જિહાંગિરિ ચિહુંદિસ, સમેત શિખર હૈં સનૂર રે.
ધન ધન એહ સમેતશિખર ગિરિ.

અહીં કઈ કઈ જાતના પુષ્પો થાય છે, તે પણ એમણે સાથે જ બતાવ્યું છે :

કેવડા, કેતકી, જાય, નોગરા, કુંદ મચકુંદ ગુલાબ રે;
ગંધરાજ સેવંત્રી સુગંધી, બઉલસિરિ બહુ ઝાબરે.
ધન ધન એહ સમેતશિખર ગિરિ.

રિતરિત કે સુગંધિ ફૂલ ફૂલે, ભમર ભમે ચિહુ પાસ રે;
બકુલા વૃક્ષનાં પુષ્પ સુગંધી, વાસે પરિમલ ખાસ રે.
ધન ધન એહ સમેતશિખર ગિરિ.

વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રી શાંતિવિજયજી મહારાજે વિવિધ તીર્થોની યાત્રા કર્યા પછી સં. ૧૯૬૭ માં બહાર પાડેલી જૈન તીર્થગાઈડમાં અહીં નીચેનાં વૃક્ષો હોવાનું જણાવ્યું છે. 'આંબો, ખેર, કેળ, ચીરોંજી, વંશલોચન, કચનાર, નાળિયેર, સોપારી, જંભીર, ખજૂર, લીંબુ, હરડાં, બહેડાં, આંબળાં, કેતકી, કદંબ, તાડ અને તમાલ આમાં, ભીલામા અને વછનાગ કે જે આ ગિરિરાજ પર ઘણાં થાય છે, તેનો ઉલ્લેખ નથી એ આશ્ચર્યજનક છે. વળી તેમણે એ નોંધ પણ લીધી છે કે 'દામરાજ, હાથાજોડી, પાતાળ કોહોળું, વનજીરૂં, કાલિ લાખન, અનંતમૂળ અને રતનજોત આજે પણ અહીં મોજૂદ છે. કેટલીક જડી બુટ્ટીઓ એવી છે કે તેના જાણકારો આજે રહ્યા નથી. સાપ અને વીંછીનું ઝેર ઉતારનારી જડીબુટ્ટી અહીં પેદા થાય છે. તાત્પર્ય કે પહાડ પર જ્યાં દેખો ત્યાં જંગલી મેવાની વિવિધ જાતો, લીલોતરી, ફળફૂલ, બાગ બગીચા અને લીલાં વૃક્ષો વગેરે દિલને ખુશ કરનારી અને મનને તાજુ કરનારી વસ્તુઓ નજરે આવે છે.

પં. જયવિજયજીએ સમેતશિખર તીર્થમાળામાં જણાવ્યું છે કે—

## વસ્તુ

સમેતગિરિવર સમેતગિરિવર કરું વષાણુ,
રસપૂરિ રસકુંપિકા વિવિધ વેલી ઊષધી સોહઈ,
અચ્ચછાંહ દ્રુમ દીપતો વજ્રષાણી ત્રિભુવન મોહઈ;
સયલ તીર્થમાંહિં, રાજિઉ એ સિધષેત્ર સુષધામ,
મહિમા પાર ન પામી ગઈ, વલિ વલિ કરું પ્રણામ. ૫૩

સમેતગિરિવરની હું વારંવાર પ્રશંસા કરું છું. કારણ કે ત્યાં રસથી પૂર્ણ એવી રસકુંપિકા છે. રસકુંપિકા તેને કહેવામાં આવે છે કે જેમાં એક પ્રકારનો રસ એકત્ર થાય છે અને તેનો ધાતુ પર પ્રયોગ કરતાં સદ્ય સુવર્ણની પ્રાપ્તિ થાય છે. ભૂમિમાં રહેલ વિવિધ પ્રકારની ધાતુઓ તથા રાસાયણિક પદાર્થોનાં મિશ્રણથી આમ બનવું શકય છે. એટલે આ ગિરિરાજનાં ઉદરમાં મૂલ્યવાન ધાતુઓ તથા રાસાયણિક પદાર્થો છુપાયેલા છે, એમ સમજવાનું છે. આ રસકુંપિકાનો આજે પત્તો નથી અને તે સામાન્ય માણસોને મળે પણ નહિ. જેને વનસ્પતિ તથા રસાયણશાસ્ત્રનું અદ્ભુતજ્ઞાન હોય, તેવા જ પુરુષો તેને જાણી–ઓળખી શકે.

અહીં વિવિધ વેલીઓથી સામાન્ય વેલીઓનું નહિ, પણ જગતમાં પંકાયેલી અમરવેલી, કલ્પવેલી વગેરેનું સૂચન છે કે જેના યોગથી વસ્તુ ખૂટતી નથી તથા મન ગમતી વસ્તુની પ્રાપ્તિ થાય છે.

અહીં વિવિધ ઔષધિઓથી રામબાણ અસરકારક ઔષધિઓનું સૂચન છે કે જે મનુષ્યના વિવિધ રોગોનું જલ્દી નિવારણ કરે છે.

અહીં અચ્છાંહદ્રુમથી કઈ વસ્તુનું સૂચન છે, તે સમજાતું નથી, પણ તે કોઈ અદ્ભુત વિટપ કે વૃક્ષ હશે.

વજ્રખાણિ એટલે હીરાની ખાણ. તે અહીં હોવાનું સૂચન છે. એટલે તેમને આ બાબતની કોઈ ચોકકસ માહિતી મળી હશે.

આ ગિરિરાજ સકલ તીર્થમાં શ્રેષ્ઠ છે, સિદ્ધક્ષેત્ર છે, અને સુખનું ધામ છે. તેના મહિમાનો પાર નથી. માટે તેને હું ફરી ફરીને પ્રણામ કરું છું.'

જ્યાં ઝાડી–ઝરણાંની વિપુલતા હોય, ત્યાં વિવિધ પ્રકારના પશુ–પક્ષીઓનું હોવું સ્વાભાવિક છે. કવિહંસસોમે પૂર્વ દેશીય ચૈત્યપરિપાટીમાં કહ્યું છે કે—

'સાત કોસ છાંઈ વિસમી વાટ, વાઘ સિંહ હાથીનાં રાજ,
ચઢતાં સીઝઈ કાજતુ, જય જય ચ૦' ૨૯

પાલગંજથી શિખરજીનાં યાત્રાસ્થાનનો માર્ગ ચૌદ માઈલનો થાય છે, તેથી અહીં સાત કોશનો નિર્દેશ છે. આ સાત કોશનો માર્ગ સીધો કે સરળ નથી, પણ વિષમ છે. વિષમ એટલા માટે કે ત્યાં વાઘ, સિંહ અને હાથીનું રાજ છે.'

અહીં પ્રથમ હાથીઓ ઘણા રહેતા, તેથી હાથીનો નિર્દેશ છે. પછી કાલક્રમે તે ઓછા થતા ગયા અને આજે તો આ ગિરિરાજ પર હાથીનું નામનિશાન નથી. ગુજરાતના પાવાગઢના પહાડ પર પણ આમ જ બનેલું છે માણસોની અવરજવર વધતાં અને ગીચ ઝાડી ઓછી થતાં આવું બને છે, એમ અમારું માનવું છે.

વાઘ પહેલાં ઘણા હતા, આજે ઓછા છે. તેમાં પણ ઉપરનું જ કારણ છે. ગરમીની ઋતુમાં વાઘ વગેરે પ્રાણીઓ ગાંધર્વનાળામાં પાણી પીવા આવે છે, પણ હજી સુધી કોઈ યાત્રિકોને નુકશાન પહોંચાડ્યું નથી.

સિંહની વસ્તી આજે માત્ર સૌરાષ્ટ્રના ગિરનાં જંગલોમાં છે, પણ એક કાળે તેની વસ્તી અન્ય પહાડો અને જંગલોમાં પણ હતી, એટલે અહીં સિંહનું હોવું અસંભવિત નથી.

કવિ શીલવિજયજીએ તીર્થમાળામાં કહ્યું છે કે—

ગજગઈંડા આરણાની ઘટા; મૃગ કસ્તૂરિયા બહુ સામટા; ૨૬

એટલે અહીં હાથી, વાઘ અને સિંહ ઉપરાંત ગેંડા, રોઝ અને વિવિધ જાતિના મૃગો પણ હશે અને તેમાં કસ્તૂરિયા મૃગ કે જે નેપાળ, તિબેટ વિગેરે દેશો સિવાય બીજે ભાગ્યે જ જોવામાં આવે છે. તે પણ ટોળામાં નજરે પડતા હશે.

અન્ય યાત્રિકોએ અહીં સાબર, રીંછ, વરુ, શિયાળ વગેરે હોવાનું પણ જણાવ્યું છે અને વાનરટોળાંઓની પણ નોંધ લીધી છે. તાત્પર્ય કે આ ગિરિરાજ જેમ વનસ્પતિથી ભરપૂર છે, તેમ વિવિધ પ્રકારના જંગલી પશુઓથી પણ ભરપૂર છે. અહીં શિકાર કરવાની રાજ્ય તરફથી મનાઈ છે એટલે આ પશુઓ અહીં નિર્ભયતાથી રહી શકે છે અને પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરે છે.

અહીં વિશેષ સાપ હોવાની નોંધ કોઈ તીર્થમાળાએ લીધી નથી, પણ અન્ય યાત્રિકોએ લીધી છે અને તે સાથે એ પણ જણાવ્યું છે કે તેની અહીં કોઈ રાડ નથી, એટલે કે તે કોઈને કરડતા નથી. આને આપણે તીર્થનો પરમ પ્રભાવ સમજવો જોઈએ, કેમકે મણિથી ભૂષિત થયેલા હોય તો પણ એ પોતાની પ્રકૃતિ પર ગયા વિના રહેતા નથી.

આ ગિરિરાજ પર વિવિધ પ્રકારનાં પક્ષીઓ થાય છે અને તે પોતાનાં સૂરીલાં મનોહર ગાનથી જંગલમાં મંગળ પ્રવર્તાવે છે, પણ કોઈ પ્રાચીન તીર્થમાળાએ તેની નોંધ લીધી નથી। પક્ષીઓ સાથેનો આપણો સંપર્ક ખૂબ ઘટી ગયો છે, તેનું જ આ

પરિણામ છે. વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રી શાંતિવિજયજી મહારાજે અહીંના પક્ષીઓની નોંધ આ પ્રમાણે લીધી છેઃ

'मोर-तोते-मैना-बुलबुल-चीडिया-तीतरकबुतर वगेरा हरफसली परींदा यहां पर दरख्तोंके झुंडोंमें हंमेशां कलोल करते हैं ।'

પરંતુ અમે માનીએ છીએ કે આ નોંધ ઉડતી છે. જો સૂક્ષ્મ નિરીક્ષણપૂર્વક જોવામાં આવે તો અહીં ચિત્ર-વિચિત્ર અનેક જાતનાં પક્ષીઓ મળી આવે અને અહીંના પ્રાકૃતિક જીવન પર વધારે અજવાળું પાડે

અહીંના વતનીઓ ગિરિરાજમાં જઈને ધોળી મુસળી, કાળી મુસળી, વરાધનાં પત્તાં, માથાની દવા, ખસની દવા વગેરે વિવિધ ઔષધિઓ એકત્ર કરી ધર્મશાળાનાં દ્વારે આવે છે અને ખૂબ સસ્તે વેચી જાય છે જંગલમાં કામ કરનારા વાંસ અને ઈમારતી લાકડામાંથી સારી કમાણી કરે છે. ગિરિરાજ પર ચાહ તથા ફળના બગીચા છે, ઘણા આબાદ છે અને માલીકને ઘણો લાભ આપે છે.

[ ૪ ]

## ગિરિરાજે પહોંચવાના માર્ગો

જ્યારે તીર્થયાત્રા પગપાળા થતી, ત્યારે આ ગિરિરાજે પહોંચવાનું કામ ઘણું કઠિન ગણાતું, કારણ કે રસ્તામાં ઘણાં નદી-નાળાં-જંગલ આવતાં, તદ્દન અજાણ્યા પ્રદેશો વટાવવા પડતા, રસ્તામાં ચોર લૂંટારૂનો ભારે ભય રહેતો અને તેથી ચોકિયાત વગેરે પણ રાખવા પડતા. આ યાત્રા એકલ-દોકલથી તો થઈ શકતી જ નહિ. સારો સાથ-સથવારો હોય તો જ થઈ શકતી અને તેથી સંઘની સાથે યાત્રા કરવાનું વિશેષ અનુકૂળ ગણાતું.

સંઘને પણ રસ્તામાં જે નાનાં નાનાં રાજ્યો આવે તેમની સંમતિ મેળવવી પડતી. તેમનું નક્કી કરેલું દાણ આપવું પડતું અને તેમને ભેટ સોગાદો આપીને રાજી કરવા પડતા પં. સૌભાગ્યવિજયજીએ એ સમયનું ચિત્ર તીર્થમાળામાં આ પ્રમાણે દોર્યું છેઃ

ઝરીઈ વનવૃક્ષ ઝાઝા રઘુનાથસિંહ મહારાજા હો; સુંદર સુણજ્યોજી;
સોમદાસ ગુણગ્રાહી સંપત્તિ સારૂં રાહિ હો. સું. ૧૫
જર જાતિ તિહાં દિવાણ ભર બેસેં સભા ખંઠાણ હો; સું.
જામે જે કોઈ આવે અદ્વો લઈ આગે બોલાવે હો. સું. ૧૬
ભીંતાર લેવે રાજા મુંડકાથી હોવે તાજા હો; સું.
વિચમેં ફિરેં રે દલાલ શ્રાવક સેં કરે લાલપાલ હો. સું. ૧૭

પારસનાથના માલ્યા અમે છું પ્રભુના રખવાલા હો; સું.
સંઘ લેઈ તુમે આવ્યા દ્યો અમને જે કંઈ લાવ્યા હો. સું. ૧૮

કતરાસું આવ્યા ઉલ્લાસ તિહાં તીરથરાયનો વાસ હો; સું.
કૃષ્ણુસિંહ નામે રાજા પરતાપી સબલ દિવાએ હો. સું. ૧૯

કહે રાજા કિરિયા કીધી યાત્રા દેષી મનસા લીધી હો; સું.
તીરથ એ પવિત્ર તુમ્હારો સમ્મેદ શિખર જુહારો હો. સું. ૨૦

હમ સેવક તીરથના તિણુ કારણુ કીજેં જતના હો, સું.
આમ હાસલ દીજેં દાંણુ અવરાંસુ નહિ તાંણુ હો. સું. ૨૧

પં. સૌભાગ્યવિજયજી જે સંઘ સાથે આવ્યા હતા, તે પ્રથમ મુર્શિદાબાદ ગયો હતો, ત્યાંથી કાસમ બજાર વગેરે થઈ પાછા વળતાં વર્ધમાન (બરદ્વાન), બક્લેસર, પંચેટ, રઘુનાથપુરા, બિંદા અને દામોદર નદી થઇ ઝરિયા આવ્યો હતો. એ વખતે ઝરિયાની આસપાસ ઝાડી ઘણી હતી, અને ત્યાં રઘુનાથસિંહ નામનો રાજા હતો. તેને સોમદાસ નામનો દીવાન હતો. તે સમેતશિખરજીની યાત્રાએ જતાં જે કોઈ યાત્રી અહીં આવે તેને અડધો રૂપિયો લઇને આગળ જવા દેતો. (એ વખતનો અર્ધો રૂપિયો એટલે આજના લગભગ દશ રૂપિયા !) રાજા ખાનગીમાં મુંડિયા વેરો પણુ લેતો અને એ રીતે ઘણુા પૈસા ભેગા કરતો. વચમાં દલાલો પણુ ફર્યા કરતા. કાશી, પ્રયાગ, મથુરા વગેરેમાં પંડયાઓ હોય છે, તેવા જ આ દલાલો હશે ! તેઓ યાત્રાળુઓને કહેતા કે ‘ અમે તો પાર્શ્વનાથ ભગવાનના પાળેલા રખેવાળો છીએ અને તમે તેમની યાત્રાએ જવાનો સંઘ લઇને આવ્યા છો, માટે જે કંઈ લાવ્યા હો, (તેમાંથી થોડું) અમને આપો.’

ત્યાંથી કતરાસુ એટલે કતરાસગઢ આવ્યા. ત્યાં કૃષ્ણુસિંહ નામનો રાજા હતો. તે યાત્રાળુઓને–સંઘને એમ કહેતો કે ‘ આ સમ્મેતશિખર તીર્થ તમારૂં છે, માટે તેની સુખેથી યાત્રા કરો, પણુ અમે આ તીર્થના સેવક છીએ, તેથી અમારૂં દાણુ અમને આપો. અમે તેથી વિશેષની આશા રાખતા નથી,’ વગેરે.

ઈસરી એટલે પાર્શ્વનાથ હીલ સ્ટેશનથી ૩ માઈલ નીમીયાઘાટ છે, ત્યાંથી ૯ માઈલ ટોપચાચી છે અને ત્યાંથી ૨ માઈલ પર કતરાસગઢ આવેલું છે. એટલે ઈસરીથી તે ૨૩ માઈલ છેટે આવેલું છે. ત્યાંથી ૬ માઇલ કરકેન્દ્રા અને ત્યાંથી ૪ માઈલ ઝરિયા છે. એટલે ઝરિયા અને કતરાસગઢ વચ્ચે માત્ર દશ માઇલનું જ છેટું છે. તેમાં રાજ્યની સરહદ બદલાય અને નવા રાજ્યને કર, વેરો કે મુંડકું જે કંઈ ત્યાં લેવાતું હોય તે આપવું પડે.

આ ધનલોભી નાના નાના રાજાઓ કોઈવાર સંઘને બદદાનતથી રોકી લેતા અને

તેમને માર્ગ બતાવવા આગળ ચાલતા નહિ. આવો એક પ્રસંગ પં. જશકીર્તિએ ‘ સમ્મેતશિખર–રાસ ’માં નોંધ્યો છે. તે આ પ્રમાણેઃ

‘ આગરાના સુપ્રસિદ્ધ સંઘપતિ કુંવરપાલ અને સોનપાલ લોઢાએ સં. ૧૬૭૦ માં શ્રી સમ્મેતશિખરજીનો સંઘ કાઢ્યો હતો. સાથે ૫૦૦ સુભટો હતા. તેઓ પટણા–નવાદા થઈ સખર નગર પહોંચ્યા. ત્યાં રામદેવ રાજાના મંત્રીએ સ્વાગત કરી સારાં સ્થાનમાં ડેરો આપ્યો. સંઘપતિએ રાજાને મળી યાત્રા કરાવવાનું (યાત્રાર્થે આગળ માર્ગ દર્શાવવાનું) કહ્યું. આ રાજા બ્રાહ્મણ હતો. તેણે કહ્યું: ‘ બે–ચાર દિવસમાં જ આપ થાકી ગયા ? આપની પહેલાં જે જે મોટા સંઘપતિઓ આવ્યા, તે તો અહીં મહિનો–મહિનો રહેલા છે.’ સંઘપતિ એની મનોવૃત્તિ સમજી પાછા આવ્યા. અને ચાર મુકામ કરીને સિંહ ગુફામાં શ્રી વર્ધમાન સ્વામીને વંદન કર્યું’.

‘ સંઘપતિએ વિચાર કર્યો કે આ બ્રાહ્મણ લોભી છે. સંઘને જોઈ તેની નજર ફરી ગઈ છે. એટલે તેમણે નિશાન વગાડયું. લોકોએ રાજાને સમજાવ્યો. સંઘપતિએ કહ્યું: ‘ અમને ઘણા દિવસો થઈ ગયા. પાલગંજ કંઈ પાસે નથી, અમને રસ્તો બતાવો.’

રામદેવે કહ્યું: ‘ હું માગું તે મને આપો.’

સંઘપતિએ જણાવ્યું: ‘ જે માગશો તે આપીશ, પરંતુ બળજબરીથી કામ થશે નહિ. કંઈક અત્યારે લ્યો, કંઈક પછીથી. ’ રામદેવે કહ્યું: ‘ પછીથી શું બને ? અત્યારે જ આપી દો.’ સંઘપતિએ કહ્યું: ‘ તમે તમારા કોલથી ચૂકી ગયા. તમને ધિક્કાર છે ! તમારા મસ્તક પર પગ મૂકીને પાલગંજ જાઉં તો મને ઓસવાલ સમજજો.’

આગળના જમાનામાં સંઘપતિઓ કેવા નિડર અને વીર હતા, તે આથી સમજાય છે. તેઓ ધનનો ઉદાર હાથે વ્યય કરતા અને પ્રસંગ આવ્યે જાનને જોખમમાં મૂકીને પણ યાત્રિકોનું રક્ષણ કરતા.

સંઘપતિએ આવીને પ્રયાણની તૈયારી કરી, રાણીએ રામદેવને બહુ ઠપકો આપ્યો, ત્યારે એણે સંઘપતિને મનાવવા મંત્રીને મોકલ્યો. મંત્રીએ ઘણો અનુનય–વિનય કર્યો, પણ સંઘપતિએ તેને કોરો જવાબ આપી દીધો.

સંઘપતિ પાછા નવાદા આવી મીરજા અબ્દુલ્લાને મળ્યા. તેણે કહ્યું: ‘ કોઈ ફીકર નહિ. ગોમાનો રાજા ત્રિલોકચંદ્ર ખૂબ હોશિયાર છે, તેને બોલાવું છું.’ મીરજાએ તત્કાલ પોતાનો મેવડો દૂત મોકલ્યો. રાજા ત્રિલોકચંદ્ર મીર્જાનો પત્ર વાંચી આહ્લાદિત થયો અને પોતાના માણસોને એકત્ર કરવા લાગ્યો. રાણીએ આ તૈયારી જોઈ કારણ પૂછ્યું. આખરે તેણે સલાહ આપી કે ‘ રાજા રામદેવની માફક તમે મૂર્ખતા ન કરશો. સંઘપતિ ઘણા દાતાર અને આત્માભિમાની છે. તેમને યાત્રા કરાવવા માટે સન્માનપૂર્વક લઈ આવજો. ’

રાજા ત્રિલોકચંદ્ર પોતાનું સૈન્ય લઈને મીરજા પાસે પહોંચ્યો. મીરજાએ એને સંઘપતિ પાસે લઈ જઈને કહ્યું: 'આ મોટા વ્યાપારી છે. એમની પાસે હજરત (દિલ્હીના બાદશાહ)ના હાથનું ફરમાન છે. એમને કોઈ કષ્ટ આપશે તો અમારો ગુનેગાર થશે.' રાજાએ કહ્યું: 'કોઈ ચિંતા ન કરો. યાત્રા કરાવીને નવાદા પહોંચાડી દઈશ. એમને એક દમડીનું પણ નુકશાન નહિ થાય. જો નુકશાન થશે તો હું ભરપાઈ કરી દઈશ.' આ સાંભળીને સંઘપતિએ મીરજા તથા રાજાને વસ્ત્રાલંકાર, ઘોડા, સોનૈયા, જહાંગીરી રૂપિયા તથા ઉત્તમ ખાદ્યાદિ પદાર્થોથી સંતુષ્ટ કર્યા. ત્યાંથી રાજાની સાથે સંઘપતિએ સંઘસહ પ્રયાણ કરીને પાંચ ઘાટી ઓળંગીને સકુશલ ગોસા નગર પહોંચ્યા. ત્યાંથી રાજાએ સુખપૂર્વક યાત્રા કરાવી.'

આ ઉપરથી તે વખતની સ્થિતિનું સ્પષ્ટ ચિત્ર આપણી નજર સમક્ષ આવી જાય છે.

પરંતુ આજે પરિસ્થિતિ પલટાઈ છે અને પ્રવાસનાં સાધનો વધ્યાં છે. રેલ્વે, મોટર, વિમાન વગેરેમાં ઝડપી પ્રવાસ થઈ શકે છે. તેથી આ ગિરિરાજે પહોંચવાનું કામ એટલું અઘરું રહ્યું નથી. ઇચ્છા હોય તો એકલો માણસ પણ તેની યાત્રા કરી શકે છે.

આગળના જમાનામાં એમ મનાતું કે પાલગંજ પહોંચ્યા એટલે પારસનાથ પહોંચ્યા, સમેતશિખરજી પહોંચ્યા. તેથી ઉત્તર-પશ્ચિમથી આવનાર યાત્રાળુઓ પટણા, નવાદા અને ખડગવિહા થઈ પાલગંજ આવતા અને દક્ષિણ-પૂર્વ તરફથી આવનાર માનપુર, જયપુર અને નવાગઢ થઈ પાલગંજ આવતા. ત્યાંથી તેઓ આ ગિરિરાજની યાત્રા કરતા.

આ ગિરિરાજ ઉપર જવાના રસ્તા અનેક છે. ટોપચાચીથી પગદંડી રસ્તે માત્ર ચાર ગાઉ જ થાય છે. ચંદ્રપ્રભ સ્વામીની ટ્રંકથી પણ ચડાય છે અને શુભ ગણધરની ટ્રંકથી પણ રસ્તો નીકળે છે. આગળ આ બધા માર્ગોથી યાત્રા થતી પરંતુ અત્યારે તો બે જ રસ્તા પ્રસિદ્ધ છે: એક મધુવનથી ઉપર ચડવાનો, બીજો ઈસરી એટલે પાર્શ્વનાથ હીલ સ્ટેશનથી ઉપર ચડવાનો તેમાં મધુવનનું સ્થળ વધારે પસંદ કરવા યોગ્ય છે.

મધુવન પહોંચવા માટે પ્રથમ ગીરડી પહોંચવું પડે છે. તે એક નાનું રેલ્વે સ્ટેશન છે અને ત્યાં એક બાજુ લખીસરાઇ સ્ટેશનથી અને બીજી બાજુ કલકત્તાથી પહોંચી શકાય છે. રેલ્વેની ઍડશો ગાઈડ તથા નકશો જોવાથી આની વધારે સમજણ પડવા સંભવ છે.

## ગીરડી

ગીરડી સ્ટેશનની સામે જ આલિશાન શ્વેતામ્બર જૈન ધર્મશાળા છે. તે સં. ૧૯૩૪ માં મુર્શિદાબાદ નિવાસી રાયબહાદુર ધનપતિસિંહજીએ બનાવેલી છે. તેમાં ઉતરવાની સારી સગવડ છે. તેમાં પ્રવેશ કરતાં જ ડાબા હાથે સુંદર મંદિર છે. તે સં. ૧૯૪૨માં

મુર્શિદાબાદ નિવાસી રાયબહાદુર બુધસિંહજીએ બનાવેલું છે. તેમાં નાગફણાવાળા શ્રી સુપાર્શ્વનાથ ભગવાન આરસની છત્રી નીચે બિરાજમાન છે પાસે બગીચો છે. તેમાં ગુલાબ, ચમેલી, જાઈ, જુઈ, ગુલ્કાવદી વગેરે તરેહ તરેહના પુષ્પો થાય છે અને તે રોજ પૂજામાં પ્રભુજીને ચડે છે.

સાધુ-સાધ્વીઓ રાજગૃહી, પાવાપુરી વગેરે તીર્થોની યાત્રા કરીને નવાદા અને કોડારમાના માર્ગે અહીં પહોંચી શકે છે.

ગીરડી ગામ બહુ મોટું નથી, પણ ખાવા-પીવાની બધી વસ્તુઓ મળી શકે છે. નજીકમાં કોલસા અને અબરખની ખાણો હોવાથી ઉદ્યોગનું કેન્દ્ર છે. તેનું મુખ્ય નિશાન એ છે કે ગામની ચારે બાજુ રેલ્વેના પાટા પથરાયેલા છે અને સવાર-સાંજ ધૂમાડો ખૂબ રહે છે. પ્રથમના જમાનામાં ગામની આસપાસ બાગ, બગીચા, વૃક્ષઘટાઓ કે લીલાંછમ ખેતરો નજરે પડતાં અને તે દિલ તથા દિમાગને ખૂબ શાંતિ આપતાં. આજે જમાનો ઉદ્યોગનો છે, વધારે અર્થોત્પાદનનો છે, એટલે આવાં દશ્યો નજરે પડે છે. અહીં એટલું જણાવવું યોગ્ય થઈ પડશે કે અર્થોત્પાદનની ધૂનમાં આપણે ઘણું ગુમાવ્યું છે, ખાસ કરીને ચિત્તની શાંતિ ! એ તો ધર્મારાધનથી જ પ્રાપ્ત થઈ શકે અને ધર્મારાધનનું એક પ્રબળ અંગ તીર્થયાત્રા છે.

ગીરડીથી મધુવન અઢાર માઈલ દૂર છે. ત્યાં જવા માટે પાકી સડક છે. વાહનમાં ગાડાં, બસ, ટેક્સી વગેરે મળે છે. આ આખોયે માર્ગ ખૂબ રળિયામણો છે, એટલે યાત્રાળુનું મન પ્રસન્ન થાય છે. અને હવે એક મહાન શાંતિદાયક સુંદર સ્થાન તરફ જઈ રહ્યા છીએ, તેનું ભાન કરાવે છે.

## ઋજુવાલિકા નદી

ગીરડીથી દશ માઈલ દૂર વશાકડ નામની એક સરિતા માર્ગમાં આવે છે. તેના પર પૂલ બાંધેલો છે. આ પુલની એક બાજુ નાની શ્વેતામ્બર જૈન ધર્મશાળા છે અને તેની પાછળ શ્રી વીર પરમાત્માનું નાનું મંદિર છે. બાજુમાં બરાકડ નામનું નાનું ગામડું છે, ત્યાંથી જોઈતી વસ્તુઓ મળી રહે છે. અહીં પૂજારી તથા માળી બધો વખત રહે છે. બધી વ્યવસ્થા મધુવન જૈન શ્વેતામ્બર કોઠી તરફથી રહે છે.

યાત્રિકો આ સરિતાને ઋજુવાલિકા માનીને તેની ભાવપૂર્વક સ્પર્શના કરે છે અને વીર પરમાત્માની ચરણપાદુકાનાં દર્શન કરતાં એ ભવ્ય પ્રસંગને યાદ કરે છે કે જ્યારે તેમણે ઋજુવાલિકા નદીના તટ ઉપર શામાક નામના ગૃહસ્થનાં ક્ષેત્રમાં કોઇ ગુપ્ત-અસ્પષ્ટ રહેલાં ચૈત્યની નજીક, શાલ વૃક્ષની નીચે, છઠ્ઠની તપશ્ચર્યાપૂર્વક, ઉત્કટિકા સને, વૈશાખ સુદિ ૧૦ દિવસે, તૃતીય પ્રહરે કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરી હતી.

ચરણપાદુકા પર જીર્ણોદ્ધારનો લેખ આ પ્રમાણે જોવામાં આવે છે :

'ऋजुवालिकानदीतटे श्यामाककुटुम्बी (वि) क्षेत्रे वैशाख शुक्ल १० तृतीयप्रहर केवलज्ञान कल्याणिक समवसरणमभूत् मुर्शिदाबाद वास्तव्यप्रतापसिंह तद्भार्या महेताबकुंवर तत्पुत्र लक्ष्मीपतसिंह बहादुर तत्कनिष्ठभ्राता धनपतसिंह बहादुरेण स. १९३० वर्षे जीर्णोद्वार (द्धा) रं (रः) कारापितं (त) ॥'*

આ પરથી એમ જણાય છે કે રા. બ. ધનપતસિંહજીએ સં. ૧૯૩૦માં આ તીર્થસ્થળનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. મૂળમંદિર સંબંધી એમ લાગે છે કે જગતશેઠે ઓગણીસમી સદીનાં પ્રથમચરણમાં મધુવનમાં એક મોટી કોઠી તથા ધર્મશાળા બનાવી તેમાં મોટા સાત જિન પ્રાસાદો કરાવ્યા, તેની ચારે બાજુ કિલ્લો કરાવ્યો અને તેની બહાર ક્ષેત્રપાળ ભોમિયાજીનુ મંદિર બનાવ્યું. એ વખતે જ કે લગભગ એ અરસામાં બંધાયું હશે અને તેમાં ચરણપાદુકા સ્થાપી હશે, કારણ કે પહેલાં આ સ્થાનને ઋજુવાલિકા તરીકે ઓળખવાનાં કોઈ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થતાં નથી.

મુનિશ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી) એ જૈન તીર્થોના ઈતિહાસમાં આ સ્થાન ઋજુવાલિકા હોવાનો અભિપ્રાય ઉચ્ચાર્યો છે,× પણ તે અંગે સાધક–બાધક અનેક પ્રમાણોનો સંભાળપૂર્વક વિચાર કરવાની જરૂર છે. તે અંગે પ્રાચીન તીર્થમાળામાં આ પ્રમાણે ઉલ્લેખો થયેલા છે :

(૧) સમેતશિખર આગલિવીસ કોસ, રજુવાલુકા નઈ પાસઈ;
જે બીય ગામ વિસાલતુ, જય જય જે૦
વર્ધમાન તિંહા નાણુ ભણી જઈ, સુમુખિ જિનવર વીર નમી જઈ,
આણી ભાવ રસાલતુ, જય જય જે૦
ઈમ સુણીઇં લોકથી વાત, તિહાં જઈનઈ કીધી નામ,
ઈહાંથી કીજઇ ધ્યાનતુ, જય જય જે૦
પં. શ્રી હંસસોમ

(૨) ગિરિ આગિં કોશે બારે, ઉપરિથી દેવ જુહારે;
રિજુવાલુઅ જંભી ગામ, વીરહ જિન કેવળ ઠામ.
પં. શ્રી વિજયસાગર

(૩) સમ્મેતશિખરથી જિમણઈ પાસ, જંભીય ગામ અછઇ બહુવાસ;
રિજુવાલિકા નદી નઈ તીર, કેવલ પામ્ક શ્રી મહાવીર.
પં. શ્રી જયવિજય

---

* અહીં કૌંસમાં મૂકેલા અક્ષરો અમારા છે, જે શુદ્ધ પાઠ સૂચવે છે.

× પૃ. ૪૬૬, ૬૭

(૪) ગિરિથી દૂરે દક્ષિણ દિશિ, દેખિઈ રિજુવાલુકારે નામ;
દામોદર લટની હરાણું વહે, વીર જિન કેવલ ઠામ.

પં. શ્રી સૌભાગ્યવિજય

પં. શ્રી હંસસોમજી એમ જણાવે છે કે સમ્મેતશિખરથી વીશકોશ દૂર ઋજુવાલિકા નદી છે અને ત્યાં જંભિય ગામ છે, એમ લોક મુખેથી જાણી અમે તેની યાત્રા કરી. પં. શ્રી વિજયસાગરજી આ સ્થાનને સમ્મેતશિખરજીથી બાર કોશ દૂર બતાવે છે. પં. શ્રી જયવિજયજી તેનું અંતર બતાવતા નથી પણ તે જમણી બાજુ હતી એવો નિર્દેશ કરે છે અને પં શ્રી સૌભાગ્યવિજયજી કહે છે કે ગિરિરાજથી દૂર હમણાં જે દામોદર નદી વહે છે, તેજ ઋજુવાલિકા નદી છે.

આ સંબંધી શ્રમણ ભગવાન મહાવીરમાં પં.શ્રી કલ્યાણવિજયજીએ જણાવ્યું છે કે 'આ ઉલ્લેખોથી ભગવાનની કેવળકલ્યાણકની ભૂમિનો નિશ્ચિત પત્તો લગાડવો કઠણ છે. આજકાલ જ્યાં સમ્મેતશિખરની પાસે કેવલભૂમિ બતાવવામાં આવે છે, તેની પાસે ન તો ઋજુવાલિકા અથવા એનાથી મળતાઝુલતા નામવાળી કોઈ નદી છે અને ન જંભિયગ્રામ અથવા એના અપભ્રષ્ટ નામનું કોઇ ગામ છે. સમ્મેતશિખરથી પૂર્વ–દક્ષિણ દિશામાં દામોદર નદી આવે પણ છે, પરંતુ ઋજુવાલિકા અથવા ઉજુવાલિયા નદીનો ક્યાંઈ પત્તો નથી, હા. ઉક્ત દિશામાં 'આજી' નામની એક મોટી નદી અવશ્ય વહે છે, જો આ આજીને જ ઉજુવાલીયા માની લેવામાં આવે તો જુદી વાત છે, પરંતુ એક વાત અવશ્ય વિચારણીય છે કે આજી એક મોટી અને આ નામથી પ્રસિદ્ધ પ્રાચીન નદી છે. 'સ્થાનાંગસૂત્ર'માં ગંગાની પાંચ સહાયક મોટી નદીઓમાં આની 'આજી'એ નામથી જ પરિગણના કરવામાં આવી છે. આથી આજીને ઉજુવાલિયાનો અપભ્રંશ માનવો ઠીક નથી. એક વાત એ પણ છે કે આજી અથવા દામોદર નદીથી પાવા–મધ્યમાં જ્યાં ભગવાનનું બીજું સમવસરણ થયું હતું, તે લગભગ ૧૪૦ માઈલ દૂર પડી જાય છે. જ્યારે શાસ્ત્રોમાં ભગવાનનાં કેવલજ્ઞાનનાં સ્થાનથી મધ્યમાં ૧૨ યોજન દૂર બતાવી છે. 'આવશ્યક ચૂર્ણિ'ના લેખાનુસાર ભગવાન કેવલી થયા એ પહેલાં ચંપાથી જંભિય મંડિય, છમ્માણી થઈને મધ્યમા ગયા હતા, અને મધ્યમાંથી પાછા જંભિય ગામમાં ગયા હતા. જ્યાં ભગવાનને કેવળજ્ઞાન થયું હતું. આ વિહારવર્ણનથી સમજાય છે કે 'જંભિય ગામ' અને 'ઋજુવાલિકા' નદી મધ્યમાના રસ્તામાં ચંપાની પાસે જ ક્યાંક હોવાં જોઈએ. જ્યાંથી ચાલીને ભગવાન એક રાતમાં જ મધ્યમા પહોંચ્યા હતા. આથી બાર યોજનનો હિસાબ પણ ઠીક બંધ બેસે છે'

તાત્પર્ય કે જેને આજે ઋજુવાલિકા માનવામાં આવે છે અને તેનાં કિનારે શ્રી મહાવીરસ્વામીનું મંદિર છે, એ સ્થાપનાતીર્થ છે. અહીં એટલી સ્પષ્ટતા કરવી ઉચિત

ગણાશે કે જે આત્માર્થી છે, આત્મકલ્યાણનો અભિલાષી છે, તે તો આ સ્થાપના તીર્થ-માંથી પણ આત્મકલ્યાણની અદ્ભુત પ્રેરણા અવશ્ય મેળવી લેવાનો. મૂર્તિ એ જિનેશ્વર દેવની સ્થાપના છે, પરંતુ આત્માર્થીઓ તેમાંથી આત્મકલ્યાણની કેટલી પ્રેરણા મેળવી લે છે?

ઋજુવાલિકાથી મધુવન જતાં રસ્તામાં ચોતરફ જંગલ આવે છે. વચ્ચે અનેક રસ્તાઓ નીકળે છે, તેથી ભોમિયાના સાથ વિના આડમાર્ગે જવું ઉચિત નથી.

[ ૫ ]

## મધુવન અને ઈસરી

મધુવન ચાર અક્ષરનું કેવું સુંદર નામ છે? તેની આસપાસ મધુરતા વેરતાં વિવિધ વૃક્ષોની વિશાળ ઘટાઓ આવેલી છે, એટલે જ તેનું આવું નામ પડેલું છે. આપણા પૂર્વજો નામ પાડવામાં ઘણા કુશળ હતા, એમાં કોને સંદેહ છે? અમને તો નથી જ. અહીંના લોકો વનાં સ્થાને બ બોલે છે અને આગળના અનો ઉચ્ચાર પહોળો કરે છે, એટલે મધુવનનાં સ્થાને 'મોધુબન' એવો શબ્દ પ્રયોગ પણ સાંભળવામાં આવે છે.

મધુવન ગામ ગિરિરાજથી માત્ર એક ફર્લોંગના અંતરે આવેલું છે, એટલે ત્યાં પહોંચતાં જ ગિરિરાજની પવિત્ર છાયામાં આવી ગયાનો આનંદ હૃદયમાં ઉછળવા લાગે છે. શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રામાં જે સ્થાન પાલીતાણાનું છે અને શ્રી ગિરનાર મહાતીર્થની યાત્રામાં જે સ્થાન જૂનાગઢનું છે, તે જ સ્થાન શ્રી સમ્મેશિખરજી મહાતીર્થની યાત્રામાં મધુવનનું છે, તળેટીનાં સ્થાન તરીકે મધુવન અસ્તિત્વમાં આવ્યા પછી શિખરજીની યાત્રા વધારે સરળ અને સગવડભરી બની છે અને યાત્રિકોનું પ્રમાણ વધતું રહ્યું છે. આજે દર વર્ષે આઠ-દસ સ્પેશ્યલ ટ્રેઈનો તથા હજારો યાત્રાળુઓ અહીં આવે છે.

આ સ્થાન ક્યારે અસ્તિત્વમાં આવ્યું? તે સંબંધી પણ થોડી વિચારણા કરીએ સં ૧૭૫૦ સુધીનાં તીર્થવર્ણનોમાં મધુવનનો તળેટી તરીકે ઉલ્લેખ થયેલો નથી, પરંતુ ત્યાર પછી સં. ૧૮૩૫ માં પં. દયારુચિ ગણિએ રચેલા સમ્મેતશિખર રાસમાં તેનો ઉલ્લેખ આ પ્રમાણે થયેલો છે:

દેશ દેશના સંઘ મિલ આવે, બોલે જય જિન વીસરે;
પહલી સફલ પોલાય પાલગંજે, લહી રાજાની આશીષ રે.
સાંવલિયા પ્રભુ પાર્શ્વની મૂરત, બહુ ઓચ્છવ મંડાણ રે;
પાલગંજસે પ્રભુજી લાવે, બોલે મુખ જય વાણ રે.
સંઘસહુ મધુવનમેં આવે, હરિ રહે પટ આવાસ રે;
મધુવનમેં પ્રાસાદ પ્રભુકો, જિહાં થાયે પ્રભુ પાસ રે.

એટલે સં. ૧૮૩૫ માં આ સ્થાનને ગિરિરાજની તળેટી તરીકે પૂરી પ્રતિષ્ઠા મળી ચૂકી હતી એ નિશ્ચિત છે. પણ તે એકાએક તો નહિ જ બન્યું હોય. તેને કેટલોક સમય જરૂર લાગ્યો હશે. સં. ૧૮૨૫ માં અહીં મંદિરોની પ્રતિષ્ઠા થયાનું વર્ણન ઉક્ત રાસમાં આવે છે અને સં. ૧૮૦૯ માં બાદશાહ અહમદે પ્રથમ જગતશેઠ મહતાબરાયને મધુવન, કોઠી, જયપારનાળું વગેરે ભેટ આપ્યાનો ઉલ્લેખ છે. એટલે સં. ૧૮૦૯ માં પણ આ સ્થાનની તળેટી તરીકે પ્રતિષ્ઠા જામવા માંડી હશે અને ત્યાં તીર્થની રક્ષા તથા યાત્રાળુઓની સગવડ માટે કોઠી સ્થપાઈ ગઈ હશે. તેથી અઢારમી સદીના અંતભાગે આ સ્થાનનો વિકાસ શરૂ થયો, એવું અનુમાન કરીએ તો અનુચિત નહિ ગણાય.

‘પ્રથમ પાલગંજ આવીને જ શિખરજીની યાત્રા થાય’ એવો સંસ્કાર લાંબા વખતથી જૈન સમાજમાં દૃઢ થયેલો હતો, તેથી યાત્રિકો પાલગંજ થઈને મધુવન આવતા અને એ વખતે મોટા ઉત્સવપૂર્વક શ્રી શામળિયાજી પાર્શ્વનાથની મૂર્તિ સાથે લાવતા. પછી તેની મધુવનનાં મંદિરોમાં સ્થાપના કરીને વિશેષ મહોત્સવ કરતા. પરંતુ સમયનાં વહેણુ સાથે પાલગંજ થઈને મધુવન આવવાનું ઓછું થતું ગયું. અને ગિરડીમાં રેલ્વે સ્ટેશન થયા પછી, તેમજ ત્યાંથી મધુવન પહોંચવાની સીધી સડક બંધાયા પછી તો પાલગંજ છેક જ વીસરાઈ ગયું. આજની પ્રજાને તો પાલગંજ કયાં આવ્યું ? કે એક કાળે તેની કેટલી મહત્તા હતી ? તેની પણ ખબર નથી !

મધુવનમાં કિલ્લેબંધ આલીશાન જૈન શ્વેતામ્બર કોઠી છે. તેમાં મુનીમ, ગુમાસ્તા, નોકરચાકર, ચપરાશી, ઘંટા–ઘડિયાળ, નોબતખાના બધો ઠાઠ રાજશાહી છે. આ કોઠીમાં વિશાળ ધર્મશાળા છે. વધારે સ્પષ્ટ કહીએ તો ધર્મશાળાઓનો એક સમૂહ છે. તેમાંની એક ધર્મશાળા અમદાવાદવાળા હરકોર શેઠાણીએ બંધાવેલી છે, બીજી ધર્મશાળા મુર્શિદાબાદવાળા રાયબહાદુર લક્ષ્મીપતિસિંહજીએ બંધાવેલી છે અને બીજી નાની નાની જુદા જુદા ગૃહસ્થોની સખાવતથી બંધાવાયેલી છે. સેંકડો યાત્રાળુઓ એક સાથે ઉતરી શકે એમ છે. વાસણ–ગોદડાં વગેરે જે જોઈએ તે મળી શકે છે.

ધર્મશાળામાં આગળ જતાં આ તીર્થની પેઢી આવે છે તેનો, આ ધર્મશાળાઓનો, બાજુમાં આવેલાં મંદિરોનો તથા ગિરિરાજ પર આવેલાં તમામ દર્શનીય સ્થાનોનો વહીવટ અજીમગંજનિવાસી મહારાજા બહાદુરસિંહજી દૂધેડિયા કરે છે.

પાસે એક ઉમદા બગીચો છે. તેમાં તરેહ તરેહનાં સુગંધી પુષ્પો થાય છે અને તે રોજ દેવપૂજનમાં વપરાય છે.

તેની નજીકમાં જ અગિયાર મંદિરોનો એક મોટો સમૂહ છે, તે તીર્થાધિરાજની એક ટૂંક હોય એવો લાગે છે. તેમાં મુખ્યતા શ્રી શામળિયાજી પાર્શ્વનાથ મંદિરની છે.

આ મંદિર જગતશેઠે ઘણો ધનવ્યય કરીને બંધાવેલું છે. તેમાં લગભગ ત્રણ ફૂટ મોટી શ્રી શામળિયાજી પાર્શ્વનાથની મૂર્તિ બિરાજે છે. તેની એક બાજુ શ્રી પાર્શ્વનાથ ભગવાનની તથા બીજી બાજુ શ્રી શીતલનાથ ભગવાનની શ્વેત પ્રતિમાઓ છે. આ ત્રણે પ્રતિમાઓ પર સં. ૧૮૭૭ થી માંડીને ૧૮૮૮ સુધીના લેખો છે. આ મંદિરની આરસની દીવાલોપર તીર્થના નકશાઓ તથા કમાનો પર વિવિધરંગી વેલબુટ્ટાઓ છે.

આ મંદિરની ડાબી બાજુએ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે, તે મુર્શિદાબાદની એક ભાગ્યવંત શ્રાવિકાએ બંધાવેલું છે. મૂર્તિપર ૧૮૭૭માં શ્રી જિનહર્ષસૂરિદ્વારા પ્રતિષ્ઠા થયાનો લેખ છે. ઉપરના માળે ચૌમુખ સુપાર્શ્વનાથજી બિરાજમાન છે.

ત્રીજું મંદિર શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું છે. તે મુર્શિદાબાદનિવાસી બાબુ જશરૂપજી હરખચંદજી નવલખાએ બંધાવેલું છે. મૂર્તિપર સં. ૧૮૮૮ માં ખરતરગચ્છીય શ્રી જિન-ચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે.

ચોથું મંદિર શ્રી પાર્શ્વનાથજીનું છે, તે કલકત્તાનિવાસી ઝવેરી ભેરુદાનજીનું બંધાવેલું છે મૂર્તિપર સં. ૧૯૧૦ માં પ્રતિષ્ઠા થયાનો લેખ છે.

પાંચમું મંદિર પણ શ્રી પાર્શ્વનાથજીનું છે, તે કાનપુરનિવાસી ભંડારી રૂગનાથ-પ્રસાદજીએ બંધાવેલું છે. મૂર્તિપર સં. ૧૮૫૪માં પ્રતિષ્ઠા થયાનો લેખ છે,

છઠ્ઠા મંદિરમાં વીશ જિનપતિઓની ચરણપાદુકા છે. આ મંદિર પાછળથી બંધાવેલું છે.

સાતમું મંદિર શ્રી ગોડીપાર્શ્વનાથજીનું છે, તે મિરજાપુરના ભાગ્યશાળી શ્રાવકે બંધાવેલું છે. તેમાં શ્રી ગોડીપાર્શ્વનાથજીની શ્વેત સુંદર પ્રતિમા બિરાજમાન છે. તેના પર સં. ૧૮૯૭ માં પ્રતિષ્ઠા થયાનો લેખ છે. આ મંદિરના ઉપરના માળે શ્રી સંભવનાથ ભગવાન બિરાજમાન છે.

આઠમું મંદિર શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીનું છે, તે મિરજાપુરનિવાસી ઝવેરી ધનસુખદાસજીનું બંધાવેલું છે. તેમાં લગભગ અઢી હાથ ઊંચી શ્રી પાર્શ્વનાથ પ્રભુની શ્યામ મૂર્તિ બીરાજમાન છે. મૂર્તિ નીચે ૧૮૯૭ માં પ્રતિષ્ઠા થયાનો લેખ છે.

નવમું મંદિર શ્રી સુપાર્શ્વનાથજીનું છે, તે બીકાનેરના શ્રાવકોએ બંધાવેલું છે. મૂર્તિ નીચે સં. ૧૯૦૦ માં પ્રતિષ્ઠા થયાનો લેખ છે.

દશમું મંદિર ગણધર શુભ સ્વામીનું છે. છે બાલુચર–મુર્શિદાબાદના શ્રાવકોએ બંધાવેલું છે. તેમાં શુભ ગણધરની લગભગ એક હાથ મોટી મૂર્તિ સાધુ સ્વરૂપમાં બિરાજમાન છે. તેની નીચે સં. ૧૮૫૫ માં શ્રી જિનહર્ષસૂરિ દ્વારા પ્રતિષ્ઠા થયાનો લેખ છે.

અગિયારમું મંદિર શ્રી ગોડીપાર્શ્વનાથજીનું છે, તે મુર્શિદાબાદ નિવાસી બાબુ પ્રતાપસિંહજીએ બંધાવેલું છે. મૂર્તિ નીચે સં. ૧૮૮૮ માં શ્રી જિનચંદ્રસૂરિ દ્વારા પ્રતિષ્ઠા થયાનો લેખ છે.

શ્વેતામ્બર કોઠીની બહાર દરવાજાના નાકે વિશાળ વટવૃક્ષની નીચે તીર્થરક્ષક ભોમિયાજીનું મંદિર છે. તેમાં તીર્થ એટલે પહાડના આકારની એક ભવ્ય આકૃતિ છે, તેજ ભોમિયાજી. તે તીર્થ તથા યાત્રિકોનું રક્ષણ કરવામાં જાગતી જ્યોત મનાય છે. અને તેથી યાત્રિકો અહીં આવતાં જ પ્રથમ તેમને વંદન કરે છે. વળી જ્યારે તેઓ ગિરિરાજની યાત્રાએ જાય છે, ત્યારે અહીં વંદન કરીને જ જાય છે કે જેથી તેમની યાત્રા સુખરૂપ થાય અને રસ્તામાં ભૂલા પડાય નહિ કે કોઈ જાતની હેરાનગતિ થાય નહિ. યાત્રા કરીને પાછા ફરતાં પણ યાત્રિકો તેમને વંદન કરે છે, તે એટલા માટે કે તેમની કૃપાથી યાત્રા સુખરૂપ થઇ. એ વાત નિશ્ચિત છે કે અહીં ભોમિયાજીની સ્થાપના થયા પછી આ તીર્થની મહત્તા વધી છે.

આ મંદિરો ઉપરાંત ગામ બહાર પણ એક મંદિર છે, જે રાજા દેઢીનું મંદિર કહેવાય છે. તેમાં શ્રી સુધર્મા સ્વામીની મૂર્તિ બિરાજમાન છે.

ધર્મશાળા બહાર પાછળની બાજુ દાદાજીની છબી છે.

શ્વેતામ્બર કોઠીની એક બાજુ દિગમ્બર વીસપંથી અને બીજી બાજુ દિગમ્બર તેરાપંથીની કોઠીઓ છે. તેમાં ધર્મશાળા તથા મંદિર છે. આ બંને કોઠીઓ શ્વેતામ્બરોએ આ સ્થાનનો વિકાસ કર્યા પછી પાછળથી નંખાયેલી છે.

મધુવનથી ગિરિરાજ પર જવાનો રસ્તો સીધો છે. અહીં અશક્ત, બિમાર વગેરે માટે જોઈએ તે પ્રકારની ડોળીઓ મળી રહે છે, પણ તેનો પ્રબંધ આગલા દિવસે કરી લેવો પડે છે ભાવો કોઠી તરફથી બાંધેલા છે, છતાં યાત્રાળુઓની ભીડ વખતે થોડા વધારે પૈસા આપવા પડે છે. નાનાં છોકરાંઓને તેડવા માટે મજૂર પણ મળે છે.

હાલમાં અહીં ભોજનશાળા ચાલે છે, એટલે યાત્રાળુઓને ખાવા–પીવાની સારી સગવડ રહે છે.

અહીંની સ્થાનિક પ્રજા ઘણી ગરીબ છે અને તે ધર્મશાળાના દ્વારે વિવિધ પ્રકારની મજૂરી કરવા ઊભી રહે છે. આમ છતાં યાત્રિકોએ તેને વસ્ત્ર વગેરેનું દાન કરવાની જરૂર છે.

## ઈસરી

ઈસરીને પારસનાથ હીલ સ્ટેશન કહે છે. તે ઈ. આઇ. રેલ્વેનું એક નાનકડું સ્ટેશન છે, એટલે ત્યાં મેઇલ કે એકસપ્રેસ ગાડીઓ ઊભી રહેતી નથી. તેથી તે મારફત

પ્રવાસ કરનારાઓએ આગળના મોટાં સ્ટેશને ઉતરી અહીં પેસેન્જર ટ્રેન દ્વારા આવવાનું રહે છે.

સ્ટેશન સામે જ શેઠ આણંદજી કલ્યાણજીની ધર્મશાળા છે. ત્યાં મુનીમ અને બીજા માણસો રહે છે, તે શિખરજી પહાડની પૂરેપૂરી વ્યવસ્થા રાખે છે.

અહીંથી નીમીયાઘાટના રસ્તે શિખરજી ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનની ટૂંકે પહોંચી શકાય છે. પરંતુ યાત્રિકોને મધુવનમાં રહેલાં જિનમંદિરોનાં દર્શનનો લાભ મળે તથા બીજી પણ અનુકૂળતા રહે તે માટે તેમણે ત્યાંથી ૧૪ માઈલ બસનો પ્રવાસ કરીને મધુવનમાં આવી જવું ઉચિત છે.

## [ ૬ ]

## યાત્રા અંગે બે બોલ

યાત્રા—તીર્થયાત્રા એ જીવન સુધારવાની જડીબુટ્ટી છે, જીવનને ઉન્નત બનાવવાનો અદ્‌ભુત કીમિયો છે, જીવનને શુદ્ધ–નિર્મળ–પવિત્ર બનાવવાનો અનુપમ ઉપાય છે. તેથી જ સર્વ મહાપુરુષોએ તેની અગત્ય સ્વીકારી છે અને તેને ધાર્મિક પ્રવૃત્તિમાં અગત્યનું સ્થાન આપ્યું છે જૈન મહર્ષિઓનું તો સ્પષ્ટ ફરમાન છે કે શ્રદ્ધાસંપન્ન વિવેકશીલ ક્રિયા-વિભૂષિત શ્રાવકોએ વર્ષમાં એક વાર તો નાના–મોટા કોઈ પણ તીર્થની યાત્રા અવશ્ય કરવી.

તીર્થ એ તરવાનું સાધન છે. શબ્દની વ્યાખ્યા પણ એ જ અર્થનું સૂચન કરે છે. 'तीर्यतेऽनेनेति तीर्थम्।' એટલે અહીં આવનારે એવી જ પ્રવૃત્તિ કરવી જોઈએ કે જે સંસારસાગર તરવામાં ઉપયોગી થાય તાત્પર્ય કે દાન, શીલ, તપ અને ભાવનું યથા-શક્તિ આરાધન કરી લેવું એ તીર્થયાત્રિકનું ખાસ કર્તવ્ય છે. સાથે એ પણ યાદ રાખવું કે કદી ઉતારો જોઈએ તેવો ન મળે, સગવડમાં કંઇ ખામી હોય કે વાહન વગેરેનો પ્રબંધ સંતોષકારક ન થાય તો આકળા–ઉતાવળા થવું નહિ, પણ ખામોશી પકડવી અને જે છે તે જ ઠીક છે એમ માનીને સંતોષ ધારણ કરવો. ઈચ્છાપૂર્વક કષ્ટને સહન કરી લેવું એ 'કાયક્લેશ' નામનું એક પ્રકારનું તપ છે.× એ કદી પણ ભૂલવું નહિ વળી 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર;' એ ઉક્તિ પણ યાદ રાખવી. ધીરજ અને શાંતિથી જે કામ થાય છે, તે આકળા–કે ઉતાવળા થવાથી થતું નથી.

પાપનો—પાપકારી પ્રવૃત્તિનો તો અહીં પડછાયો પણ લઈ ન શકાય કહ્યું છે કે—

अन्यस्थाने कृतं पापं, तीर्थस्थाने विनश्यति ।
तीर्थस्थाने कृतं पापं, वज्रलेपो भविष्यति ॥

---

× બાહ્ય તપના છ પ્રકારો છે : (૧) અનશન, (૨) ઉણોદરિકા, (૩) વૃત્તિસંક્ષેપ, (૪) રસત્યાગ, (૫) કાયક્લેશ અને (૬) સંલીનતા,

'અન્ય સ્થાને કરાયેલું પાપ તીર્થસ્થાનમાં નાશ પામે છે, જ્યારે તીર્થસ્થાનમાં કરેલું પાપ વજ્રલેપ જેવું બની જાય છે' તાત્પર્ય કે પછી એ પાપમાંથી છુટવાનો કોઈ ઉપાય રહેતો નથી, એટલે તેનું ફળ અવશ્ય ભોગવવું પડે છે.

પાપ સ્થાનકો અઢાર છે, તેમાં પાંચ પાપો ઘણાં મોટાં છે, તેનો તો અહીં અવશ્ય ત્યાગ કરવો જોઈએ, અર્થાત્ કોઇ પ્રાણીની હિંસા કરવી નહિ, જૂઠું બોલવું નહિ. ચોરી કરવી નહિ, અબ્રહ્મનું સેવન કરવું નહિ તથા પરિગ્રહમાં મૂર્ચ્છિત થવું નહિ. આ પાપો થવાનું મુખ્ય કારણ મોજશોખ છે, એટલે તેનાથી દૂર રહેવું જોઈએ. વળી કલહ–કંકાસ કર્મબંધનનું કારણ છે, એટલે કોઈ સાથે લડાઈ-ઝઘડો ન કરતાં સલુકાઇથી વર્તવું જોઈએ અને અહીં આવનાર સર્વે મારા સાધર્મિક બંધુઓ છે, એમ માનીને તેમની સાથે સ્નેહભર્યો વર્તાવ કરવો જોઈએ.

શ્રી હરિભદ્રસૂરિજીએ પંચાશકમાં તીર્થયાત્રાને લગતાં છ કર્તવ્યોનો નિર્દેશ કર્યો છે. તે અનુસાર યાત્રિકે તીર્થભૂમિમાં આવીને યથાશકિત દાન દેવું જોઇએ અને પ્રભુનો ભંડાર ભરવો જોઈએ. યથ શક્તિ તપ કરવું જોઈ એ, ઉચિત વેશભૂષા રાખવી જોઈએ (જેથી બીજા પર ખરાબ છાપ ન પડે) વાજિત્રવાદન કરવું જોઇએ, સારગર્ભિત સ્તુતિ –સ્તોત્રો બોલવા જોઈએ અને હર્ષમાં આવીને પ્રભુ સમક્ષ નૃત્ય કરવું જોઈએ.

અન્યત્ર મન, વચન, કાયાની પવિત્રતા જાળવવાનો ખાસ ઉપદેશ છે.

બસ, આટલી સમજણ સાથે યાત્રિક ગિરિરાજની યાત્રા કરવા તત્પર બને. પરંતુ હજી અમારે મહત્ત્વની એક–બે વાત કહેવાની છે. યાત્રાની સફલતાનો ખરો આધાર શ્રદ્ધા અને ભાવોના ઉલ્લાસ પર છે. તેથી યાત્રિકે પોતાનાં દીલને શ્રદ્ધાથી ભરી દેવું જોઈએ. અને તેમાં ઉલ્લાસનો અતિરેક આણવો જોઈએ શ્રદ્ધા વિનાની યાત્રા એ શું યાત્રા છે? નહિ. નહિ, એ તો એક પ્રકારનું પરિભ્રમણ જ છે, ત્યારે ઉલ્લાસ વિનાની યાત્રાને યાત્રા કહેશો ખરા? અમે તો તેને એક પ્રકારનો ફોગટ પરિશ્રમ જ ગણીએ છીએ.

દિલમાં શ્રદ્ધા હોય, ઉલ્લાસ હોય, તો ગિરિરાજનું કઠિન આરોહણ પણ મનમાં ખેદ ઉપજાવતું નથી કે વિષાદનો અનુભવ થવા દેતું નથી. બધો સમય આનંદ આવે છે અને તેમાંથી અનેક પ્રકારના શુભ વિચારોનો–ભાવોનો જન્મ થાય છે. આ વસ્તુ મનોમાલિન્ય દૂર કરે છે. કુસંસ્કારોને હઠાવી દે છે અને પવિત્રતાનો પ્રવાહ વહેતો કરે છે.

શિખરજીની યાત્રા કારતક સુદિ ૧૫ થી ફાગણ સુદિ ૧૫ સુધીમાં વિશેષ પ્રમાણમાં થાય છે. ત્યાર પછી યાત્રાળુઓનું પ્રમાણ ઘટે છે. વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રી શાંતિ-વિજયજી મહારાજે જૈન તીર્થ ગાઇડમાં જણાવ્યું છે કે 'ઘણા લોક એ વાતનો વિચાર કરે છે કે શિખરજીના પહાડમાં હરડાં, બહેડાં, આંબળા, બીલામા, (તથા) વછનાગ વગેરે

એવી ઝેરી જડીબુટ્ટીઓ છે કે જેની અસર વૈશાખ–જ્યેષ્ઠ માસમાં અહીંના પાણી પર આવી જાય છે અને તેથી યાત્રીલોક બિમાર પડી જાય છે. પરંતુ આ વિચાર ખોટો છે. અમે કેટલીયે વાર ગરમીના દિવસોમાં અહીં આવી ચૂકયા છીએ ખાસ મધુવનમાં તો મીઠાં પાણીના ઘણા કૂવા છે, તેથી યાત્રીઓને કોઈ જાતની તકલીફ પડતી નથી. પહાડી ઝરણાંનું પાણી પીવાની કોઈ જરૂર પણ નથી. જો પાણીની અસર આવા જ પ્રકારની હોય તો યાત્રીઓ અહીં દરેક વખતે આવ્યા કેમ કરે? સામાન્ય લોકોના કહેવાથી દોરવાઈ જવાની જરૂર નથી.

રૂના વ્યાપારવાળાઓને કારતક–માગશરમાં ફુરસદ હોતી નથી. ચોમાસામાં વરસાદનું કારણ હોય છે અને ગરમીમાં પાણી બગડી જાય છે. તો બતલાવો કે તીર્થયાત્રાએ ક્યારે જશો? પુત્ર–પુત્રીના વિવાહ અને જાનમાં વૈશાખ–જેઠમાં પણ જાઓ છો, કોઈ બહાનું બતાવતા નથી અને તીર્થયાત્રામાં આવાં બહાનાં સામે આવે છે. પરંતુ આ બધી ફીઝુલ વાતો છે. જ્યારે દિલ માને ત્યારે યાત્રા કરો અને કોઈ જાતનો ભય રાખો નહિ.'

સ્પેશ્યલ ટ્રેનો દ્વારા આ પ્રદેશની યાત્રા કરવા આવનાર કાર્તિકી પૂર્ણિમાના દીવસે કલકત્તાના સુપ્રસિદ્ધ ભવ્ય વરઘોડાનાં દર્શન કરીને સીધા અહીં આવવાનું પસંદ કરે છે, તેથી એ સમયે અહીં યાત્રાળુઓની ભારે ભીડ રહે છે. ત્યારપછી એ ભીડ ક્રમે ક્રમે ઓછી થાય છે. વળી પોષ દશમી એટલે પોષ વદી ૧૦ (ગુજરાતી માગસર વદી ૧૦) આવતાં યાત્રાળુઓની સંખ્યા વધે છે, કારણ કે તે દીવસે શ્રી પાર્શ્વનાથ પ્રભુનું જન્મ-કલ્યાણક છે અને અહીં મોટો મેળો ભરાય છે.

યાત્રાના આ સમય દરમીયાન અહીં ઠંડી સારા પ્રમાણમાં હોય છે. ખાસ કરીને પ્રાતઃકાળના અગીયાર વાગ્યા સુધી તે વધારે હોય છે, એ વખતે સમીપવર્તી વૃક્ષઘટાઓમાંથી શીતળ પવનની લહરીઓ જોરદાર વહેતી હોય છે તથા ગિરિરાજ પરની માટી અને કાંકરા ઠંડા હિમ જેવા બની જાય છે, તેથી યાત્રાળુઓને માટે ઉચિત છે કે તેમણે શરીરે ગરમ કપડાં અને પગમાં કંતાનના જોડા પહેરવા તથા ઊંચી–નીચી ભૂમિમાં ટેકો લઈ શકાય, અને ચડવાનું સુલભ બને તે માટે પોતાની પાસે લાકડી રાખવી.

ગિરિરાજની યાત્રામાં છ માઈલનો ચડાવ, છ માઈલની પ્રદક્ષિણા અને છ માઈલનો ઉતાર એમ કુલ ૧૮ માઈલ ચાલવાનું હોય છે, પણ માનસિક ઉત્સાહ તથા આસપાસનાં રમણીય દૃશ્યોને લીધે તેનો વિશેષ પરિશ્રમ જણાતો નથી, આથી સારી તંદુરસ્તીવાળા કોઈપણ સ્ત્રી–પુરુષ તેની યાત્રા સારી રીતે કરી શકે છે. જેમની શક્તિ કે તૈયારી આ પ્રકારની ન હોય, તેમને માટે ડોલીઓ તૈયાર છે.

## [ ૭ ]

## આરોહણ

કેટલાક પર્વતો પર પ્રાતઃકાળમાં વહેલાં ચડી શકાતું નથી, કારણ કે તે વખતે હિંસક પશુઓ ભેટી જવાનો ભય રહે છે, પાવાગઢના પર્વત પર ખૂબ વહેલાં ચડતાં અમને વાઘનો ભેટો થયો હતો અને દેવગુરુ-કૃપાએ જ તેનાં આક્રમણમાંથી બચ્યા હતા. પરંતુ આ ગિરિરાજ પર પ્રાતઃકાળમાં વહેલાં ચડવાનું જ શરૂ થાય છે, કારણ કે રસ્તામાં હિંસક પશુઓ ભેટી જવાનો બિલકુલ ભય નથી.

ભોમિયાજીનાં મંદિરથી થોડે દૂર જતાં જ ગિરિરાજનું આરોહણ શરૂ થાય છે. અહીં આરોહણ અંગે બે શબ્દો લખીએ તો અનુચિત નહિ લેખાય.

આરોહણ એટલે ઊંચે ચડવાની ક્રિયા ઊંચે ચડવું એટલે નીચી ભૂમિકાઓને છોડી ઉપરની ભૂમિકાએ આવવું. વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં આ ક્રિયાનું ઘણું મહત્ત્વ છે. સામાન્ય સ્થિતિનો મનુષ્ય આગળ વધે અને લક્ષ્મી તથા પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરે તો વ્યાવહારિક દૃષ્ટિએ એ ઊંચો ચડયો ગણાય છે અને મિથ્યાત્વી સમકિતી બને, વિરતિવંત બને તથા કષાયોને ક્રમશઃ જિતતો જાય તો પરમાર્થદૃષ્ટિએ એ ઊંચો ચડયો ગણાય છે. ચૌદ ગુણસ્થાનકનો સમસ્તક્રમ આ દૃષ્ટિએ જ યોજાયેલો છે અને તીર્થયાત્રામાં તે પુનઃ પુનઃ દૃષ્ટિ સમક્ષ રાખવાનો છે.

આરોહણમાં ઉત્થાન અને ઊર્ધ્વગમનનો સંકેત પણ રહેલો છે. જે ઉઠતો નથી કે ઉઠીને કામે લાગતો નથી, તે ઊર્ધ્વગમન કરી શકતો નથી. વળી કામે વળગ્યા પછી પણ જે પોતાનાં શારીરિકકાયિક બળને તેમાં રેડતો નથી તથા તે અંગે માનસિક ઉત્સાહ દાખવતો નથી, તેનું ઊર્ધ્વગમન થતું નથી. છેવટે માર્ગમાં આવતાં વિઘ્નોનો જય કરવા માટે પરાક્રમ પણ પૂરેપૂરું દર્શાવવું પડે છે અને તો જ ઊર્ધ્વગમનની આખરી મંજિલે પહોંચી શકાય છે. સર્વ જિનેશ્વરોએ આ વાત સ્વમુખે કહી છે અને તેમાં જૈનધર્મની મૂળ ચાવી સમાયેલી છે.

ઉપર ચડવા માટે સાંકડી પણ સુંદર સડક બાંધેલી છે, પરંતુ ગતિમાન ભુજંગની જેમ તે વાંકાચૂંકા વળાંકો લે છે અને લગભગ બે માઇલ સુધી આ પ્રકારે ચાલ્યા પછી તે યાત્રિકોને ગંધર્વનાળા આગળ લઈ આવે છે. આ નામની પાછળ શું રહસ્ય છૂપાયેલું છે, તે અમે જાણી શકયા નથી, પણ આવા રમણીય તીર્થસ્થાનમાં ગાંધર્વ અને કિન્નરોનું આવવું સહજ છે. વૃક્ષ ઘટાઓ, નદીઓ, નિર્ઝરો તેમને ખૂબ ગમે છે, એટલે તેઓ આ નિર્ઝર–નાળાને કિનારે બેસી પોતાનું દિવ્ય સંગીત છેડતા હશે અને જિનવરોનાં ચરણને જુહારી પોતાનાં સ્થાને સીધાવતા હશે.

અહીં શ્વેતામ્બર ધર્મશાળા છે, એટલે વિશ્રાંતિની ઈચ્છાવાળા યાત્રિકો થોડી વિશ્રાંતિ લઈ શકે છે. આ ધર્મશાળામાં ઉકાળેલું પાણી તૈયાર રહે છે. તથા યાત્રા કરીને પાછા ફરનાર દરેક યાત્રાળુને ભાતું આપવાની વ્યવસ્થા છે, આથી તે ભાતાં તળેટી તરીકે પણ ઓળખાય છે. યાત્રિક સંઘો અહીં ચા-પાણીની વ્યવસ્થા રાખવા ઈચ્છે તો રાખી શકે છે અને વળતી વખતે થોડા સ્વયંસેવકોને રોકી કોઈ પણ યાત્રાળુ પાછળ રહી ગયો હોય તો તેને સાથે લઈ આવવાની પોતાની ફરજ અદા કરી શકે છે.

કેટલાક સાધુ-મુનિવરો સાંજે મધુવનથી નીકળી રાત્રિ અહીં ગાળે છે અને પ્રાતઃ કાળમાં પાંચ-સાડા પાંચના સુમારે આરોહણની શરૂઆત કરે છે.

ગંધર્વનાળાનું પાણી વખણાય છે. તે મીઠું અને પાચક છે ગરમીના દિવસોમાં રાત્રિના સમયે હિંસક પશુઓ પાણી પીવા આવે છે, પણ પાણી પીઈને તેઓ પોતાના માર્ગે ચાલ્યા જાય છે. મનુષ્યોને જેમ તેમના તરફનો ભય લાગે છે, તેમ તેમને પણ મનુષ્યો તરફનો ભય લાગે છે, ખાસ કરીને માણસોનો અવરજવર વધુ થવા લાગે ત્યારે તેઓ ખૂબ ચેતતા રહે છે.

અહીંથી કઠિન આરોહણનો આરંભ થાય છે અને યાત્રિકનાં શારીરિક તથા માનસિક ખમીરની કસોટી થવા લાગે છે: જેઓ શરીર અને મનથી ખડતલ છે, તેઓ આ આરોહણ હોંશે હોંશે કરે છે અને આગળ વધવા માંડે છે, પણ જેઓ સુખશીલિયા છે અને દરેક અવસ્થામાં સગવડ-સરલતા-સુખની અપેક્ષા રાખનારા છે, તેઓ 'ઓય બાપલિયા !' કહીને ઊભા રહી જાય છે અને આગળ કેમ વધવું ? એની મુંઝવણમાં પડે છે એ વખતે નિકટવર્તી કઠિન ખડકો આ પોપલા મનુષ્યોને એમ કહેતાં સંભળાય છે કે 'ઓ મહાનુભાવો ! આમ ઊભા કેમ રહી ગયા ? હજી પંથ લાંબો છે, માટે ચાલવા માંડો. ચાલતાં ચાલતાં જ પંથ કપાય છે તમારાં પ્રિય-પ્યારાં-વહાલાં' શરીરને થોડું કષ્ટ તો પડશે જ, પણ તે તમારે આનંદથી ભોગવી લેવું જોઈએ. અમે ઠંડી અને ગરમીનાં ભારે આક્રમણો સહન કરીએ છીએ, વળી વરસાદ અને વાવાઝોડાનાં સખ્ત માર સહન કરીએ છીએ, તો જ આ ઉન્નતિ સ્થાને ટકી શક્યા છીએ. તમે અમારાં જીવનનો આ બોધપાઠ કેમ ગ્રહણ ન કરો ?' આ શબ્દો સાંભળતાં જ એ યાત્રિકો આગળ વધવા માંડે છે.

થોડું આગળ વધતાં સામે બે માર્ગો આવે છે. તેમાં ડાબા હાથ તરફનો માર્ગ શ્રી ગૌતમ ગણધરની દહેરી આગળ થઈ જલમંદિર પહોંચાડે છે અને જમણા હાથનો માર્ગ ડાક બંગલા આગળ થઈ શ્રી પાર્શ્વનાથ ભગવાનની ટૂંકે પહોંચાડે છે. આ બંને માર્ગો લંબાઈ અને કઠિનાઈમાં સરખા છે, છતાં જતી વખતે જળમંદિરનો માર્ગ ગ્રહણ

કરવો અને વળતી વખતે ડાક બંગલાવાળા માર્ગને પસંદગી આપવી, તે વધારે અનુકૂળ ગણાય છે.

જળમંદિરના માર્ગે આગળ વધતાં અર્ધા માઈલ ઉપર ખળખળ અવાજથી મધુર સંગીત સંભળાવતું સીતાનાળું આવે છે. તે સદીઓથી, અરે! યુગોથી આજ પ્રમાણે સંગીત મસ્ત છે. તે શેનાં ગીતો ગાતું હશે? તેમાં શું કહેતું હશે? અમને તો લાગે છે કે જેમણે ભોગમાર્ગનો ત્યાગ કરી યોગમાર્ગનો સ્વીકાર કર્યો અને ધર્મ તથા શુક્લ ધ્યાનની સિદ્ધિ કરી એવા અલબેલા યોગિરાજોનાં ગીત ગાતું હશે અને કહેતું હશે કે 'હે મહાપુરુષો! તમારું જીવ્યું ધન્ય છે. સુવર્ણમય યાત્રાનું ભેદી મુખ તમે ઉઘાડયું અને તેમાંનું મહાસત્ય તમે પામ્યા. તમારું જીવન જ્યોતિર્મય બન્યું અમૃતમય બન્યુ અને તે લાખો-ક્રોડો આત્માઓને દિવ્યપંથનિદર્શક નીવડયું. તમારી યશોગાથા અમર રહો, અમર રહો'

સુજ્ઞ યાત્રિકો અહીંથી આગળ વધતાં સ્તુતિઓ રટે છે, સ્તવનો બોલે છે, પ્રાર્થના-પદો યાદ કરે છે અને ધાર્મિક સુભાષિતોને સ્મૃતિપટ પર લાવી તેનુ રહસ્ય વિચારે છે. જેમને જપનું મહત્ત્વ સમજાયું છે, તેઓ તો કંઠગતા મધ્યમાં વાણીથી 'ॐ ह्रीँ श्री अर्हं नमः' એ મંત્રનો જાપ કર્યા કરે છે, જેથી તેમનું મન બહિર્વૃત્તિઓથી વિરામ પામી અંતર્વૃત્તિમાં લીન થાય છે અને અલૌકિક આનંદનો અનુભવ કરે છે. જો આ અનુપમ ગિરિરાજનું આરોહણ કરતાં મનને ભમતું રાખ્યું અને ગપસપ કે વિકથામાં પરોવ્યું તો સમજવું કે હજી ઘણું ભવભ્રમણ બાકી છે, હજી જન્મ-જરા-મરણની ઉપાધિ વારંવાર ભોગવવાની છે.

આગળ વધતાં ચઢાણ આકરૂં આવે છે. તેને સરળ બનાવવા માટે પાંચસો જેટલાં પગથિયાં બાંધેલાં છે અહીં 'ડુંગર ચડવા દોહિલા' વગેરે પંક્તિઓ યાદ આવી જાય છે તથા શ્રી શત્રુંજય ગિરિરાજ પર આવેલો 'હિંગળાજનો હડો' સ્મૃતિ પટ પર ખડો થઈ જાય છે.

આ કઠિનતર ચઢાણનો અંત આવતાં જ ચક્ષુ સમક્ષ અનેરું દૃશ્ય ખડું થાય છે. બંને બાજુ પવિત્ર દર્શનીય સ્થાનો અહીં તહીં રહેલાં નજરે પડે છે અને તે હૃદયને આનંદ તથા ઉલ્લાસથી ભરી દે છે. આ વખતે પં. દયારુચિકૃત સમ્મેતશિખરરાસની નિમ્ન પંક્તિઓ યાદ આવી જાય છે.

રવિ સહુ ગ્રહગણમાં વડો રે લાલ, તારા ગણ ચંદ રે;
મંત્ર માંહે નવપદ વડોરે લાલ, મૂલ નવકાર આણંદ રે.
ગિરિ સહુમેં મેરુ વડોરે લાલ, સહુ નરપતિમાં રામ રે;
ચઉગતિમાં સિદ્ધિગતિ વડી રે લાલ, સિરે સહુ હંસ પંખી માંહિ રે.

તિમ સહુ તીરથમાં સિરે રે લાલ, તીરથ સમેત ગિરિંદ રે;
ભેટો એ તીરથ ભાવસું રે લાલ, જિમ પામો ભવિ સુખકંદરે.

[ ૮ ]

## દર્શનીય સ્થાનો

મહા મહિમાશાળી આ ક્ષેત્રમાં હાલ ૩૧ સ્થાનોની યાત્રા છે. તેમાંનાં ૩૦ સ્થાનોમાં તો માત્ર ચરણ પાદુકાઓ જ છે, જ્યારે એક સ્થાનમાં મનોહર મૂર્તિઓવાળું સુંદર મંદિર છે.

'અહીં મંદિરો આટલાં ઓછાં કેમ? આ ગિરિરાજનો મહિમા જોતાં તો અહીં ભવ્ય મંદિરોની હારમાળા રચાવી જોઈએ.' આવો પ્રશ્ન કોઈ પણ ભાવુક હૃદયને ઉઠવો સહજ છે. તેનો ઉત્તર એ છે કે 'અહીં પ્રકૃતિ ઘણી વાર પ્રચંડ બને છે અને વરસાદ, વાયુ તથા વીજળીનાં ભારે તોફાનો મોકલે છે, એટલે અહીં વિશેષ મંદિરો નહિ બાંધવાનો અનુભવી શિલ્પીઓનો અભિપ્રાય હશે અને તેથી જ અહીં વિશેષ મંદિરો નહિ બંધાયાં હોય. હજી થોડા વર્ષો પહેલાં જ અહીં દહેરી-છત્રીઓ વગેરેનું જે બાંધકામ થયું, તેવી આજની હાલત જોવાથી આ વસ્તુની વધારે પ્રતીતિ થાય તેમ છે.

આ કારણથી અહીં માત્ર સ્તૂપો જ બંધાયાં અને તેનાં પર ચરણપાદુકાઓની સ્થાપના કરવામાં આવી. વૃન્દારુવૃત્તિમાં 'जिनायतनमालोच्य' એવો પાઠ આવે છે, એટલે અહીં જિનમંદિર જરૂર હશે, પણ વિશેષ નહિ હોય એ નિશ્ચિત છે. જો અહીં વિશેષ મંદિરો હોત તો તીર્થમાળા વગેરેમાં તેનું વિસ્તારથી વર્ણન હોત કે છેવટે નોંધ હોત. બીજી બાજુ કવિ હંસસોમજી સ્પષ્ટ કહે છે કે–

વીસ થૂભ પ્રતે કંઈ વંદુ પાળરાસિક નિકંદુ
છેદું મોહનું માન તું જય જય છેડું૦

એટલે પ્રથમ અહીં વીશ સ્તૂપોની જ યાત્રા હશે. વળી કવિ ઋષભદાસ 'સમ્મેતશિખર તીરથ વડું, જ્યાં વીશે જિન પાય' એ શબ્દોથી અહીં વીશ જિનવરોની ચરણ પાદુકાઓ હોવાનું સૂચન કરે છે, એટલે સ્તૂપનાં સ્થાને ચરણપાદુકાઓની સ્થાપના થઈ હશે.' અન્ય તીર્થવર્ણનોમાં પણ આ જાતની નોંધ છે.

જગતશેઠ ખુશાલચંદના સમયમાં અને ત્યાર પછી આમાંની કેટલીક ચરણપાદુકાઓ પર દહેરી-દહેરાં થયેલી છે, તો કેટલીક ચરણપાદુકાઓ હજી સુધી ગગનમંડળ નીચે બિલકુલ ખુલ્લી હવામાં રહેલી છે ×

× આ અને હવે પછીના વર્ણનમાં કરવામાં આવતી સ્થિતિ પૂ. સાધ્વીજી શ્રી રંજનશ્રીજી મહારાજે આ તીર્થનો છેલ્લો ઉદ્ધાર કરાવ્યો, તે પહેલાંની સમજવી

દર્શનીય સ્થાનોમાં કેટલાંક નજીક છે, તો કેટલાક થોડાં દૂર પણ છે કેટલાંક સમતલ ભૂમિ પર છે તો કેટલાંક ટેકરીઓ પર આવેલાં છે. શ્રી ચંદ્રપ્રભસ્વામીની ટૂંક અને શ્રી પાર્શ્વનાથ પ્રભુની ટૂંક વધારે દૂર, છેક છેડે આવેલી છે અને તે સામસામી દિશામાં એટલે પૂર્વ–પશ્ચિમ અવસ્થિત છે.

દર્શનની શરૂઆત શ્રી ગૌતમસ્વામીની ટૂંકથી કરી ક્રમશ. ડાબી બાજુએ આગળ વધીએ તો ગણના આ રીતે થાય છે:

## ૧. શ્રી ગૌતમસ્વામીની ટૂંક

અહીં નાની દહેરીમાં ચોવીશ તીર્થંકરો તથા દશ ગણધરની ચરણપાદુકાઓ છે. તેમાં શ્રી ગૌતમસ્વામીની પાદુકા શ્યામવર્ણી છે આ ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા સં. ૧૯૪૨માં ખરતરગચ્છીય શ્રી હિતવલ્લભમુનિના હાથે થયેલી છે. દહેરીની બાજુમાં નાની ધર્મશાળા છે, પણ તે ઘણી જીર્ણ હાલતમાં છે. આસપાસ ઘણી જગા છે, એટલે આ ધર્મશાળાને વિશાળ બનાવવી હોય તો બની શકે એમ છે.

શ્રી ગૌતમસ્વામી એટલે ચરમ તીર્થંકર શ્રી મહાવીર પરમાત્માના પ્રથમ ગણધર. તેઓ લબ્ધિના ભંડાર હતા, તેમના અંગૂઠે અમૃત વસતું હતું અને તેમનું સ્મરણ માત્ર પણ મનોવાંછિત વસ્તુની સિદ્ધિ કરનારૂં નીવડતું હતું. આ મહા ઋષિનું નિર્વાણ તો રાજગૃહી નગરીની પાસે આવેલ વૈભારગિરિ ઉપર થયેલું છે, પણ અહીં સર્વ યાત્રિકોને લાભ મળે તે માટે તેમની ચરણપાદુકાની સ્થાપના કરેલી છે. કદાચ આ ચરણપાદુકા પહેલી હશે અને બાકીની ચરણપાદુકાઓ પછી સ્થપાયેલી હશે, એટલે આ સ્થાન શ્રી ગૌતમસ્વામીની ટૂંક તરીકે ઓળખાય છે.

## ૨ શ્રી કુંથુનાથ ભગવાનની ટૂંક

અહીં નાની દહેરીમાં સત્તરમા તીર્થંકર શ્રી કુંથુનાથ ભગવાનની શ્યામવર્ણી ચરણપાદુકા છે. તેના પર વિ. સં. ૧૮૨૫ માં વીરાણી ગોત્રીય તપાગચ્છીય શ્રી ખુશાલચંદે (જગતશેઠ ખુશાલચંદે) પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે, તે આ પ્રમાણે : 'संवत् १८२५ माघशुक्ल ३ गुरौ विरानीगोत्रीय शाह खुशालचंद्रेण श्री कुंथुनाथ चरण पादुका कारापिता प्रतिष्ठिता च तपागच्छे श्री रस्तु ।'

આ દહેરીનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં કચ્છના સુપ્રસિદ્ધ શેઠ કેશવજી નાયકે કરાવ્યો હતો. એ વખતે પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી હતા.

## ૩ શ્રી ઋષભાનન શાશ્વતજિનની ટૂંક

આ ટૂંક વિ. સં. ૧૯૨૫ પછી બનેલી છે અને તેની પ્રતિષ્ઠા વિ સં. ૧૯૪૨ થી

૧૯૪૯ સુધીમાં થએલી છે. તેમાં શાશ્વત જિન શ્રી ઋષભાનનની શ્યામ ચરણપાદુકા છે. ઉપર દહેરી નથી.

### ૪ શ્રી ચંદ્રાનન શાશ્વતજિનની ટૂંક

આ ટૂંક ઉપરની ટૂંક સાથે જ બંધાયેલી છે અને તેનો પ્રતિષ્ઠા વિધિ પણ સાથે જ થયેલો છે. અહીં દહેરી નથી. આઠ ફૂટના ચોરા ઉપર શ્વેત ચરણપાદુકા છે.

### ૫ શ્રી નમિનાથ ભગવાનની ટૂંક

અહીં નાની દહેરીમાં એકવીશમા તીર્થંકર શ્રી નમિનાથ ભગવાનની શ્યામ ચરણ-પાદુકા છે. તે વિ. સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદે સ્થાપિત કરેલી છે. સં. ૧૯૩૧ માં (અમદાવાદનિવાસી) શેઠ ઉમાભાઈ હઠીસિંહે જીર્ણોદ્ધાર કરાવેલો છે. અને પ્રતિષ્ઠા વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજીના હાથે થયેલી છે.

### ૬ શ્રી અરનાથ ભગવાનની ટૂંક

અહીં અઢારમા તીર્થંકર શ્રી અરનાથ ભગવાનની શ્યામ પાદુકા છે. તેની સ્થાપના તથા જીર્ણોદ્ધાર ઉપર મુજબ જ થયેલ છે.

### ૭ શ્રી મલ્લિનાથ ભગવાનની ટૂંક

અહીં વિશાળ ઓટલાપર બંધાયેલી નાની દહેરીમાં ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ ભગવાનની શ્યામપાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્ર દ્વારા થયેલી છે તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ ભગુભાઈ પ્રેમચંદે કરાવેલો છે અને પ્રતિષ્ઠા વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજીના હાથે થયેલી છે.

### ૮ શ્રી શ્રેયાંસનાથ ભગવાનની ટૂંક

અહીં વિશાળ ચોરા પર અગિયારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથ ભગવાનની શ્યામ-પાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્ર દ્વારા થયેલી છે. જીર્ણોદ્ધાર ગુજરાતી શ્રી સંઘે કરાવેલો છે અને પ્રતિષ્ઠા વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિ-જીના હાથે થયેલી છે.

### ૯ શ્રી સુવિધિનાથ ભગવાનની ટૂંક

ટેકરી ઉપર શિખરબંધી દહેરાસરમાં નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ ભગવાનની શ્વેત પાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્ર દ્વારા થયેલ છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ ઉમાભાઈ હઠીસિંહે કરાવેલો છે પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજીના હાથે થયેલી છે.

## ૧૦ શ્રી પદ્મપ્રભ સ્વામીની ટૂંક

અહીં વિશાળ ચોરા ઉપર આરસની દહેરીમાં છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભ સ્વામીની શ્યામ પાદુકા છે. તેની પ્રતિષ્ઠા ૧૯૪૯ માં તપાગચ્છીય ભટ્ટારક શ્રી વિજયરાજસૂરિએ કરાવ્યાનો લેખ છે. તેનો જીર્ણોદ્ધાર બે વખત થયેલો છે આ ટૂંકની ઉત્તર તરફ ખીણ છે. આસપાસ ખાસ જગા નથી.

## ૧૧ શ્રી મુનિસુવ્રત સ્વામીની ટૂંક

અહીં ચૂના–ચક્કીતા ચોરા ઉપર એક નાની દહેરીમાં વીશમા તીર્થંકર શ્રી મુનિ-સુવ્રત સ્વામીની શ્યામ પાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્ર દ્વારા થયેલી છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ ભગુભાઇ પ્રેમચંદે કરાવેલો છે અને પ્રતિષ્ઠા વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજીના હાથે થયેલી છે.

અહીં નજીકમાં શ્રી જિનકુશલ દાદાનાં પગલાં છે.

## ૧૨ શ્રી ચંદ્રપ્રભ સ્વામીની ટૂંક

આ ટૂંક ઊંચી ટેકરી પર આવેલી છે. તેનો ચઢાવ કઠિન છે ઉપર ચડતાં એમ લાગે છે કે જાણે ગગનમાં વિચરી રહ્યા છીએ. અહીંથી ગિરિરાજની તમામ રોનક નજરે પડે છે. ચૂના–ચક્કીના એક વિશાળ ચોરા પર તદ્દન ખુલ્લામાં આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભ સ્વામીની શ્યામ પાદુકા છે. આ પાદુકાની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદે કરાવી હતી. ત્યાર પછી બે ત્રણ વાર જીર્ણોદ્ધાર થયેલો છે. સં. ૧૮૯૪ માં ખરતરગચ્છીય ભટ્ટારક શ્રી જિનચંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવેલી છે.

અહીં એક મોટી ગુફા આવેલી છે, તે ગિરિરાજ પરની બધી ગુફાઓમાં શ્રેષ્ઠ છે અને ધ્યાન ધરવા માટે ઘણી અનુકૂળ છે.

આ ટૂંક ઉપર પાછલી બાજુથી સીધા ઉપર ચડવાનો માર્ગ છે, પણ હાલ તેનો ઉપયોગ થતો નથી. જળમંદિરથી આ ટૂંકનું અંતર લગભગ ૨ માઇલનું છે

## ૧૩ શ્રી આદીશ્વર ભગવાનની ટૂંક

ટેકરી ઉપર ૧૦ ફૂટ ઊંચા ગોળ ચોરા ઉપર ખુલ્લા આકાશમાં પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનની ચરણપાદુકા છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૪૯ માં રાયબહાદુર ધનપતિસિંહજીએ કરાવ્યાનો લેખ છે. એની પ્રતિષ્ઠા તપાગચ્છીય શ્રી વિજયરાજસૂરિજીએ કરાવેલી છે.

શ્રી આદીશ્વર ભગવાનનું નિર્વાણ તો પ્રથમ જણાવી ગયા મુજબ શ્રી અષ્ટાપદજી મહાતીર્થ પર થયેલું છે, પરંતુ અહીં પણ તેની યાત્રાનો સહુને લાભ મળે તે માટે આ ચરણપાદુકા સ્થાપવામાં આવેલી છે.

અહીં વીજળી પડવાથી બે–ત્રણ વાર જીર્ણોદ્ધાર કરાવવો પડયો છે. પશ્ચિમ તરફ પર્વતની ખીણ છે.

### ૧૪ શ્રી અનંતનાથ ભગવાનની ટૂંક

એક ટેકરી પર ચોરસ ઓટા ઉપર ખુલ્લી જગામાં ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથ ભગવાનની શ્યામ પાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫માં શાહ ખુશાલચંદ દ્વારા થયેલી છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં થયેલો છે પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજીએ કરાવેલી છે.

### ૧૫ શ્રી શીતલનાથ ભગવાનની ટૂંક

અહીંનો ચઢાવ કઠિન છે. ટેકરી ઉપર વિશાળ ઓટા ઉપર બિલકુલ ખુલ્લામાં દશમા તીર્થંકર શ્રી શીતલનાથ ભગવાનની ચરણપાદુકા છે. તેની સ્થાપના–પ્રતિષ્ઠા સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદે કરાવી હતી. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં ગુજરાતી સંઘે કરાવેલો છે એ વખતે તેની પ્રતિષ્ઠા વિજયગચ્છીય શ્રી જિનશાંતિસાગરસૂરિજીએ કરાવેલી છે.

### ૧૬ શ્રી સંભવનાથ ભગવાનની ટૂંક

ચૂના–ચક્કીના વિશાળ ઓટા પર આરસની શિખર બંધ દહેરીમાં ત્રીજા તીર્થંકર શ્રી સંભવનાથ ભગવાનની શ્વેત ખંડિત પાદુકા છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદે કરાવેલી છે તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં વિજયગચ્છીય શ્રી વિજયશાન્તિસાગરસૂરિજીએ કરાવેલો છે

### ૧૭ શ્રી વાસુપૂજ્ય સ્વામીની ટૂંક

ગોળ ચોરા ઉપર નાની આરસની દહેરી છે તેમાં બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય સ્વામીની ચરણપાદુકા છે. તેના પર લખ્યું છે કે સં. ૧૯૨૪ ફાગણ વદિ પાંચમને બુધવારના રોજ તીર્થંકર વાસુપૂજ્ય સ્વામીનાં પંચકલ્યાણકનો અહી ચરણન્યાસ કરવામાં આવ્યો અને મુર્શિદાબાદવાસી દુગડગોત્રીય પ્રતાપસિંહ ભાર્યા મહેતાબકુવર જ્યેષ્ઠ સુત લક્ષ્મીપતિસિંહ કનિષ્ઠ ભ્રાતા ધનપતિસિંહજીએ આનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શ્રી જિનહંસસૂરિજીએ કરાવેલી છે.

શ્રી વાસુપૂજ્ય સ્વામીનાં પંચકલ્યાણક તો ચંપાપુરીમાં થયેલાં છે, પણ અહીં યાત્રિકોના લાભાર્થે તેની સ્થાપના છે.

### ૧૮ શ્રી અભિનંદનસ્વામીની ટૂંક

વિશાળ ઓટા ઉપર આરસની દહેરીમાં ચોથા તીર્થંકર શ્રી અભિનંદન સ્વામીની ચરણપાદુકા છે. તેના પર શ્રીસંઘે ૧૯૩૩માં જીર્ણોદ્ધાર કરાવ્યાનો લેખ છે. તેની પ્રતિષ્ઠા

વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસૂરિજીએ કરાવેલી છે. વેદિકા નીચે એક તરફની દિવાલમાં કચ્છ–માંડવી નિવાસી શ્રીમાલી વંશીય શાહ શામજી પદમશીએ સં. ૧૯૪૨ માં જીર્ણોદ્ધાર કરાવ્યાનો લેખ છે.

## ૧૯ જલમંદિર

આટલાં સ્થાનોનાં દર્શન કરીને શ્રી વાસુપૂજ્ય સ્વામીની ટૂંક આગળ આવી થોડું નીચે ઉતરીએ કે દેવવિમાન સદેશ ભવ્ય જિનાલયનાં દર્શન થાય છે. તેનું જ નામ જલમંદિર, તેનું જ નામ શ્રી શામળિયાપાર્શ્વનાથજીનું મંદિર અને તેનું જ નામ ઘુરમટનું મંદિર. ગિરિરાજ પરનાં દર્શનીય સ્થાનોમાં જલનાં કુંડ માત્ર આ સ્થાનની પાસે છે. તેથી તેને જલમંદિર કહેવામાં આવે છે અને આ મંદિરમાં મૂળનાયક શ્રી શામળિયા પાર્શ્વનાથજી છે, એટલે તેને શ્રી શામળિયા પાર્શ્વનાથજીનું મંદિર કહેવામાં આવે છે. ઘુરમટનું મંદિર કેમ કહેવાય છે, તે હજી જાણવાનું બાકી રહે છે.

આ ભવ્ય મંદિર જગતશેઠ ખુશાલચંદે બંધાવેલું છે. ત્યારે આ પ્રદેશમાં રેલ્વે ગાડી ન હતી. એટલે મંદિરનાં બાંધકામને લગતો સર્વ સામાન પ્રથમ મધુવનમાં એકઠો કરવામાં આવતો અને ત્યાંથી હાથી પર લાદીને ઉપર ચડાવવામાં આવતો. આ રીતે મંદિર બાંધતાં કુલ ખર્ચ રૂા. ૯૩૬૦૦૦ નો થયો હતો, જે આજના હિસાબે લગભગ રૂપિયા દોઢ થી બે ક્રોડનો ગણાય. શેઠ ખુશાલચંદે આ ધનવ્યય પ્રથમની સ્થિતિ ન હોવા છતાં માત્ર ભક્તિથી પ્રેરાઈને કર્યો હતો, એટલે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આ તીર્થની વર્તમાન આબાદી તેમને જ આભારી છે.

અહીં શ્યામવર્ણી લગભગ બે હાથ મોટી શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા ગાદીનશીન છે. તેની નીચે આ પ્રમાણે લેખ છે: 'सं. १८२२ वर्षे वैशाख शुक्ल १३ गुरौ शाह खुशालचंदेण श्री पार्श्वनाथ बिम्ब कारापित प्रतिष्ठितं च सर्वसूरिभिः ।'

જમણી બાજુ શ્રી સંભવનાથ ભગવાનની શ્વેત મૂર્તિ છે. તેના પરના લેખમાં જણાવ્યું છે કે મુર્શીદાબાદનિવાસી સાણુસુખા–ગોત્રીય ઓસવાલ સુગાલચંદે સં. ૧૮૨૨ માં આ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી. એની જમણી બાજુ શ્રી પાર્શ્વનાથ ભગવાનની ફણા સહિત મૂર્તિ છે, તે ઘણી જ ભવ્ય અને કલાકૃતિના સુંદર નમૂનારૂપ છે. તેના ઉપર પણ ઉપર જેવો જ લેખ છે.

ડાબી બાજુ શ્રી શામળિયા પાર્શ્વનાથની તથા શ્રી અભિનંદન સ્વામીની મૂર્તિઓ છે, તેના પર પણ ઉપરની બે મૂર્તિઓ જેવો જ લેખ છે. તેની ડાબી બાજુ શ્રી અજિત-નાથ ભગવાનની મૂર્તિ છે.

મંદિરનો રંગમંડપ સુંદર છે. ફર્શ સંગેમરમરની છે અને આગળ ૫૦૦ માણસો બેસી શકે તેવો વિશાળ ચોક છે. સ્થાન ઘણું જ રમણીય છે. ચારે બાજુ હરિયાળી

નજરે પડે છે. તેમાં જડીબુટ્ટીઓ પણ છૂપાયેલી છે. જાણકારને મન તો આ જવાહિરનો ઉત્તમ ખજાનો છે.

અહીં બે ધર્મશાળાઓ છે. એક પંચાયતી અને બીજી મુર્શિદાબાદ નિવાસી રાયબહાદુર ધનપતિસિંહજીએ બંધાવેલી. યાત્રિક રાત્રે મુકામ કરવા ચાહે તો કરી શકે છે. અહીં ઘણી વાર રાત્રે વાઘની ગર્જના સંભળાય છે અને તે નજીકનાં જલસ્થાને પાણી પીવા પણ આવે છે, એટલે ધર્મશાળા બહાર ખુલ્લામાં સૂવું યોગ્ય નથી.

પાસે પાણીના બે કુંડ અને એક બગીચો આવેલો છે. આ બગીચામાં, ગુલાબ, ચમેલી વગેરે ફૂલો હંમેશાં ઉતરે છે અને દેવપૂજામાં ચડાવવામાં આવે છે. અહીંની તમામ વ્યવસ્થા શ્વેતામ્બરોને આધીન છે. દિગમ્બર યાત્રાળુઓ પ્રાયઃ અહીં આવતા નથી.

ઉપરનાં સ્થાનોની યાત્રા કરીને અહીં દશ–અગિયાર વાગ્યા સુધીમાં આવી જવાય છે. ત્યારપછી સેવા–પૂજાનું કાર્ય શાંત ચિત્તે અને ભાવના ઉલ્લાસ પૂર્વક કરવું ઘટે છે. ત્યાર પછી નાસ્તો વગેરે કરી થોડી નિવૃત્તિ લઈ લગભગ ત્રણના સુમારે બાકીનાં સ્થાનોની યાત્રા કરવાનું અનુકૂળ રહે છે.

## ૨૦ શુભગણધરની ટૂંક

ટેકરી પર ખુલ્લો ચૂના–ચકીનો ચોરો છે. તેના પર પહેલાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના પ્રથમ ગણધરની શ્યામ ચરણપાદુકા હતી. પરંતુ પછી તે જલમંદિરમાં લાવવામાં આવી અને હાલમાં પ્રતિષ્ઠા સમયે જલમંદિર સન્મુખ નવી ટૂંક બંધાવી તેમાં પધરાવેલ છે. જલમંદિરની ઉત્તર તરફ ટેકરી પર જવાનો રસ્તો રહ્યો નથી, કારણ કે હાલ ત્યાં જંગલ થઈ ગયું છે.

## ૨૧ શ્રી ધર્મનાથ ભગવાનની ટૂંક

વિશાળ ચોરા ઉપર આરસની નાની દહેરીમાં પંદરમા તીર્થંકર શ્રી ધર્મનાથ ભગવાનની ચરણપાદુકા છે. તેના પર લખ્યું છે કે સં. ૧૯૧૨ માં આનો જીર્ણોદ્ધાર બે વખત થયેલો છે અને ત્રીજો ઉદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ નરસિંહ કેશવજીએ કરાવેલો છે. પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજીના હાથે થયેલી છે.

## ૨૨ શ્રી વારિષેણ શાશ્વતજિનની ટૂંક

અહીં અપૂર્ણ શિખર બંધી દહેરાસર છે. તેમાં ચરણપાદુકાનાં દર્શન છે. દહેરીનો મંડપ ૩૦ x ૨૦ ફૂટનો છે. સામે સીમેન્ટ કોન્ક્રીટનો કઠેડો છે. આ તથા નીચેનું સ્થાન સં. ૧૯૨૫ પછી બંધાયેલું છે અને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૪૨ પછી તરત જ થયેલી છે.

## ૨૩ શ્રી વર્ધમાન શાશ્વતજિનની ટૂંક

બધું ઉપર મુજબ છે.

## ૨૪ શ્રી સુમતિનાથ ભગવાનની ટૂંક

વિશાળ ચોરા ઉપર નાની દહેરીમાં પાંચમા તીર્થંકર શ્રી સુમતિનાથ ભગવાનની શ્યામ ચરણપાદુકા છે. તે સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્રે કરાવી છે. પ્રતિષ્ઠાપક છે તપાગચ્છના સર્વસૂરિઓ. સં. ૧૯૩૧ માં ગુજરાતી સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. તેની પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક જિનશાન્તિસાગરસૂરિજીએ કરાવેલી છે.

## ૨૫ શ્રી શાંતિનાથ ભગવાનની ટૂંક

મોટો ચોરો છે. ત્યાં ચડવા માટે ઇંટ–ચૂના તથા આરસનાં પગથિયાં છે. આરસની નાની દહેરીમાં શ્યામવર્ણી ચરણપાદુકા છે. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્રે કરાવેલી છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ ભગુભાઈ પ્રેમચંદ અમદાવાદવાળાએ કરાવેલ છે. તેની પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક શ્રીજિનશાન્તિસાગરસૂરિજીએ કરાવેલી છે.

## ૨૬ શ્રી મહાવીર સ્વામી ભગવાનની ટૂંક

દશકુટ ઊંચા ગોળ ચોરા પર નાની દહેરીમાં ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી ભગવાનની ચરણપાદુકા છે. તેના પર એવો લેખ છે કે સં. ૧૯૨૪ માં મુર્શિદાબાદ નિવાસી શેઠ ધનપતિસિંહજીએ જીર્ણોદ્ધાર કરાવ્યો. ફરી સં. ૧૯૩૫ માં કચ્છ–માંડવીવાસી જગજીવન વાલજીએ જીર્ણોદ્ધાર કરાવ્યો છે. શ્રી મહાવીર પરમાત્માનું નિર્વાણ તો પાવાપુરીમાં થયેલું છે, પણ યાત્રિકોના લાભાર્થે અહીં તેની સ્થાપના છે.

## ૨૭ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની ટૂંક

અહીં સાતમા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની શ્યામ ચરણપાદુકા છે. ચોરાનો પાયો નાખેલ છે, પણ કામ થયેલું નથી. તેની સ્થાપના સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્રે કરાવેલી છે. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શેઠ ઉમાભાઈ હઠીસિંહે કરાવેલો છે. પ્રતિષ્ઠા વિજયગચ્છીય ભટ્ટારક શ્રીજિનશાન્તિસૂરિજીએ કરાવેલી છે.

## ૨૮ શ્રી વિમલનાથ ભગવાનની ટૂંક

વિશાળ ચોરા ઉપર આરસની નાની દહેરીમાં તેરમા તીર્થંકર શ્રી વિમલનાથ ભગવાનની શ્યામ ચરણપાદુકા છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદે કરાવી છે. જીર્ણોદ્ધાર સં. ૧૯૩૧ માં શ્રી ગુજરાતી સંઘે કરાવ્યો છે. તેની પ્રતિષ્ઠા શ્રી વિજયગચ્છીય ભટ્ટારક શ્રીજિનશાન્તિસાગરસૂરિએ કરાવેલી છે.

## ૨૯. શ્રી અજિતનાથ ભગવાનની ટૂંક

વિશાળ ચોરા ઉપર આરસની નાની દહેરીમાં બીજા તીર્થંકર શ્રી અજિતનાથ ભગવાનની શ્વેત ચરણપાદુકા છે. તે સં. ૧૮૨૫ માં શાહ ખુશાલચંદ્રે કરાવી છે. સં. ૧૯૩૧માં જીર્ણોદ્ધાર થયો છે. તેની પ્રતિષ્ઠા મલધાર પૂર્ણિમા શ્રી વિજયગચ્છના ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિએ કરાવેલી છે.

## ૩૦ શ્રી નેમિનાથ ભગવાનની ટૂંક

દશ ફૂટ ઊંચા ગોળ ચોરા ઉપર આરસની નાની દહેરીમાં બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાનની શ્વેત ચરણપાદુકા છે. તેના પર લેખ છે કે સં. ૧૯૨૪ માં મુર્શિદાબાદ નિવાસી રાયબહાદુર ધનપતિસિંહજીએ જીર્ણોદ્ધાર કરાવ્યો અને પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શ્રી જિનસિંહસૂરિજીએ કરાવી. શ્રી નેમિનાથ ભગવાનનાં દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ કલ્યાણક તો ઉજ્જયંત ગિરિ એટલે શ્રી ગિરનાર પર્વત પર થયેલાં છે, પણ યાત્રિકોના લાભાર્થે અહીં તેની સ્થાપના છે.

## ૩૧ શ્રી પાર્શ્વનાથ ભગવાનની ટૂંક

જલમંદિરથી લગભગ દોઢ માઈલનાં અંતરે આવેલી આ ટૂંક શ્રી પાર્શ્વનાથ ભગવાનની ટૂંક તરીકે પ્રસિદ્ધ છે તેને મેઘાડંબર પણ કહેવામાં આવે છે આ ટૂંક ઊંચામાં ઊંચી ટેકરી પર આવેલી હોવાથી તેના પરનાં મંદિરનું શિખર માઈલો દૂરથી દેખાય છે. કેટલાક ચઢાવ બાદ ઉપરના ભાગે લગભગ પોણોસો પગથિયાં બાંધેલાં છે. તે ચડતાં જ આરસનાં ઉત્તુંગ મંદિરનો સુંદર દરવાજો નજરે પડે છે.

અહીં ત્રેવીશમા તીર્થંકર પુરુષાદાનીય શ્રી પાર્શ્વનાથ પ્રભુની શ્યામ ચરણપાદુકા છે. તેના પર લેખ છે. કે સં. ૧૮૪૯ માઘ શુક્લપંચમી બુધવારને રોજ શ્રી સંઘે અહીં શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં ચરણનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને સં. ૧૯૫૮ માં કલકત્તાવાળા રાયબદ્રિદાસ મુકીમે એની ત્રણ વાર મરમ્મત કરાવી, મંદિર શિખરબંધી મજબૂત કરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

આ ટૂંક પર ચડીને ચારે બાજુ નજર કરતાં અતિ મનોહર દશ્ય નજરે પડે છે. અને આકાશ આપણી સાથે વાતો કરતું હોય એમ લાગે છે.

## અવરોહણ

આ છેલ્લી મહાન ટૂંકને જુહારીને પાછાં ઉતરતાં થોડેક દૂર ડાક બંગલો આવે છે. ત્યાંથી નીમીયાઘાટનો રસ્તો ફુટે છે. જેઓ ઈસરીથી અહીં ચડયા હોય તે આ રસ્તે પાછા ફરે છે અને બાકીના મધુવનમાં પાછા ફરી જાય છે. વળતી વખતે સાથે ભોમિયો હોય તો લાંબા ચક્રાવામાંથી બચી જવાય છે.

છેવટે પં. સૌભાગ્યવિજયજીના નિમ્ન શબ્દો ઉચ્ચારીને આ નિબંધ પૂરો કરીશું.

દેખ્યો ડુંગર નયન ભરી, હુઓ હર્ષ અતિ જોર;
જું પાવસ ઋતુ દેખીને, મુદિત હોઈ મન મોર.
ધન્ય દિવસ ધન્ય એ ઘડી દેખ્યો શ્રી જિનરાજ;
સુણતાં ગુરુમુખ શાસ્ત્રમાં પાયો પરસન આજ.

॥ इति शुभ ॥

## પૂ. સા. રંજનશ્રીજી મ. ના ઉપદેશથી સં. ૨૦૧૭ શ્રી સમ્મેતશિખર પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે ૧૨૧ છોડનું ઉદ્યાપન થયેલ તે કોનો છોડ ક્યાં અપાયો તેની નોંધ

---

| નંબર | છોડ ભરાવનારનું નામ | ગામ | ક્યાં આપ્યો |
|---|---|---|---|
| ૧. | શા. મોહનલાલ છોટાલાલનાં ધર્મપત્ની માણેકબહેન | અમદાવાદ | ગોરજ–ગુજરાત |
| ૨. | શા. રસિકલાલ મોહનલાલનાં ધર્મપત્ની વિદ્યાબહેન | ,, | મુળી–સૌરાષ્ટ્ર |
| ૩. | શા. ચીમનલાલ મંગળદાસના સુપુત્રો તરફથી | ,, | રાણપુર–જ્ઞાનમંદિર |
| ૪. | શા. ચીમનલાલ મંગળદાસના ધર્મપત્ની મણીબહેન | ,, | ગોલવડ–સુરત |
| ૫. | શા. સોમચંદ મંગળદાસના ધર્મપત્ની મેનાબહેન | ,, | સુરત |
| ૬. | શા. સોમચંદ મંગળદાસના ધર્મપત્ની મેનાબહેન | ,, | મજેરા–મેવાડ |
| ૭. | શા. વાડીલાલ સાંકળચંદ | ,, | પાલુંદરા–ગુજરાત |
| ૮. | શા. લાલભાઈ સાંકળચંદનાં ધર્મપત્ની લલીતાબહેન | ,, | સાજાપુર–મધ્યપ્રદેશ |
| ૯. | શા. પોપટલાલ ગીરધરલાલના ધર્મપત્ની શાન્તાબહેન | ,, | સમેતશિખર–જલમંદિર |
| ૧૦. | શા. મણીલાલ ગીરધરલાલના ધર્મપત્ની કાન્તાબહેન | ,, | સમેતશિખર– ,, |
| ૧૧. | શા. ભોગીલાલ લક્ષ્મીચંદના ધર્મપત્ની જાસુદબહેન | ,, | રતલામ–ગુજરાતી મંડળ |
| ૧૨. | શા. મણીલાલ લક્ષ્મીચંદના ધર્મપત્ની હીરાબહેન | ,, | પ્રતાપગઢ–માળવા |
| ૧૩. | શા. સકરચંદ છગનલાલના ધર્મપત્ની સરસ્વતીબહેન | ,, | બંકોડા–માળવા |
| ૧૪. | શા. રમણલાલ છગનલાલના ,, પ્રભાવતીબહેન | ,, | સાજાપુર– ,, |
| ૧૫. | શા. વિરેન્દ્રભાઈ ભોગીલાલના ,, સુશીલાબહેન | ,, | વટાદરા–ગુજરાત |
| ૧૬. | શા. મૂળચંદ છોટાલાલનાં ,, સમરતબહેન | ,, | ફતેહગઢ–મેવાડ |
| ૧૭. | શા. સકરચંદ છોટાલાલનાં ,, માણેકબહેન | ,, | કડદા ,, |
| ૧૮. | શા. મણીલાલ મગનલાલનાં માતુશ્રી નાનીબહેન | સાબરમતી | સાબરમતી–અમદાવાદ |
| ૧૯. | શા. મણીલાલ મગનલાલનાં ધર્મપત્ની ગજરાબહેન | ,, | વડનગર–ગુજરાત |
| ૨૦. | શા. રસિકલાલ મણીલાલનાં ,, કમળાબહેન | અમદાવાદ | પાદરા–ગુજરાત |
| ૨૧. | શા. સકરચંદ કચરાભાઈના ,, મણીબહેન | ,, | પટલાવદ–માળવા |

૨૨. શા. પોચાભાઈ ડાહ્યાભાઈનાં ,, લીલીબહેન ,, પ્રતાપગઢ–માળવા
૨૩. શા. મોતીલાલ મોહનલાલનાં ,, સુભદ્રાબહેન ,, મહેમતપુર–માળવા
૨૪. શાહ ખાતે ટીંટોઈ–ગુજરાત
૨૫. શાહ ખાતે ,, અમદાવાદ
૨૬. શા. મણીલાલ ઝીણુભાઈ છત્રાસા અમલાવદ–મધ્યભારત
૨૭. શા. જયંતિલાલ હરીલાલ નાગપુર – નાગપુર
૨૮. શા. રતીલાલ ખેમચંદનાં ધર્મપત્ની લીલીબહેન અમદાવાદ શ્રી. જૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણા
૨૯. શા. ભરતકુમાર માણેકલાલનાં માતુશ્રી કાન્તાબહેન ,, પ્રાંતીયા–ગુજરાત
૩૦. શા. મણીલાલ કાળીદાસ ,, લણવા–મેવાડ
૩૧. શા. વાડીલાલ ગીરધરલાલ ,, આણંદપુરા–ગુજરાત
૩૨. શા. લાલભાઈ વાડીલાલનાં ધર્મપત્ની મહાલક્ષ્મીબેન અમદાવાદ કતરાસગઢ–બંગાળ
૩૩. રાજા આત્મારામ જેસીંગભાઈનાં ,, ભાનુબહેન ,, ખડગપુર– ,,
૩૪. કોઠાવાલા માણેકબહેન શાંતિલાલ ,, બોરી–રાજયસ્થાન
૩૫. શા. મોહનલાલ પ્રેમચંદ ,, ફલટન–મહારાષ્ટ્ર
૩૬. શા. આશાભાઈ છગનલાલના ધર્મપત્ની સમરથબહેન ,, બોરસદ–ગુજરાત
૩૭. શા. કસ્તુરચંદ મોતીલાલના ,, કુસુમબેન ,, કનાસીયા–માળવા
૩૮. શા. રતિલાલ ડાહ્યાલાલના ,, હીરાબહેન ,, ઠળીયા–સૌરાષ્ટ્ર
૩૯. શા. કેશવલાલ મુળચંદના ,, ચંપાબહેન ,, રાજગઢ–મધ્યભારત
૪૦. શા. ચીમનલાલ ગોકળદાસના ,, માણેકબહેન ,, બનારસ–યુ. પી.
૪૧. શા. ચીનુભાઈ ડાહ્યાભાઈનાં ,, ભાનુબહેન ,, રતલામ–મધ્યભારત
૪૨. શા. કાન્તિલાલ ડાહ્યાભાઈનાં ,, કંચનબહેન ,, ત્રાપજ–સૌરાષ્ટ્ર
૪૩. સાકી મોહનલાલ કાળીદાસનાં ,, મંગુબહેન ,, અમીઝરા–માળવા
૪૪. શા. હીરાલાલ અંબાલાલના ,, કાન્તાબહેન ,, મોટીઆદ્રજ
૪૫. શા. ભીખાભાઈ મોહકમચંદના ધર્મપત્ની સમરથબેન ,, રાજગૃહી
૪૬. શા. ફકીરચંદ મગનલાલનાં ,, મંગુબહેન ,, ઉંડણી
૪૭. ડોકટર નાનાલાલ ભાઈલાલના ,, ઈન્દુબહેન ,, અચ્છારી (સુરત)
૪૮. જયંતિલાલ કચરાભાઈનાં ધર્મપત્ની પુષ્પાબહેન ,, બેરમા
૪૯. શા. શાંતિલાલ મંગળદાસનાં ,, સુલોચનાબહેન ,, નખત્રાણા (કચ્છ)
૫૦. શા હરખચંદ ગોવિંદજીનાં ,, ચંપાબેન લીંબડી બલદાણા–સૌરાષ્ટ્ર
૫૧. શા. લાલભાઈ જેસીંગભાઈનાં પુત્રવધૂ સુભદ્રાબહેન અમદાવાદ આગર–માળવા

| | | |
|---|---|---|
| ૫૨. શ્રી મુળી જૈન સંઘ | મૂળી | હઠીભાઈની વાડી–અમદાવાદ |
| ૫૩. શા. હીરાલાલ મણીલાલનાં માતુશ્રી મણીબહેન | અમદાવાદ | મેઘનગર |
| ૫૪. પટેલ જેઠાલાલ બેચરદાસ | ,, | બડનગર–માળવા |
| ૫૫ જીવણુબેન કલકત્તાવાળા | | કેશવનગર |
| ૫૬. શા. લાલાભાઈ અંબાલાલના ધર્મપત્ની ઇંદુબહેન તથા પુત્રવધૂ સુશીલાબહેન | ,, | ઈકલારા–ગુજરાત |
| ૫૭. શ્રી પાડાપોળ સંઘ પૂ ચારિત્રશ્રીજી મ.ના સદુપદેશથી | ,, | તળાજા–સૌરાષ્ટ્ર |
| ૫૮. સુભદ્રાબહેન વિગેરે આઠબહેનો | અમદાવાદ | પ્રતાપગઢ–મધ્યભારત |
| ૫૯. શા. સારાભાઈ ત્રિભુવનદાસનાં ધર્મપત્ની પ્રભાવતીબહેન | ,, | ગોધાવી–ગુજરાત |
| ૬૦. શા. નાનલાલ નગીનદાસનાં ધર્મપત્ની જાસુદબહેન | ,, | ભૂજ–કચ્છ |
| ૬૧. ચોકસી ચીમનલાલ સાંકળચંદન ધર્મપત્ની ,, | ,, | પાવાપુરી–બિહાર |
| ૬૨. શા. લાલભાઈ ચીમનલાલનાં ધર્મપત્ની શાંતાબહેન | ,, | અલીરાજપુર (લક્ષ્મણી) |
| ૬૩. ચોકસી ચીમનલાલ સાંકળચંદની સુપુત્રીઓ | ,, | જૈન સોસાયટી–સુરેન્દ્રનગર |
| ૬૪. શા. વાડીલાલ ચતુરદાસ તથા બાઈ સમરથ વાડીલાલ | અમદાવાદ | કામરેલ |
| ૬૫. શા. મણીલાલ પ્રેમચંદના ધર્મપત્ની મણીબહેન | ,, | કાલીસીંગ |
| ૬૬. શા. લાલભાઈ હીરાચંદના ધર્મપત્ની રૂખીબહેન | ,, | બેટમા |
| ૬૭. દફતરી શાંતિલાલ હરખચંદના ધર્મપત્ની વસંતબહેન | ,, | રણતભંવર–માળવા |
| ૬૮. માણેકલાલ મૂળચંદની સુપુત્રી | ,, | તલાદરી–મેવાડ |
| ૬૯. શેઠ બકુભાઈ મણીલાલનાં ધર્મપત્ની નારંગીબહેન | ,, | જમાલપુર–અમદાવાદ |
| ૭૦. શા. મોહનલાલ પ્રેમચંદના ધર્મપત્ની હીરાબહેન | ,, | બોરા–રાજસ્થાન |
| ૭૧. શા. વાડીલાલ ગીરધરલાલનાં ધર્મપત્ની મોંઘીબહેન | ,, | ઝાંઝરવા–ગુજરાત |
| ૭૨. શા. રમણલાલ ડાહ્યાભાઈનાં ધર્મપત્ની કમળાબહેન | ,, | ઢોઢર–મેવાડ |
| ૭૩. શા. ધોળીદાસ રતનચંદની વિધવા મોંઘીબહેન | ,, | નરવલ–મધ્યભારત |
| ૭૪. મૃદુલાબ્હેન બાલાભાઈ ચોકસી તરફથી | ,, | કટક |
| ૭૫. બહેન પ્રભાવતી તથા રસીલાબહેન તરફથી | ,, | અમદાવાદ સ્ટેશનસામે |
| ૭૬. પરસોત્તમ મોહનલાલ ફડીયા | ,, | ઉણેલ |
| ૭૭. શા. મગનલાલ ભાયચંદના ધર્મપત્ની કાન્તાબહેન | ,, | અંગીયા–કચ્છ |
| ૭૮. મરીન લાઈન્સની શ્રાવિકા બ્હેનો તરફથી | મુંબઈ | ડુંગરપુર |
| ૭૯. ચિનુભાઈ ડાહ્યાભાઈના માતુશ્રી ચંપાબ્હેન | કાસંદ્રા | કાસંદ્રા–ગુજરાત |
| ૮૦. શેઠ ફતેહચંદ લલ્લુભાઈનાં ધર્મપત્ની જાસુદબ્હેન | અમદાવાદ | પાટણમંડળ–મુંબઈ |
| ૮૧. ચંદનબ્હેન સુરજમલ | રાધનપુર | ગીરમથા |

| | | |
|---|---|---|
| ૮૨. કમળાબ્હેન ડાહ્યાભાઈ | અમદાવાદ | સમેતશીખર |
| ૮૩. પાનાચંદ મંગળદાસનાં ધર્મપત્ની શાંતાબ્હેન | ,, | ઓરછા–માળવા |
| ૮૪. ચંદનબ્હેન તથા ચંચળબ્હેન | ,, | લીખીયાણી–કાઠીયાવાડ |
| ૮૫. હાલાભાઈ ભુલાખીદાસની સુપુત્રીઓ<br>લીલીબ્હેન, મંગુબ્હેન, ચંદનબ્હેન | મહેસાણા | વીસનગર–ગુજરાત |
| ૮૬. રમણલાલ મોહનલાલ ગાંધીના ધર્મપત્ની કમળાબ્હેન | અમદાવાદ | સમીચા–મેવાડ |
| ૮૭ ગાંધી ચીમનલાલ ફુલચંદના ધર્મપત્ની | અમદાવાદ | નળખેડા–માળવા |
| ૮૮. શા. ચીમનલાલ મંગળદાસનાં ધર્મપત્ની હીરાબ્હેન | કલકત્તા | ગૌતમપુરા–માળવા |
| ૮૯. સારાભાઈના સ્મરણાર્થે તેમના માતુશ્રી<br>મેનાબ્હેન તથા બીજી બ્હેનો તરફથી | અમદાવાદ | રામપરા (સૌરાષ્ટ્ર) |
| ૯૦. શા. રમણલાલ છોટાલાલના ધર્મપત્ની શાંતાબ્હેન | અમદાવાદ | વાડાસીનોર–ગુજરાત |
| ૯૧. કુસુમગર કાંતિલાલ હીરાલાલના ધર્મપત્ની સુભદ્રાબ્હેન | ,, | ઉજ્જૈન–માળવા |
| ૯૨. શા. માણેકલાલ વાડીલાલનાં ધર્મપત્ની શારદાબ્હેન | ,, | હોંશીયારપુર–પંજાબ |
| ૯૩. બ્હેન તરલા, નિર્મલા તથા ઈન્દુબ્હેન તરફથી | પુના | તળેગામ (જીલ્લો પુના) |
| ૯૪. ચંદુલાલ કેવળદાસના ધર્મપત્ની જાસુદબ્હેન | અમદાવાદ | દીલ્હી |
| ૯૫. અંબરીષભાઈ હરીલાલના ધર્મપત્ની સુશીલાબહેન | અમદાવાદ | પૈડાપરા–મેવાડ |
| ૯૬. ચંપાબહેન બાલાભાઈના પુત્ર અતુભાઈ | ,, | બોરડી–સુરત |
| ૯૭. વેલાભાઈ મહાસુખરામના ધર્મપત્ની કમળાબહેન | ,, | બારેજડી |
| ૯૮. કેવળદાસ મનસુખલાલનાં ,, ભુરીબહેન | ,, | ચમારા |
| ૯૯. નેમચંદ પોપટલાલનાં ,, લક્ષ્મીબહેન | ,, | વડાગાંવ–વાગડ |
| ૧૦૦. શા. અમૃતલાલ મણીલાલનાં ,, મંજુલાબહેન | ,, | શાલમગઢ |
| ૧૦૧. ઝવેરી નવલચંદ ખીમચંદ | મુંબઈ | આનંદભુવન ચાલ–અમદાવાદ |
| ૧૦૨. કંકુબહેન નવલચંદ | સુરત | સુરત |
| ૧૦૩ ઝવેરી મધુરીબહેન રતનચંદ | સુરત | ગણદેવી–સુરત |
| ૧૦૪. ઝવેરી સરસ્વતીબહેન રતનચંદ | ,, | છોટાઉદેપુર–મધ્યભારત |
| ૧૦૫. હસ્તીપાલ રતનચંદ તથા બીનાબહેન હસ્તીપાલ | ,, | |
| ૧૦૬. શેઠ સવાઈલાલ કેશવલાલના<br>ધર્મપત્ની તારાબહેન | કલકત્તા | હઠીભાઈની વાડી–અમદાવાદ |
| ૧૦૭. બાબુલાલ ચકાભાઈ | ,, | |
| ૧૦૮. પી. વી. શાહની કંપની તરફથી | ,, | લુણાવાડા |
| ૧૦૯. શ્રી ઋષભદેવજી કેશરીમલજીની પેઢી તરફથી | રતલામ | શામળાની પોળ–અમદાવાદ |

# શ્રી સમ્મેતશિખરજી તીર્થદર્શન

## વિભાગ ૫

૨૪ ભગવાનના કલ્યાણકોની ભૂમિ, તે અંગે ખાસ જાણવા જોગ, અને સમેતશિખર વિહાર દર્શન·

| નામ | ચ્યવન | જન્મ | દીક્ષા | કેવલજ્ઞાન | મોક્ષ |
|---|---|---|---|---|---|
| રૂષભદેવ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | પુરીમતાલ (પ્રયાગ) | અષ્ટાપદ |
| અજિતનાથ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | સમ્મેતશિખર |
| સંભવનાથ | સાવત્થી | સાવત્થી | સાવત્થી | સાવત્થી* | ,, |
| અભિનંદનસ્વામી | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | ,, |
| સુમતિનાથ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | ,, |
| પદ્મપ્રભુ | કૌશાંબી | કૌશાંબી | કૌશાંબી | કૌશાંબી* | ,, |
| સુપાર્શ્વનાથ | ભદૈની (બનારસ) | ભદૈની (બનારસ) | ભદૈની (બનારસ) | ભદૈની (બનારસ) | ,, |
| ચંદ્રપ્રભુ | ચંદ્રપુરી (બનારસ) | ચંદ્રપુરી (બનારસ) | ચંદ્રપુરી (બનારસ) | ચંદ્રપુરી (બનારસ) | ,, |
| સુવિધિનાથ | કાકંદી | કાકંદી | કાકંદી | કાકંદી | ,, |
| શિતલનાથ | ભદ્દીલપુર | ભદ્દીલપુર | ભદ્દીલપુર | ભદ્દીલપુર* | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શ્રેયાંસનાથ | સિંહપુરી (બનારસ) | સિંહપુરી (બનારસ) | સિંહપુરી (બનારસ) | સિંહપુરી (બનારસ) | ,, |
| વાસુપૂજ્ય | ચંપાપુરી | ચંપાપુરી | ચંપાપુરી | ચંપાપુરી | ચંપાપુરી |
| વિમલનાથ | કંપિલપુર | કંપિલપુર | કંપિલપુર | કંપિલપુર | સમ્મેતશિખર |
| અનંતનાથ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | ,, |
| ધર્મનાથ | રત્નપુરી | રત્નપુરી | રત્નપુરી | રત્નપુરી | ,, |
| શાન્તિનાથ | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | ,, |
| કુંથુનાથ | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | ,, |
| અરનાથ | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | હસ્તીનાપુર | ,, |
| મલ્લિનાથ | મિથિલા | મિથિલા | મિથિલા | મિથિલા* | ,, |
| મુનિસુવ્રતસ્વામી | રાજગૃહી | રાજગૃહી | રાજગૃહી | રાજગૃહી | |
| નમિનાથ | મિથિલા | મિથિલા | મિથિલા | મિથિલા | ,, |
| નેમિનાથ | સૌરીપુરી | સૌરીપુરી | ગીરનાર | ગીરનાર | ગીરનાર |
| પાર્શ્વનાથ | ભેલુપુર (બનારસ) | ભેલુપુર (બનારસ) | ભેલુપુર (બનારસ) | ભેલુપુર (બનારસ) | સમ્મેતશિખર |
| મહાવીરસ્વામી | ક્ષત્રિયકુંડ | ક્ષત્રિયકુંડ | ક્ષત્રિયકુંડ | ઋજુવાલિકા (નદી) | પાવાપુરી |

* આ નિશાનીવાળી ચાર નગરી હાલ તીર્થ તરીકે વિચ્છેદ છે.

## સમેતશિખર વિભાગ ૫
## અંતર્ગત વિહાર-દર્શન
# ખાસ જાણવા જોગ

### સૌરીપુરી

શ્રી નેમનાથ ભગવાનના પિતાશ્રીનું રાજધાનીનું શહેર છે. અને શ્રી નેમનાથ ભગવાનનાં બે કલ્યાણક થયાં છે. શ્રી કૃષ્ણ અને બલભદ્ર પણ અહિંયા જન્મ્યાં હતાં. આ નગર યમુના નદીના તીરે છે. નગરીને બદલે જંગલ જેવું થઈ ગયેલ છે.

### હસ્તીનાપુર

અહિં શ્રી શાંતિનાથ ભગવાન, શ્રી કુંથુનાથ ભગવાન, શ્રી અરનાથ ભગવાનના મોક્ષ સિવાયના ચાર ચાર કલ્યાણકો અહિં થયા છે.

### અયોધ્યા

શ્રી ઋષભદેવ ભગવાનની રાજધાની છે. સરયુ નદીને કાંઠે આ શહેર આવેલું છે. શ્રી ઋષભદેવ ભગવાનના ત્રણ અને શ્રી અજિતનાથ શ્રી અભિનંદન શ્રી સુમતિનાથ અને શ્રી અનંતનાથ ભગવાનના મોક્ષ સિવાયનાં ચાર ચાર એમ કુલ ૧૯ કલ્યાણકો અહિ થયેલાં છે.

### રત્નપુરી

અયોધ્યાથી ૧૪ માઈલના અંતરે આવેલા આ તીર્થમાં શ્રી ધર્મનાથ પ્રભુના ચાર કલ્યાણકો થયેલા છે.

### સિંહપુરી

શ્રી શ્રેયાંસનાથ ભગવાનનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણક થયાં છે. બનારસથી ૬ માઈલ પર છે.

### ચંદ્રાવતી (ચંદ્રપુરી)

અહીં શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણક થયેલાં છે. બનારસથી ૧૪ માઈલ દૂર છે.

### ભેલુપુર

અહીં શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણક થયેલાં છે. બનારસમાં ૩ માઈલે છે.

### ભદૈની

અહીં શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણકો થયેલાં છે. બનારસમાં ગંગા કાંઠે છે.

### ઋજુવાલિકા

ગીરીડીહથી આઠ માઈલને અંતરે ઋજુવાલિકા નદી છે. અને તેના કાંઠા ઉપર શ્રી મહાવીર ભગવાનને કેવલજ્ઞાન થયું હતું.

### મધુવન—સમેતશિખર

પ્રસ્તુત પુસ્તકમાં આનું વર્ણન વિસ્તૃત આવી ગયેલ છે.

### ચંપાપુરી

ભાગલપુરથી ત્રણ માઈલ છે. અહીં મહાસતી ચંદનબાળા તથા રાજા શ્રીપાળ તથા શેઠ સુદર્શનનો જન્મ આજ

નગરીમાં થયેલો હતો. સતી સુભદ્રાના શીયલના પ્રભાવે આજ ચંપાનગરીના દ્વાર ખુલેલ હતાં. શ્રી બાસુપૂજ્ય ભગવાનનાં પાંચ કલ્યાણુક અહીં થયાં હતાં. આ એકજ એવી નગરી છે જ્યાં એક ભગવાનનાં પાંચેય કલ્યાણુક થયાં છે.

## કાકંદી

અહીં શ્રી સુવિધિનાથ ભગવાનનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણુક થયાં છે.

## ક્ષત્રિયકુંડ

અહીં ભગવાન શ્રી મહાવીરસ્વામીના ત્રણુ કલ્યાણુક થયા છે. પ્રક્ષાલમાં અંગલુછણાની જરૂર રહેતી નથી. પ્રતિમા અલૌકિક અને ચમત્કારીક છે. ભગવાનની પ્રતિમા ઘુંમટ નીચે ચૈત્યવંદન કરવાની જગ્યાએ રાખવામાં આવી છે. કહે છે કે ભગવાનની પ્રતિમા ગભારામાં બેસાડવાનો પ્રયાસ કરતાં ચમત્કાર થવાથી પ્રતિમા અત્યારે છે, ત્યાં જ ફરી બિરાજમાન કરી હતી.

## ગુણીયાજી

અહીં શ્રી ગૌતમસ્વામીને કેવલજ્ઞાન થયું હતું. તળાવની વચ્ચે દેરાસર છે. અહીં પણ ચમત્કાર થતાં સાંભળવામાં આવે છે.

## પાવાપુરી

અહીં શ્રી મહાવીર સ્વામી ભગવાનનું મોક્ષ કલ્યાણુક થયેલ છે. તળાવની વચમાં ભગવાન મહાવીરસ્વામીને અગ્નિસંસ્કાર કરેલ હતો. ત્યાં તેમનાં પગલાં છે. અહીં ખાસ દિવાળીમાં દર્શનનો લાભ લેવા યોગ્ય છે. અહીં જલમંદિર, ગામમંદિર, મેતાબકુમારી મંદિર તથા સમવસરણુ (કે જેમાં ચરણુ પાદુકા છે.) તેમજ દોઢેક માઈલ દૂર સમવસરણુ મંદિર (જ્યાં પ્રભુએ દેશના આપી હતી.) એમ કુલ પાંચ મંદિરો છે. ગામમાં તથા જલમંદિરમાં મળી ચાર ધર્મશાળાઓ છે. પાવા અને પુરી આ બન્ને ગામો એકેક માઈલના અંતરે છે. આ પવિત્ર તીર્થ પાવા ગામની મધ્યમાં આવેલું છે. અહીં મૂળનાયક શ્રી મહાવીર સ્વામી ભગવાનની અલૌકીક પ્રતિમા છે. ચારે ખુણામાં શ્રી વીરપ્રભુ, શ્રી સ્થુલીભદ્રજી, શ્રી ચંદનબાળા તેમજ દાદાજીની ચાર ચરણુપાદુકાઓ છે. ગામમંદિર એ પ્રભુના નિર્વાણુનું અંતિમ સ્મારક છે.

## જલમંદિર

આ સુંદર જગ્યામાં શ્રી મહાવીર ભગવાનના દેહને અગ્નિસંસ્કાર કરેલ હતો. જલમંદિરમાં પ્રવેશ કરવા લાલ પથ્થરનો બનાવેલ લાંબો પુલ છે. ત્યારબાદ શ્રી સંઘે મરમરના પથ્થરોથી બનાવેલું આ ભારતભરમાં અજોડ મંદિર છે. આ મંદિરમાં શ્રી મહાવીર ભગવાનની ચરણુપાદુકા છે. આજુબાજુમાં શ્રી ગૌતમસ્વામી અને શ્રી સુધર્માસ્વામીજીની ચરણુ પાદુકાઓ છે. આ ગામનું મૂળનામ અપાપા હતું. પરંતુ શ્રી પ્રભુના નિર્વાણુથી પાપા એટલે પાવા થયું, અને બાજુના પુરી નામના ગામથી પાવાપુરી પ્રચલિત થયેલું છે. સમવસરણુ મંદિર હમણાં બનેલ છે.

## કુંડલપુર

શ્રી ગૌતમસ્વામીજીની જન્મભૂમિ છે. અને શ્રી મહાવીર ભગવાન ત્રિશલામાતાની કુક્ષીમાં આવ્યા પહેલાં અહીં દેવાનંદાની કુક્ષીમાં આવેલી. મહારાજા અશોકના વખતની વિદ્યાપીઠો જમીનમાં દટાએલી ખોદી કાઢવામાં આવેલી છે. જે અત્યારે જોવા મળે છે. ગામના મધ્ય-ભાગમાં ધર્મશાળા છે. તેમાં એક મોટું જિનાલય છે. મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાનની શ્યામવર્ણી પ્રાચીન પ્રતિમા તેમાં બિરાજમાન છે. બીજી છ પ્રતિમાઓ તથા શ્રી ગૌતમસ્વામીની ચરણપાદુકાઓ છે.

## રાજગ્રહી

શ્રી શ્રેણિક મહારાજાની રાજધાની અહિં હતી. શ્રી વીર ભગવાને ઘણાં ચોમાસાં કરેલાં છે. પાંચ પહાડો વૈભારગિરિ, વિપુલગિરી, ઉદયગિરિ, સુવર્ણગિર અને રત્નગિરિથી શોભતી આ નગરી ઘણી જ દેદીપ્યમાન છે. અહીં ગરમપાણીના કુંડો છે. ભગવાન શ્રી મુનિસુવ્રત સ્વામીનાં ચાર કલ્યાણક અહિં થયેલાં છે શ્રી શ્વેતામ્બર ધર્મશાળા છે. તેની સામે જિનમંદિર છે. જેમાં શ્રી મૂળનાયક ભગવાન શ્રી મુનિસુવ્રત સ્વામીની પં. ૧૧૧૦ ની સાલની પ્રાચીન અને પ્રભાવશાલી પ્રતિમા છે. ધર્મશાળાથી એક માઈલ ચાલતાં ગરમ પાણીના ૧૦૮ કુંડો આવે છે. જેમાં કુદરતી ગરમ પાણી વહ્યા કરે છે. કુંડ બે ભાગમાં વહેંચાયેલ છે. અને બાજુમાં પાંચ પહાડો રહેલાં છે.

## શ્રી વિપુલગિરિજી

(૧) અહિં પ્રાચીન સમયની નાની દહેરી અને એક મંદિર છે. મંદિરમાં ત્રણ દેરીઓ છે. વચલી દેરીમાં શ્રી મુનિસુવ્રત સ્વામીની (કસોટીની) ભવ્ય પ્રતિમા છે. બાજુમાં બન્ને બાજુએ ભગવાનની ચરણપાદુકાઓ છે.

## રત્નગિરિજી

(૨) શ્રી વિપુલગિરિની પાછલા ભાગમાં આ પહાડ છે. આ પહાડ ઉપર ઉત્તરાભિમુખે શ્રી શાંતિનાથ પ્રભુનું મંદિર છે. વચ્ચેના સ્તૂપ ઉપર શ્રી શાંતિનાથ, શ્રી પાર્શ્વનાથ, શ્રી વાસુપૂજ્ય અને શ્રી નેમિનાથ ભગવાનની ચાર ચૌમુખી પ્રતિમાઓ છે.

## શ્રી ઉદયગિરિજી

(૩) આ પહાડ ચડવો કઠીન છે. અહિં પૂર્વાભિમુખ કિલ્લામાં આવેલ પશ્ચિમાભિમુખનું મંદિર છે. તેમાં મૂળ-નાયક શ્રી શામળીયા પાર્શ્વનાથ ભગવાનની સુંદર મૂર્તિ ફેણાના કળામય વળાંકથી બનેલા છત્ર નીચે બિરાજમાન છે. જમણી ડાબી બાજુએ શ્રી પાર્શ્વનાથ અને મુનિસુવ્રત-સ્વામીની પાદુકાઓ છે. અહીં ભગ્નાવશેષ જિનમંદિરો જોવામાં આવે છે.

## શ્રી સુવર્ણગિરિજી

(૪) શ્રી આદિશ્વર પ્રભુનું નાનું સુંદર જિનાલય છે.

## વૈભારગિરિ

(૫) પહાડ પાસે જતાં જ શ્રમણ ભગવાન શ્રી મહા-

વીર સ્વામીની શ્યામવર્ણની પ્રતિમાજી છે. ઉપરમાં ચાર જિનમંદિરો છે. મુખ્ય મંદિરમાં શ્રી મુનિસુવ્રત સ્વામીની ભવ્ય પ્રતિમા છે. આ મંદિરથી થોડે દૂર બીજું મંદિર છે. તેમાં શ્રી શાન્તિનાથ પ્રભુ, શ્રી કુંથુનાથ પ્રભુ, શ્રી નેમિનાથ પ્રભુ, શ્રી પાર્શ્વનાથ પ્રભુ એમ ચારે પ્રભુની ચરણપાદુકા છે. ત્રીજા મંદિરમાં શ્રી ધન્નાજી અને શ્રી શાલિભદ્રજીની કાઉસગ્ગ ધ્યાનમાં મૂર્તિઓ છે. અને ચોથા મંદિરમાં ભગવાન શ્રી શાન્તિનાથ પ્રભુ અને નેમનાથ પ્રભુની ચરણપાદુકાઓ છે. પહાડની નજીકમાં શાલિભદ્રજીનો કુવો, વીરપોષાળ, મહારાજાનો મહેલ, નંદમણિયારની વાવ દૃષ્ટિગોચર થાય છે.

આ રીતે પાંચ પહાડનું વર્ણન પૂર્ણ થાય છે.

**આજ રાજગ્રહીમાં** શ્રી મુનિસુવ્રત સ્વામી ભગવાનનો જન્મ થયેલ છે. શ્રી જંબૂસ્વામી, શ્રી શાલીભદ્રજી ધનાશા, પૂણિયો શ્રાવક, મેઘકુમાર કયવન્ના શેઠ, નંદિષેણ, સુલસા શ્રાવિકા વિગેરેનો જન્મ અહીં જ થયેલ હતો. અભયકુમારની દીક્ષા, પ્રસન્નચંદ્ર રાજર્ષિને કેવલજ્ઞાન પણ અહીં જ પ્રાપ્ત થયેલ હતું, શ્રી શાલિભદ્રજીએ ચારિત્ર લઈ આત્મકલ્યાણ અહીં જ સાધ્યું હતું.

કંપીલપુર—અહિં વિમળનાથ ભગવાનના ચાર કલ્યાણક થયા છે. આ તીર્થ અયોધ્યા નજીકમાં છે.

**હસ્તીનાપુર**—શ્રી શાંતિનાથ પ્રભુ, કુંથુનાથ અને અરનાથ પ્રભુના મોક્ષ સિવાયના ચાર કલ્યાણક અહિં થયેલ છે.

**કૌશામ્બી, ભદ્દીલપુર, સાવત્થી** અને એ ત્રણેમાં અનુક્રમે પદ્મપ્રભુ, સુવિધિનાથ, સંભવનાથ અને મિથિલામાં મલ્લિનાથ અને નમિનાથ પ્રભુના ચાર કલ્યાણક થયેલા છે પણ હાલ આ ચાર તીર્થ વિચ્છેદ થયેલા છે.

કૌશાંબી તથા ભદ્દીલપુરમાં અવશેષો મળી આવે છે. આ તીર્થનો ઉદ્ધાર કરવો જરૂરી છે. કૌશાંબીમાં પ્રભુ મહાવીરને દાન દેતી ચંદનબાળાની મૂર્તિ પણ વિદ્યમાન છે અલ્હાબાદથી મોટર જાય છે.

આ બધી કલ્યાણભૂમિ પૂર્વ ભારતમાં આવેલી છે.

## સૂચના.

(૧) "માણસ માત્ર ભૂલને પાત્ર" એ કહેવત અનુસાર આ પુસ્તકમાં કોઈપણ જગાએ ભૂલ રહી ગયેલ હોય જેથી પૂજ્ય મુનિવરો તથા સાધ્વીજી મહારાજને વિહાર વખતે આગળના વિહારની વિગતથી ટાઈમે ટાઈમે જાણકાર રહેવા વિનતિ કરૂં છું.

(૨) જ્યાં જ્યાં ઉતરવાની જગ્યા ખાલી બતાવી છે. ત્યાં ત્યાં નિશાળમાં ઉતરવું.



# સમેતશિખર વિહારદર્શન

## અમદાવાદથી શ્રી સમેતશિખરજી આદિ તીર્થોમાં જવાના વિહાર માર્ગોની નોંધ

# વિહાર માર્ગ—૧

અમદાવાદથી સમ્મેતશિખરજી થઈ કલકત્તા.

વિહાર રસ્તે–ઈન્દોર–શિવપુરી કાનપુર બનારસ નીમીયાઘાટ (સમ્મેતશિખર) બર્દ્વાન થઈ કલકત્તા માઈલ ૧૩૩૫

(૧) અમદાવાદથી ઈન્દોર ૨૬૦ માઈલ

| નામ | માઈલ | ઘર | દહેરાસર | ઉતરવાનું સ્થાન |
|---|---|---|---|---|
| નરોડા | ૬ | ૨૦ | ૧ | ઉપાશ્રય |
| રાયપર | ૬ | ૧૦ | ૧ | ,, |
| વેલાર | ૩ | ૧૦ | ૧ | ,, |
| બહિયલ | ૯ | ૧૦ | ૧ | ,, |
| આંતરસુબા | ૭ | ૦ | ૧ | ૧ |
| કપડવંજ | ૭ | ૫૦૦ | ૮ | ઘણા |
| લસુંદ્રા | ૧૦ | ૧૦ | ૧ | ,, |
| ડાસગ | ૧૦ | ૧ | ૦ | |
| અંબાડી | ૫ | ૩ | ઘર–દે | |
| સેવાલીયા | ૪ | ૩ | ૦ | |
| દૂધા | ૯ | ૧ | ૦ | |
| ગોધરા | ૯ | ૧૦૦ | ૧ | ઉપાશ્રય–૨ |
| ચંચેલાવ | ૭ | ૧ | ૦ | ઉતરવા જગ્યા છે |
| સંતરોડ | ૭ | ૨ | ૦ | ,, |
| પીપલોદ | ૭ | ૬ | ૦ | |
| બાડીવ ૨ | ૫ | ૬ | ૦ | |
| નીમખેડા | ૪ | ૨ | ૦ | ઉપાશ્રય |
| વલુંદી ચોકી | ૭ | ૦ | ૦ | ચોકી |
| દાહોદ | ૧૨ | ૩૦ | ૧ | ઉપાશ્રય–૨ |
| હતવરા | ૭ | ૩ | ૦ | |
| કાલીયા પીતોલી | ૯ | ૪ | મેશ્રી ૦ | |
| ઝાંબુઆ | ૧૨ | ૪૦ | ૦ | |
| રામા — | | | | |
| પોલીસ ચોકી | ૯ | ૦ | ૦ | |
| દત્તી | ૧૨ | ૦ | ૦ | |
| રાજગઢ | ૮ | ૨૫૦ | ૪ | ઉપાશ્રય |
| ભીયાવર ભોપાવર | ૬ | ભોજનશાળા | ૧ | ધર્મશાળા |
| અમઝેરા અમીજરા | ૯ | ૧ | ૧ | ઉપાશ્રય |
| સુલતાનપુર | ૬ | ૦ | ૦ | |
| ધાર | ૯ | ૫૦ | ૧ | ઉપાશ્રય–૨ |
| ગુણાવદ | ૧૦ | ૦ | ૦ | |
| ધારા વીલ્લોદ | ૭ | ૦ | ૦ | |
| ખેટમા | ૩ | ૭ | ૧ | ઉપાશ્રય–૨ |
| કલારીયા | ૭ | ૦ | ૦ | સ્થાનક ઉપાશ્રય |
| ઈંદોર | ૯ | ૫૦૦ | ૭ | ઉપાશ્રય–૨ |

## ઇંદોરથી શીવપુરી ૨૫૨।। માઇલ

| ગામ | માઈલ | ઘર | દેરાસર | ઉતરવાનું સ્થાન |
|---|---|---|---|---|
| ખારોલી | ૭ | ૦ | ૦ | |
| સાંવેરા | ૧૧।। | ૧૫ | ૧ | ઉપાશ્રય |
| પંચ પીપલી | ૫।। | ૧ | ૦ | |
| ઉજ્જૈન | ૧૦ | ૨૫૦ | ૧૬ | ઉપાશ્રય |
| તાજપુર | ૧૦ | ૫ | ૧ | ઉપાશ્રય |
| કાયથા | ૮ | ૧૧ | ૧ | ,, |
| મક્ષીજીતીર્થ | ૯ | ૨૫ | ૧ | ધર્મશાળા |
| ગોલવા | ૪ | ૦ | ૦ | ડાક બંગલો |
| સાજાપુર | ૧૨ | ૨૫ | ૧ | ઉપાશ્રય |
| સુનેરા | ૬ | ૦ | ૦ | ઉતરવાનું સ્થાન |
| સારંગપુર | ૧૦ | ૧૦ | ૧ | ઉપાશ્રય |
| મડ | ૭।। | ૦ | ૦ | મદિર |
| ઉદનખેડી | ૫ | ૦ | ૦ | |
| સરેડી | ૪ | ૦ | ૦ | |
| પચોરા | ૩।। | ૨ | ૦ | ધર્મશાળા |
| કરણવાસ | ૭ | ૦ | ૦ | |
| બ્યાવરા | ૧૦ | ૬ | ૧ | ઉપાશ્રય |
| ઘોડાપછાડ | ૧૦।। | ૦ | ૦ | ડાક બંગલો |
| કોટરા | ૪ | ૦ | ૦ | |
| પેંચી | ૨ | ૧૦ | ૧ | ઉપાશ્રય |
| ખીનાગંજ | ૪ | ૭ | ૦ | ધર્મશાળા |
| કાલાપહાડ | ૮ | ૦ | ૦ | |
| આવન | ૮।। | ૬ | ૦ | |
| ભરસુલા | ૪ | ૦ | ૦ | ધર્મશાળા |
| રૂઠીઆઇ | ૬ | ૧૦ દી | ૦ | સ્થાન છે |
| દેહરી | ૨ | ૦ | ૦ | મદીર |
| ગાદેર | ૭ | ૦ | ૦ | |
| ગુના | ૩।। | ૫ | ૦ | ધર્મશાળા |
| પાટઈ | ૭ | ૦ | ૦ | સ્થાન છે. |
| ભાહોર | ૪ | ૪ દી | ૦ | ,, |
| ખજુરીચોક | ૭ | ૦ | ૦ | ,, |
| સુનેરા | ૮ | ૦ | ૦ | ,, |
| બદરવાસ | ૨।।- | ૪ | ૦ | મંદીર |
| લખરાસ | ૧૦ | ૦ | ૦ | |
| કોલારસ | ૯ | ૫ દી | ૦ | ધર્મશાળા |
| સેસાઈ | ૭ | ૩ | ૦ | સ્થાન છે |
| માગેશ્વરવાવ | ૨ | ૦ | ૦ | ,, |
| શિવપુરી | ૬ | ૬૦ | ૧ | ઉપાશ્રય |

## (ગ્વાલીયર) શિવપુરીથી ઝાંસી થઇ કાનપુર ૨૦૩ માઇલ

| ગામ | માઈલ | ઘર | દેરાસર | ઉતરવાનું સ્થાન |
|---|---|---|---|---|
| ભદોરા | ૮ | ૦ | ૦ | |
| સુરવાયા | ૫ | ૦ | ૦ | મંદીર |

| | | | | |
|---|---|---|---|---|
| અમાલા | ૭ાા | ૦ | ૦ | |
| શીરમોટ | ૭ાા | ૦ | ૦ | ધર્મશાળા |
| દરેરા | ૬ | ૦ | ૦ | ,, |
| કાલી પહાડી | પા | ૦ | ૦ | |
| દીતાગ | ૭ | ૦ | ૦ | |
| શીકન્દ્રા | ૪ | ૦ | ૦ | મંદિર |
| રક્ષા | પા | ૦ | ૦ | જગ્યા છે |
| ડેલી | ૨ા | ૦ | ૦ | |
| ઝાંસી | પાાા | ૪ | ૧ | શ્રાવકનું ઘર |
| દીગારા | ૫ | ૦ | ૦ | ,, |
| બડાગામ | ૪ | ૦ | ૦ | ,, |
| બકાટા | ૨ | ૦ | ૦ | ,, |
| ગુલારા | ૪ | ૦ | ૦ | ,, |
| ગીરગામ | ૪ | ૨ | ૧ | ઉપાશ્રય |
| કુરગામ | ૫ | ૦ | ૦ | |
| ગેમતી | ૩ | ૦ | ૦ | મંદિર |
| ગોડ | ૭ | ૦ | ૦ | બગીચો |
| બુન્દેદ | ૩ | ૦ | ૦ | ચોતરો |
| ગુંછ | ૬ | ૦ | ૧ | |
| ગેસા | ૨ાા | ૦ | ૦ | |
| જખૌલી | ૬ાા | ૦ | ૦ | મંદિર |
| ગોંડ | ૪ાા | ૦ | ૦ | |
| ગેમતી | ૨ | ૦ | ૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ગિરકાન | ૨ | ૧ | ૦ | |
| બડાગામ | ૪ાા | ૦ | ૦ | ધર્મશાળા |
| ઉરઈ | ૪ાા | ૦ | ૦ | ,, |
| આટા | ૧૦ાા | ૦ | ૦ | સ્ટેશન |
| ઉસર | ૪ | ૦ | ૦ | |
| કાલપી | ૭ાા | ૧ | ૧ | મકાન છે |
| લોગનીપુર | ૭ | ૦ | ૦ | છે |
| પુખરાયન | ૨ | ૧ | ૦ | ,, |
| છતેની | ૪ | ૦ | ૦ | |
| ડીઘ | ૨ | ૪ | ૦ | ડાકબંગલો |
| મુરીદપુર | ૫ | ૦ | ૦ | મંદિર |
| બારા | ૬ | ૦ | ૦ | ડાકબંગલો |
| રણીયા | ૪ | ૦ | ૦ | |
| રાયપુર | ૪ | ૦ | ૦ | ધર્મશાળા |
| ભૌંતી | ૫ | ૦ | ૦ | |
| કાનપુર | ૧૦ાા | ૭૫ | ૨ | ઉપાશ્રય—૨ |

## કાનપુરથી અલ્હાબાદ થઈ બનારસ ૨૦૦ માઇલ

| | | | |
|---|---|---|---|
| ચકેરી | ૮ | ૦ | ૦ |
| મહારાજપુર | ૪ | ૦ | ૦ |
| સરસોલ | ૩ | ૦ | ૦ |
| પુરૌમીલ | ૫ | ૦ | ૦ |
| બડાહાર | ૫ | ૦ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| કલ્યાણપુર | ૬ | ૦ | ૦ | |
| મલવા | ૫ | ૦ | ૦ | |
| અલીપુર | ૫ | ૦ | ૦ | |
| ફતેપુર | ૫ | ૦ | ૦ | |
| ખીલંદા | ૬ | ૦ | ૦ | |
| ઉસરેના | ૪॥ | ૦ | ૦ | |
| થરીવાવ | ૩ | ૦ | ૦ | ડાકબંગલો |
| ખાગા | ૮ | ૦ | ૦ | |
| કોધન | ૪॥ | ૦ | ૦ | |
| અજુહા | ૬॥ | ૦ | ૦ | |
| સૌની | ૫ | ૦ | ૦ | |
| ગુલામીપુર | ૪॥ | ૦ | ૦ | |
| મલાકા | ૭ | ૦ | ૦ | |
| મુરતગંજ | ૪॥ | ૦ | ૦ | |
| મહગાંવ | ૫॥। | ૦ | ૦ | |
| પૂરામુક્તિ | ૪ | ૦ | ૦ | |
| તાલાવ તીવરી | ૩ | ૦ | ૦ | |
| અલ્હાબાદ | ૮ | ૧ | ૦ | ભાણજીભાઈને ઘેર |
| જુસી | ૫॥ | ૦ | ૦ | |
| અનાવા | ૩ | ૦ | ૦ | |
| હનુમાનગંજ | ૫ | ૦ | ૦ | |
| હરીપુર | ૪ | ૦ | ૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| સૈદાબાદ | ૨ | ૦ | ૦ | |
| હંડીયા | ૫ | ૦ | ૦ | |
| ભીટી | ૭ | ૦ | ૦ | |
| જંગીગંજ | ૫॥ | ૦ | ૦ | પંચાયતી બંગલો |
| ગોપીગંજ | ૩॥ | ૦ | ૦ | |
| માધવસીહ | ૬ | ૦ | ૦ | |
| મહારાજગંજ | ૬ | ૦ | ૦ | |
| કછુવારોડ | ૫॥ | ૦ | ૦ | |
| મીરજામુરાદ | ૫ | ૦ | ૦ | |
| રાજા તલાવ | ૫ | ૦ | ૦ | |
| સાહાબાદ | ૩ | ૦ | ૦ | |
| બનારસ | ૯ | ૩૦ | ૯ | ઉપાશ્રય-૧ |

## બનારસથી નીમીયાઘાટ ૨૨૨ માઇલ

### — શ્રી સમ્મેતશિખરજી —

| | | | | |
|---|---|---|---|---|
| મુગલસરાઈ | ૭॥ | | | |
| જનસોકમડઈ | ૪ | ૦ | ૦ | |
| ચંદૌલી | ૫ | ૦ | ૦ | ધર્મશાલા |
| સૈયાદસાજા | ૫ | ૦ | ૦ | |
| નોબતપુર | ૪ | ૦ | ૦ | ડાકબંગલો |
| દુર્ગાવતી | ૮ | ૦ | ૦ | ડાકબંગલો (નદી પાસે) |
| ડીડીખીલી | ૩ | ૦ | ૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| મોહનીયા | ૪ | • | ૦ | નિશાળ |
| મુગની | ૪ | ૦ | ૦ | કારખાનું |
| પુસૌલી | ૪ | ૦ | ૦ | નિશાળ |
| કુદરા | ૬ | ૦ | ૦ | ધર્મશાળા |
| ખુમાબાદ | ૩ાા | ૦ | ૦ | |
| શીવસાગર | ૫ા | ૦ | ૦ | મંદિર |
| સાસારામ | ૭ | ૦ | ૦ | ધર્મશાળા સ્ટેશન પાસે |
| બાસા | ૪ | ૦ | ૦ | |
| સુઅરા | ૫ | • | • | મંદિર |
| ઉદ્દરી | ૩ | ૪ | ૦ | ધર્મશાળા |
| ડાલગીયા | ૨ | ૪ | દિ.મં | |
| બારૂન | ૫ | ૦ | ૦ | બાબુ જાગીરદાર મકાન |
| રીરીશ | ૪ | ૦ | ૦ | |
| જોગીયા | ૩ાા | ૩ | ૦ | |
| ઔરંગાબાદ | ૫ | ૦ | ૦ | ધર્મ૦ |
| ઓરા | ૨ાાા | ૦ | ૦ | |
| શીવગંજ | ૫ા | ૦ | • | |
| રાણીગંજ | ૨ | ૦ | ૦ | ડાક બંગલો |
| મદનપુર | ૫ | ૦ | ૦ | નીશાળ |
| આમસ | ૪ાાા | ૦ | ૦ | |
| ગંડીસ્થાન | ૫ | ૦ | ૦ | નીશાળ |
| શેરઘાટી | ૫ | ૦ | ૦ | ધર્મશાળા |
| ડોભી | ૭ | ૦ | ૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ભદેયા | ૩ | ૦ | ૦ | |
| બારામટી | ૪ | • | ૦ | પહાડી ઉંચો નીચો રસ્તો |
| કારુદાગ | ૨ | ૦ | ૦ | ડાક બંગલો |
| ભલુ આમટી | ૭ | ૦ | ૦ | |
| દનુઆ | ૨ | ૦ | ૦ | ડાક બંગલો |
| ચોપારન | ૭ | ૦ | ૦ | જંગલ સાવચેત રહેવું દી. ધર્મ. |
| સીગરામા | ૭ | ૦ | ૦ | |
| બરહી | ૫ | ૦ | ૦ | નીશાળ |
| પંચ માધવ | ૩ | ૦ | ૦ | |
| કરીયાનપુર | ૨ાાા | ૦ | ૦ | પંચાયતનું મકાન |
| સકરેજ | ૪ા | • | ૦ | |
| બરકઠા | ૫ાાા | ૦ | ૦ | સોહનસાખનું મકાન |
| ગોરહર | ૫ાાા | ૦ | ૦ | નીશાળ જંગલ |
| અટકા | ૩ાા | ૦ | ૦ | |
| બગોદરા | ૬ાા | ૦ | ૦ | નીશાળ |
| ઔરા | ૫ | ૦ | ૦ | |
| કુમરી | ૭ | ૦ | ૦ | કોંગ્રેસ થાણામાં |
| ઈસરી | ૧ાા | ૦ | ૦ | ધર્મશાળા સ્ટેશન પારસનાથ |

અહીંથી મધુવન તળેટી ૧૩ માઈલ છે. નીમીયાઘાટ ૩ાા માઈલ, નીમીયાઘાટથી ૭ માઈલ ઉપર પાર્શ્વનાથજીની ટૂંક આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| રામપુરીયા મીલ | ૧૧ | ૧ | ૦ | મીલમાં |
| ફ્રેનનગર | ૨ | ૧ | ૧ | મનુભાઈને ત્યાં |
| લલુઆ | ૮ | ૦ | ૦ | બગીચો |
| હાવરા | ૩ | ૩ | ૦ | ધર્મશાળા |
| કલકત્તા | ૧ | | ૯૬ | કેનીગ સ્ટ્રીટ |

અમદાવાદથી સમ્મેતશિખરજી થઈ કલકત્તા ૧૧૩૫ાા માઈલ છે. જે જગ્યાએ ઉતરવા માટે ખાલી બનાવી છે. ત્યાં દરેક ગામોમાં સ્કુલમાં ઉતરવું.

## અમદાવાદથી નાગપુર રસ્તે કલકત્તા થઇને શ્રી સમ્મેતશિખરજી રસ્તો નં.-૨

વિહાર રસ્તે-રાજગઢ, ભોપાવર, અમીઝરા, માંડવગઢ, નાગપુર, જબલપુર, બનારસ, ચંદ્રપુરી, સિંહપુરી, પટણા, કુંડલપુર, નાલંદા, રાજગૃહિ, પાવાપુરી, ગુણીયાજી, ક્ષત્રિયકુંડ, કાકંદી, ચંપાપુરી, ભાગલપુર, અજીમગંજ, કલકત્તા વિગેરે.

## અમદાવાદથી રાજગઢ મા. ૧૮૦ માટે જૂઓ રસ્તો નં. ૧ રાજગઢથી નાગપુર માઇલ ૪૬૩ાા.

રાજગઢથી

| | | | | |
|---|---|---|---|---|
| રીંગનોદ | ૫ | ૩૦ | ૧ | ઉપાશ્રય |
| ભોપાવરતીર્થ | ૩ | ૦ | ૧ | શાન્તિનાથ દેરાસર ઉપા. |
| અમીઝરા પાર્શ્વ. | ૧૧ | ૩ | ૨ | શાન્તિનાથ દેરાસર ઉપા. |
| તગલા | ૯ | ૧ | ૦ | મંદિર |
| ધાર | ૫ | ૫૦ | ૧ | ઉપાશ્રય |
| તલવાડા | ૧૦ | ૦ | ૦ | જૈનેતરને ઘેર |
| નાલછા | ૬ | ૫ | ૧ | ઉપા૦ |
| માંડવગઢ | ૬ | ૩ | ૨ | ઉપા૦ |
| ધામનોદ | ૫ | ૦ | ૦ | મંદિર |
| ધાણી | ૧૧ | ૦ | ૦ | શ્રાવકના જીનમાં |
| મહેશ્વર | ૯ | ૩ | ૧ | ઉપા૦ |
| નાનંદરા | ૭ાા | ૯ | ૦ | શ્રાવકના ઘેર |
| પીપલીઆ | ૬ાા | ૭ | ૦ | નીશાળ |
| ફ્રીકદ | ૭ાા | ૦ | ૦ | મંદિર |
| ખડવાહ | ૪ાા | ૪૦ | ૧ | ઉપા૦ |
| રાનાવદ | ૭ | ૪ | ૦ | સ્વામીના ધર્મ૦ |
| ધનગાવ | ૭ | ૦ | ૦ | સરકારી બંગલો |
| રોશીઆ | ૧૦ | ૦ | ૦ | દીગં ધરને ઓટલે |
| ખંડવા | ૯ | ૩૫ | ૧ | ઉપા૦ |
| જરાવાડી | ૬ | ૦ | ૦ | નીશાળ |
| રીંગોટ | ૬ | ૦ | ૦ | ધર્મ૦ |
| ગેરીખેડ | ૯ | ૧ | ૦ | મંદિર |
| ગુજરીખેડ | ૬ | ૦ | ૦ | રાત્રી રહેવા જેવું નથી |
| અમુલ્લા સ્ટેશન | ૧૦ | ૦ | ૦ | સ્ટેશને ગોડાઉન |
| લુકઈયડા | ૧૦ | ૦ | ૦ | સ્ટેશને ગોડાઉન |
| ડાબકા | ૧૦ | ૦ | ૦ | કંટ્રાકટરનું મકાન |
| ધુલઘાટ | ૬ | ૦ | ૦ | સ્ટેશન કમ્પાઉન્ડ |
| વાનખેડ | ૯ | ૦ | ૦ | સ્ટેશનની કોટડી |
| હીવરખેડ | ૧૦ | ૨ | ૦ | મરાઠીના મકાનમાં |
| આડગાંવ | ૬ | ૦ | ૦ | મંદિર |

| | | | | |
|---|---|---|---|---|
| આગર | ૮ | ૪ | ૦ | ઉનમાં |
| રેલ્વે ફાટક | ૯ | ૦ | ૦ | ધર્મશાળા |
| કાંજિયામ | ૧૦ | ૦ | ૦ | ગાંધી સ્મારક |
| [illegible] | ૧૨ | ૧૦૦ | ૧ | ઉપાશ્રય |
| બોરગાંવ | ૧॥ | ૦ | ૦ | બજારમાં, પીઠમાં |
| કુરનખેડ | ૬॥ | ૦ | ૦ | મંદિર, નીશાળ |
| મૂર્તિજાપુર | ૯ | ૧૨ | ૧ | ઉપાશ્રય |
| કુરુમ | ૧૭ | ૦ | ૦ | દવાખાના સામે |
| લોણી | ૮ | ૦ | ૦ | નીશાળ |
| બડનેરા | ૮ | ૫૦ | ૦ | શ્રાવકને ઘેર |
| અમરાવતી | ૬ | ૧૦૦ | ૨ | ઉપાશ્રય |
| જૈન બોર્ડિંગ (અમરાવતી) | ૨ | ૦ | ૦ | બોર્ડિંગમાં |
| પોહાર | ૯॥ | ૦ | ૦ | મંદિર |
| મંદુર | ૯॥ | ૭ | ૦ | જુનો ઉપા૦ |
| દાપોરી સ્ટેશન | ૫॥ | ૦ | ૦ | સ્ટેશનમાં |
| ધામણગામ | ૭ | ૫૦ | ૧ | ઉપા૦ |
| તલની સ્ટેશન | ૭ | ૦ | ૦ | સ્ટેશનમાં |
| નાચણગાંવ | ૯ | ૨૦ | ૧ | ઉપા૦ |
| આસરગાંવ | ૬ | ૦ | ૦ | સ્કુલમાં |
| દેવળી | ૭ | ૧ | ૦ | શ્રાવકને ઘેર |
| વાયગાંવ | ૯ | ૦ | | મંદિર |
| [illegible] | ૪॥ | | | નીશાળ |
| હીંગણઘાટ | ૯ | ૧૦૦ | ૨ | ઉપા૦ |
| જામ | ૮ | | | નીશાળ |
| ગોવીંદપુરા | ૪ | | | બંસીલાલ શેઠની વાડી |
| શેનેગાંવ | ૮ | | | ધર્મશાળા |
| બાહાણીગાંવ | ૪ | | | ,, |
| બુટીબોરી ગાંવ | ૫॥ | | | લીણુ બગીચાની ધર્મ૦ |
| ખાપડી | ૪ | | | નીશાળ |
| પરસોડી | ૫ | | | ઓઈલ મીલનું મકાન |
| નાગપુર સીટી | ૯ | ૧૦૦ | ૧ | ઉપાશ્રય |

## નાગપુરથી જબલપુર માઈલ ૧૭૧॥

| | | | | |
|---|---|---|---|---|
| કામઠી | ૧૦ | ૧૨ | ૧ | મોતીલાલને ઘેર |
| કુમરી | ૧૦ | નથી | નથી | |
| મનસર | ૫ | ,, | ,, | પેટ્રોલપમ્પ |
| ચોરબાવડી | ૬॥ | ,, | ,, | ઠેકેદારને ત્યાં |
| દેવલાપર | ૮॥ | ,, | ,, | ચંપાલાલને ત્યાં |
| ખવાસા | ૧૦ દી. | ,, | ,, | ધર્મશાળા |
| કુરાઈ | ૮ | ,, | ,, | નીશાળ |
| મહુગાંવ | ૯ | ,, | ,, | કુવાની સામે |
| ગોપાલ ગંજ | ૪ | ,, | ,, | નીશાળ |
| શિવની | ૮ | ૧૫ | ૧ | ઉપાશ્રય |
| રાહીવાડા | ૯ | નથી | નથી | આંબાની છાવણી |
| અકુનીયા | ૪ | ,, | ,, | નીશાળ |

| | | | | |
|---|---|---|---|---|
| છપારા | ૮ | ૧ | ,, | જમનાભાઈને ઘેર |
| ગણેશગંજ | ૧૦ | નથી | ,, | નીશાળ |
| લખનાડોન | ૭॥ | ,, | દિ૦ ૫ | ધર્મશાળા |
| સનાઈ ડુંગરી | ૮ | ,, | ,, | નીશાળ |
| ધુના | ૫॥ | ,, | ,, | ,, |
| રમણપુર | ૧૦ | ,, | ,, | મકાન છે |
| ગુકરી | ૫॥ | ,, | ,, | નીશાળ |
| બગરી | ૬ | ,, | ,, | શીવજીની જગ્યા |
| નિંગરી | ૪ | ,, | ,, | નીશાળ |
| ધાના | ૬॥ | ,, | ,, | રસ્તામાં |
| જબલપુર | ૯ | ઘણા | ૨ | ઉપાશ્રય |

**જબલપુરથી બનારસ ૨૮૮ માઈલ**

| | | | | |
|---|---|---|---|---|
| પનાગર | ૧૦ | નથી | ,, | નીશાળ |
| ગોશલપુર | ૯ | ,, | ,, | ,, |
| શીહોરાં | ૭ | ,, | ,, | ,, |
| ધનગવાં | ૭ | ,, | ,, | ,, |
| છત્રા | ૪ | ,, | ,, | ,, |
| તીવરી | ૬ | ,, | ,, | ,, |
| જિંજરી | ૧૦ | ,, | ,, | ,, |
| કટની | ૪ | ૨ | ,, | સંપતલાલ જૈન |
| જુકોહી | ૧૨ | નથી | ,, | નીશાળ |
| પાલા | ૭ | નથી | ,, | ,, |
| ગુનવરા | ૯ | નથી | | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| પોંડી | ૯ | છે. | | ,, |
| મૈહેર | ૪ | છે. | | ,, |
| ઉચેહરા | ૯ | રથા. | | કેશવલાલભાઈનું ઘર |
| ભગરગામ | ૭ | ,, | ,, | ,, |
| સતના | ૬॥ | ૨૫ | ૧ | ગુલાબચંદભાઈને ઘેર |
| માધવગઢ | ૫॥ | નથી | નથી | ઉપાશ્રય |
| રામપુર | ૧૧ | નથી | નથી | નથી |
| બેલા | ૮ | ,, | ,, | ,, |
| સામેર | ૧૦ | ,, | ,, | ,, |
| રાયપુર | ૭॥ | ,, | ,, | ,, |
| ચંદે | ૧૨ | ,, | ,, | ,, |
| લહુર | ૭ | ,, | ,, | ,, |
| મહુગંજ | ૧૦॥ | ,, | ,, | નીશાળ |
| પટેરા | ૪ | ,, | ,, | નીશાળ |
| હનુમના | ૧૨ | ,, | ,, | ધર્મ૦ |
| ડામરગંજ | ૧૦ | ,, | ,, | "નીશાળ,ઢાળ ચડવો શરૂ |
| બરોધા | ૮॥ | ,, | ,, | નીશાળ |
| લાલગંજ | ૯ | ,, | ,, | ધર્મ૦ |
| સમોગરા | ૧૨ | ,, | ,, | ધર્મ૦ જંગલ |
| મીરઝાપુર | ૬ | ૪ | ૨ | ઉપાશ્રય |
| સહસેપુર | ૭ | નથી | નથી | મીશ્રીલાલજી મંદિર |
| બાબુસરાઈ | ૧૦ | ,, | ,, | બંગલો |

| | | | | |
|---|---|---|---|---|
| મીર્જાબાદ | ૭ | ,, | ,, | નીશાળ |
| બનારસ | ૧૧ | ઘણા | ૯ | ઠઠેરી બઝાર. ધર્મ૦ |

બનારસથી પટણા ૧૬૧ા માઇલ.

| | | | | |
|---|---|---|---|---|
| સીંહપુરી | ૩ | નથી | ૧ | ધર્મશાળા |
| ચંદ્રાવતી | ૧૦ | ,, | ૧ | ધર્મશાળા |
| સઈદપુર | ૯ | ,, | નથી | નીશાળ |
| બસીપુર | ૫ાા | ,, | ,, | નીશાળ |
| નંદગંજ | ૬ાા | ,, | ,, | ધરમાં |
| ગાજીપુર | ૧૧ | ,, | ,, | નીશાળ |
| ગોસપુર | ૧૦ | ,, | ,, | નીશાળ |
| ભાવડપુર | ૧૦ાા | ,, | ,, | નીશાળ |
| બકસર | ૮ા | ,, | ,, | નીશાળ |
| ભોજપુર | ૯ | ,, | ,, | નીશાળ |
| નીપાવ | ૭ | ,, | ,, | નીશાળ |
| શાહપુર | ૧૦ાા | ,, | ,, | નીશાળ |
| ગજરાજગંજ | ૮ | ,, | ,, | નીશાળ |
| આરા | ૧૧ | છે | ઘર દહેરાસર | શ્રાવકનું મકાન |
| કોઇલિવર | ૭ | નથી | નથી | નીશાળ |
| મનેર | ૧૧ | નથી | નથી | નીશાળ |
| ધઉદપુર | ૮ | નથી | નથી | નીશાળ |
| દાનાપુર | ૨ | છે. | ,, | ઘરમાં |
| બાજીપુરા | ૭ | ,, | ,, | ઘરમાં |

| | | | | |
|---|---|---|---|---|
| પટના | ૭ | ,, | છે. | ઉપાશ્રય |

પટણાથી અજીમગંજ ૩૬૭

| | | | | |
|---|---|---|---|---|
| ફતુહા | ૮ | નથી | નથી | નીશાળ |
| બખત્યારપુર | ૧૫ | ,, | ,, | ધર્મશાળા |
| ચેરી | ૪ | ,, | ,, | મંદિર |
| ભાગનવિઘા | ૮ | ,, | ,, | નીશાળ |
| બિહાર સરીફ | ૭ | ૫ | ૧ | ધર્મશાળા, ઉપાશ્રય |
| કુંડલપુર નાલંદા | ૮ | નથી | ૧ | ઉપાશ્રય |
| રાજગીરી | ૮ | ૫ | છે | ધર્મશાળા |
| પાવાપુરી | ૧૦ | નથી | છે | ધર્મશાળા |
| ગીરીયક | ૭ | ,, | નથી | નીશાળ |

(અહીંથી કાચા રસ્તે રાજગ્રહી ૭ માઇલ છે)

| | | | | |
|---|---|---|---|---|
| ગુણીયાજી | ૮ | નથી | ૧ | ધર્મશાળા |
| નવાદા | ૨ | ,, | નથી | ધર્મશાળા |
| કાલીગંજ | ૪ | ,, | ,, | નીશાળ |
| પકરી બરમા | ૯ | ,, | ,, | નીશાળ |
| પરશાવા | ૮ાા | ,, | ,, | નીશાળ |
| રામપુરા | ૮ાા | ,, | ,, | નીશાળ |

અહીંથી ૨ાા માઇલ પગ રસ્તે લછવાડ જવાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| લછવાડ | ૧૧ | ,, | ૧ | સાત પહાડી ઉપર મંદિર છે. |

